| | |
|---|---|
| નૂતન કામવિજ્ઞાન | ૩—૮—૦ |
| ગાંધીજીની સ્વરાજ્યસાધના | ૩—૮—૦ |
| બંદીવાન | ૨—૦—૦ |
| વંચિતા (અનુરૂપાદેવી) | ૩—૮—૦ |
| અધિકાર (નારાયણબાબુ) | ૩—૮—૦ |
| સુરમા ( ,, ) | ૩—૦—૦ |
| વિશ્વયુધ્ધને પગલેપગલે | ૨—૮—૦ |
| દેશવટો (પૂર્વાર્ધ) | ૩—૦—૦ |
| ,, (ઉત્તરાર્ધ) | ૨—૮—૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩—૦—૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨—૪—૦ |
| ગોદ (સીતારામ શરણ ગુપ્તની નવલકથા) | ૧-૧૨-૦ |
| મહારાજ્યોની યુધ્ધશક્તિ (ડુંગરશી સંપટ) | ૨—૦—૦ |
| જાતીય રોગો (સત્યકામ) | ૧—૮—૦ |
| સ્ત્રીઓનું આરોગ્ય (ડુંગરશી સંપટ) | ૧—૪—૦ |
| વિશ્વસાહિત્યની વાર્તાઓ (ભોગીલાલ ગાંધી) | ૩—૦—૦ |
| લગ્નસાધના (સોપાન) | ૨—૮—૦ |
| લગ્ન એક સમસ્યા ,, | ૨—૮—૦ |
| વરદાન | ૨—૦—૦ |
| મસ્ત ફકીરના હાસ્યછાંટણા | ૨—૦—૦ |
| વર્માની વિવિધ વાતો | ૨—૦—૦ |
| સુહાસિની | ૧—૦—૦ |
| દેવદાસી | ૧—૦—૦ |
| મારા વિના નહિ ચાલે | ૧—૦—૦ |
| દશમી | ૦-૧૨-૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | ૨—૮—૦ |
| લયલાના પત્રો | ૨—૦—૦ |
| વિરાટ જાગે છે ત્યારે (ગુણવંતરાય આચાર્ય) | ૨—૮—૦ |
| કથા હાસ્ય | ૨—૮—૦ |
| કથા કલાપ | ૨—૮—૦ |
| કથા કલગી | ૨—૮—૦ |
| નેચર ક્યોર (કુદરતી ઉપચારો) | ૨—૮—૦ |
| પાણીના સાથિયા | ૨—૮—૦ |
| ભયંકર ભુજંગ | ૧—૮—૦ |
| માયાની પૂતળીઓ | ૧—૮—૦ |
| પારસમણી અને હૃદયતેજ (Will Power) | ૨—૮—૦ |
| ગુલે પોલાંડ (ઉમાશંકર જોશી) | ૧—૦—૦ |
| પોલાંડનો તારણહાર | ૧—૦—૦ |
| Gandhi is India | ૧-૧૨-૦ |

**સી. શાંતિલાલની કંપની : બુકસેલર્સ : મુંબઈ ૨**

# ગાંધીજી
## ની
# સ્વરાજ્યસાધના

★

શાંતિ શાહ
મહેન્દ્ર સિંહા

★

સી શાંતિલાલની કંપની
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ–૨.

આઝાદીના અણનમ સૈનિકો અને શહીદોને.......

# આધારભૂત પુસ્તકોની સૂચિ




૧. દ. આફ્રિકા સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧–૨
૨. ચંપારણમાં ગાંધીજી
૩. અસહકાર
૪. રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ
૫. એક ધર્મયુદ્ધ
૬. ખેડાની લડત
૭. બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ
૮. "નવજીવનની" ની ફાઇલો
૯. "યંગ ઇન્ડિયા" ની ફાઇલો
૧૦. "હરિજન બંધુ" તથા "હરિજન" ની ફાઇલો
૧૧. આખરી ફેંસલો ભા. ૧–૨–૩–૪
૧૨. પં. જવાહરલાલની જીવનકથા
૧૩. "પ્રબુદ્ધ જૈન" ના કેટલાક અંકો
૧૪. "આત્મકથા" ભા. ૧–૨
૧૫. Congress Responsibilities for the disturbances in India in 1942–43.
૧૬. Misteries of Sir Stafford Cripps.
૧૭. Free Press Journal નાં કેટલાક અંકો
૧૮. Correspondence with Mr. Gandhi.
૧૯. A Report to Gandhiji.
૨૦. India unreconciled
૨૧. 'વંદે માતરમ્' તથા 'જન્મભૂમિ' ના કેટલાક અંકો




# બે શબ્દો.......

આપણા દેશના ઇતિહાસમાં યુદ્ધો તો અનેક થયાં છે. પણ સત્યાગ્રહયુદ્ધો આ બધાં યુદ્ધોમાં એક જુદી જ જાતની ભાત પાડે છે. બધાં યુદ્ધોનો ઇતિહાસ બહુ ઉજ્જવળ હોતો નથી. જ્યારે આ સત્યાગ્રહ યુધ્ધોનો ઇતિહાસ આપણી રાજકીય લડતમાં એક ઉજ્જવળ ઇતિહાસ છે. પરિણામોની નજરે જોનારને પણ આ ઇતિહાસ ઉજ્જવળ લાગશે.

પણ એ કરતાં પણ વધુ મહત્વનો ફાળો આ યુધ્ધોએ આપ્યો છે તે તો પ્રજામાં પ્રાણ પૂરવાનો છે. ૧૯૧૯માં અસહકારની મોટા પાયા ઉપર શરૂઆત થઇ એ પહેલાંની આપણી લડત સામાન્ય ગરીબ અને ગામડાઓમાં પડેલી જનતા સુધી પહોંચી નહોતી. શિક્ષિત વર્ગ સુધી જ રાષ્ટ્રીય લડત પહોંચી હતી. જ્યારે આ સત્યાગ્રહ શરૂ થયા પછી આ લડત આમજનતા સુધી પહોંચી ગઇ હતી. આબાલવૃદ્ધ, સ્ત્રી પુરુષ દરેકે આ લડતમાં પોતાનો ફાળો આપ્યો છે. અને આપી શકે છે. દેશના બધા વર્ગો જેમાં આ રીતે ભાગ લઇ શકે એવું આ સત્યાગ્રહનું શસ્ત્ર છે. પ્રજામાં સરકારની સામે ના પાડવાની પણ તાકાત નહોતી. તે તાકાત આ ઠંડા સત્યાગ્રહે પ્રજાને આપી છે. ગામડાંઓની અજ્ઞાન, ભોળી પ્રજાને ન્યાય કેમ માગવો તેની પણ ખબર પડતી નહોતી, સરકારના અમલદારોને ના પાડવાની જેમનામાં શકિત નહોતી ત્યાં આજે હવે ગમે તેવો અદનો માણસ પણ અન્યાયની સામે માથું ઊંચકી શકે છે. એ શકિત આ સત્યાગ્રહે આપી છે. અને અનેક વર્ષોથી સત્તાને નમવાનુંજ શીખેલી, કાયમ બીજાથી દબાતી, અન્યાયની નીચે કચડાતી, પ્રજામાં આ જાતની વૃત્તિ પેદા થાય એ એક જ પરિણામ સત્યાગ્રહ યુદ્ધની સફળતા માટે બસ છે.

દુનિયાના અન્યાયની સામે ન્યાય મેળવવાનાં યુધ્ધોમાં સત્યાગ્રહ તદન નવી જ ભાત પાડે છે. સત્યાગ્રહનો પ્રયોગ વ્યકિતઓએ અનેક

વાર કરેલો છે, પણ સામુદાયિક પ્રયોગ અને તે પણ આટલો સફળ પ્રયોગ એ ગાંધીજીએ ઉમેરેલું નવું તત્ત્વ છે. અને પરિણામની દ્રષ્ટિએ હિંદમાં જુદે જુદે સ્થળે થએલ પ્રયોગ સફળ નથી થયો એમ કોણ કહેશે ? ૧૯૩૦ ની "આખરી લડત"નું પરિણામ તો હિંદની રાજકીય ચળવળના આજ સુધીના ઇતિહાસમાં ઉજ્જવળ બનાવ ગણાશે. જેને પરિણામે પરાધીન દેશનો એક ભિખારી નેતા એક બાજુએ અને સાત સમુદ્ર ઉપર જેની આણ પ્રવર્તે છે એવા મહાપ્રતાપી સામ્રાજ્યનો સૂબો એક બાજુ, બન્ને સમાન દરજ્જે ભેગા મળીને સંધિ કરી શકે એ જ બનાવ પરાધીન દેશની પ્રજામાં ચેતન આણવા પૂરતો છે. અલબત્ત એ યુદ્ધમાં અનેક ત્રૂટીઓ હતી. અને તેથી જ એનાં દૃશ્ય પરિણામો ચિરકાળ ટકી રહેલાં દેખાતાં નથી. પણ ત્રૂટી તો કોની નથી હોતી ? પ્રજા હજી શીખતી જાય છે. અને એ કેળવણી જેમ વધતી જતી હશે તેમ તેમ ભવિષ્યનો માર્ગ વધારે પ્રકાશીત થતો જશે. હિંદુસ્તાનની કોટયવધિ આમજનતાને જગાડીને સરકારને પડકાર કરવાની હિંમત આપી શકે એવો બીજો કોઇ માર્ગ અત્યારે તો જડે એમ નથી જ.

દુનિયા આજે વેરઝેરમાં બળી રહી છે. એક વિજયી યુદ્ધની પૂર્ણાહુતિ બીજા અનેક ભયંકર યુધ્ધોનાં બીજો વાવતી જાય છે, અને વેરઝેરનો અગ્નિ તો વધતો ને વધતો જ જાય છે. કાયમને માટે માત્ર ભયથી જ શાંતિ સ્થાપવાનું અશકય છે. અને આજે યુરોપમાં તમામ ઠેકાણે ભયનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તેથી શાંતિનું નામનિશાન પણ નથી. આવી મનોદશામાં સત્યાગ્રહ અને અહિંસાનું તત્ત્વ જ સ્થાયી અસર કરી શકે તેમ છે. પ્રેમનું સામ્રાજ્ય એ જ સ્થાપી શકશે. કાયમી શાન્તિ બીજાનો સંહાર કરવાની શકિતથી નહિ સ્થપાય પણ શુદ્ધ અને સ્વેચ્છાએ કરેલા આત્મયજ્ઞથી જ સ્થપાશે. પણ આજે આ અવાજ દુનિયા સાંભળી શકે એમ નથી. ખાંડાનો ખખડાટ એવો ભયંકર છે કે એમાં નિઃશસ્ત્ર અહિંસાનો મૃદુ—નાદ તેમના કાન સુધી જવા સંભવ નથી. પણ

સત્યનું આચરણ તાત્કાલિક ન થાય તેથી સત્ય સત્ય મટી જતું નથી. અને આજે નહીં તો કાલે, વર્ષો પછી પણ અંતે દુનિયાને કદાચ આ માર્ગ પર વળવું જ પડશે.

અહિંસાનો ઉપરનો વિચાર કદાચ સ્વપ્નસેવીનો આદર્શ ગણાશે ભલે ગણાય. એવા સ્વપ્નસેવીઓએ જ દુનિયાના રૂપને ઘણી વાર ફેરવી નાખ્યું છે. પણ આપણા ઈતિહાસ પર ફરી નજર કરીએ તો આપણી નવીન પ્રજાને અને અજ્ઞાન પ્રજાને તો આ ઇતિહાસ જરૂર પ્રેરણા આપનારો નીવડશે એમાં શંકા નથી. દરેક સત્યાગ્રહને અંતે ન્યાયને વિજય થયેલો જોઇ શકાય છે અને તેથી જ આ ઇતિહાસ નિરાશાજનક નહીં પણ આશા ઉત્પન્ન કરનારો છે.

અંતે આ બધી હકીકતો એક સાથે એકઠી કરીને યોગ્ય રીતે મૂકવામાં ભાઇ શાંતિલાલ તથા મહેન્દ્રે જે શ્રમ લીધો છે તે સંપૂર્ણ સફળ થયો છે એમ કહ્યા વગર અને તેમને ધન્યવાદ આપ્યા વગર રહી શકાય તેમ નથી.

**ભાસ્કરરાવ ગ. વિદ્વાંસ.**

# સત્યાગ્રહોની સાલવારી

| | | |
|---|---|---|
| ૧. દક્ષિણ આફ્રિકા સત્યાગ્રહ: | ૧૯૦૬ના | સપ્ટેમ્બરથી ૧૯૧૪ના જૂન સુધી. |
| ૨. ચંપારણનો સત્યાગ્રહ: | ૧૯૧૭ના | એપ્રિલની ૧૦મીથી ૧૯૧૮-ના માર્ચની ૪થી સુધી |
| ૩. મીલ મજૂર સત્યાગ્રહ: | ૧૯૧૮ના | ફેબ્રુઆરીની ૨૨મીથી ૧૯૧૮ ના માર્ચની ૨૦મી સુધી |
| ૪. ખેડા સત્યાગ્રહ: | ૧૯૧૭ના | નવેમ્બરની ૨૦મીથી ૧૯૧૮ ના માર્ચની ૬ઠ્ઠી સુધી |
| ૫. અસહકાર: | ૧૯૨૦ના | જુનની ૨૨મીથી ૧૯૨૨ ના માર્ચની ૯ મી સુધી |
| ૬. બોરસદ સત્યાગ્રહ: | ૧૯૨૨ | |
| ૭. નાગપુર ઝંડા સત્યાગ્રહ: | ૧૯૨૩ના | મેની ૧લીથી ૧૯૨૪ના માર્ચની ૧૮મી સુધી |
| ૮. બારડોલી સત્યાગ્રહ: | ૧૯૨૮ ના | માર્ચની ૧૨મીથી ૧૯૨૮ ના ઓગસ્ટની ૭મી સુધી. |
| ૯. ૧૯૩૦ની લડત: | ૧૯૩૦ ની ૧૨મી માર્ચથી ૫ મી માર્ચ ૧૯૩૧ સુધી | |
| ૧૦. ૧૯૩૨ની લડત: | ૧૮ મી એપ્રિલ ૧૯૩૨ થી ૨૦મી મે ૧૯૩૪ સુધી | |
| ૧૧. નવમી ઓગસ્ટ: | ૯મી ઓગસ્ટ ૧૯૪૨થી પુસ્તક પ્રકાશન સુધી ચાલુ છે. | |



# પ્રાસ્તાવિકઃ—

દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં સાતેક વર્ષ પહેલાં, અમે છઠ્ઠી શ્રેણીમાં ભણતા હતા ત્યારે, અમારા વર્ગના સૌ વિદ્યાર્થીઓએ બબ્બેના સહકારમાં જુદા જુદા વિષય પર એક એક પુસ્તક લખવું એવી અમારા ઇતિહાસ શિક્ષક શ્રી. ભાસ્કરભાઇએ યોજના ઘડી હતી. મહેન્દ્રે અને મેં 'સત્યાગ્રહ–યુદ્ધો'નો વિષય પસંદ કર્યો હતો. ભાસ્કરભાઇની સતત પ્રેરણા નીચે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહયુદ્ધથી શરૂ કરી ૧૯૩૦–૩૨ની લડતની પૂર્ણાહુતિ સુધી પહોંચ્યા ત્યારે, અમને એવી કલ્પના ય નહોતી કે કોઇ દિવસે પણ આ પુસ્તક પ્રસિદ્ધ થશે. એ તો માત્ર અમારા વિનયમંદિરની નાનકડી દુનિયાનું હસ્તલિખિત પુસ્તક જ રહેવાનું હતું !

આજને તબક્કે જ્યારે એ પ્રસિદ્ધ થઈ રહ્યું છે ત્યારે **'નવમી-ઓગસ્ટ'**ની લડત પણ એમાં ઉમેરાઇ જાય તો ઠીક એમ મને લાગ્યું. મહેન્દ્ર તો દૂર બિહારમાં હતા. તેથી એ આખું લખાઇ રહ્યા પછી એ મહેન્દ્રને બતાવવાની અને એમની સંમતિ લેવાની મારી તીવ્ર ઇચ્છા હતી. પરંતુ દુર્ભાગ્યે, મારા પ્રયત્નો છતાં, પત્રવ્યવહાર મારફત પણ એમનો સંપર્ક સાધી શકાયો નથી. અને એમને આ લડતની કથા બતાવી શકયો નથી.

અમે બંન્નેએ સાથે મળીને જે લખ્યું હતું તે નજીવા સુધારા વધારા સાથે જેવું તે સાત વર્ષ પહેલાં હતું તેવું ને તેવું જ કાયમ રાખ્યું છે. **'નવમી ઓગસ્ટ'**ની લડત મળી તેટલી સાધન સામગ્રી સાથે ઘણી જ ઝડપથી, જેવી રીતે હું એને અંકોડાબંધ જોતો ગયો અને વાંચતો ગયો, તેવી જ રીતે મેં અહીં આલેખી છે.

**'ગાંધીજીની સ્વરાજ્ય સાધના શું ?'** એ પ્રશ્નનો જવાબ મને તો ચાર શબ્દોમાં જ સમાઇ જતો લાગે છેઃ 'એમણે રાષ્ટ્રને જાગ્રત કર્યું.' જાગ્રત થયેલું રાષ્ટ્ર પછી થોભાવ્યું થંભતુ નથી. એ પોતાના સ્વાભા-

વિક વિકાસક્રમને પંથે આગળ વધે છે. અરજીઓ કરવાના માર્ગમાંથી બહાર નીકળી આવી, માગણીઓ મૂકવાના, દેખાવો કરવાના, આંદોલન ચલાવવાના, જેલ જવાના અને ભોગ અને કુરબાનીના માર્ગ પરથી પસાર થઇ, આજે અહિંસક આક્રમણના સંભવિત માર્ગ પર પ્રજા આવીને ઊભી છે. **'નવમી ઓગસ્ટ'**ની લડત દરમ્યાન પ્રજા ઘણી આગળ વધી છે, એનું કારણ કદાચ એ ન હોય કે આ વખતે અહિંસાની વિશાળ મર્યાદા સિવાયની બીજી કોઇ પણ મર્યાદાથી એ મુક્ત હતી? તે છતાં સાચું માર્ગદર્શન યોગ્ય સમયે મળ્યું હોત તો પ્રજા એથીય આગળ વધી હોત, એમ પણ ન હોય?

આજે સેંકડો પ્રશ્નો ગાંધીજીની મુક્તિ પછી ઊભા થઈ રહ્યા છે. અહિંસાની વ્યાખ્યા બાંધવામાં ય આજ ઘણા મતભેદો પ્રવર્તે છે. ગુપ્તતા અહિંસામાં સમાઇ શકે? પ્રજાને માર્ગદર્શન આપવા નેતાઓ સરકારની નજરથી છૂપા રહી શકે? અહિંસક આક્રમણનું સ્વરૂપ કેવું હોઇ શકે? ખેડૂત અને મજૂરનો એમાં કેટલો ભાગ? વિદ્યાર્થીઓનું શું સ્થાન? આ અને બીજા અનેક પ્રશ્નો આજે આઝાદીના સૈનિકોના મનમાં ઘોળાઇ રહ્યા છે. એ પ્રશ્નોને ઉકેલવાના માર્ગમાં આ પુસ્તક થોડું ઘણુંય જો ઉપયોગી થશે તો મને આનંદ થશે.

શ્રી. ભાસ્કરભાઇની પ્રેરણા ન હોત તો કદાચ આ પુસ્તક લખાયું જ ન હોત. તેમની તેમ જ બીજા મિત્રોની મદદ માટે તેમનો સૌનો આ તકે અમારા બન્ને વતી આભાર માનું છું.

**શાન્તિ શાહ**


૧૯૩૦ પહેલાંના સત્યાગ્રહો
ગુરૂકાબાગ.
ચંપારણ
અસહકાર સત્યાગ્રહ
અમદાવાદ
ખેડા
બોરસદ
કાઠિયાવાડના સત્યાગ્રહો.
બારડોલી
નાગપુર
મુળશીપેઠ
ગંતુ
દક્ષિણ આફ્રિકા
નટુ

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સત્યાગ્રહની લડતની શરુઆત કરી ત્યારે એક નવું જ પ્રતિકાર શસ્ત્ર, નવું જ તત્ત્વજ્ઞાન, નવી જ વ્યૂહરચના અસ્તિત્વમાં આવ્યાં. પ્રતિકારની પ્રચલિત માન્યતાઓ અને વિચારોથી એ તદ્દન નવા જ પ્રકારનું શસ્ત્ર હતું. આ શસ્ત્રમાં પ્રચંડ શકિત હતી. તેથી આટલે દૂરથી પણ હિંદી જનતા પોતાના ભાઇઓના એ સુંદર પ્રતિકારને પ્રશંસાપૂર્વક જોઈ રહી. વર્ષોની ગુલામીથી ટેવાઇ ગયેલી અને સ્વમાન પણ ભૂલી ગયેલી આપણી પ્રજામાં આત્મભાન પ્રગટયું. આટલે દૂરથી પણ એ લડતના પ્રણેતા ગાંધીજીએ આ જનતાના હૃદયમાં સ્થાન જમાવ્યું.

અત્યાર સુધી જનતાના હિતને માટે લડતી મહાસભા માત્ર બુદ્ધિજીવી વર્ગ સુધી જ પહોંચી હતી, આમજનતાને સ્પર્શી શકી નહોતી. ગાંધીજીએ આ સ્થિતિ ફેરવી નાખી. આમજનતા પણ હવે લડતમાં શામેલ થઇ અને મહાસભાના ઝંડા નીચે એકત્ર થઈ. ત્યારપછી થયેલા સત્યાગ્રહ યુદ્ધોએ જનતાને વધુને વધુ જાગ્રત કરી છે, સ્વાર્પણની ભાવના અર્પી છે, અન્યાય પ્રત્યે ઉગ્ર અસહિષ્ણુતા પ્રગટાવી છે, આઝાદી ભણી કૂચ કરવા પ્રેરણા આપી છે અને ક્રાન્તિનું આહ્વાન આપ્યુ છે. આ સત્યાગ્રહની પહેલી કલ્પના અને એ કલ્પના ને પહેલવહેલું મૂર્તસ્વરૂપ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ યુધ્ધેજ આપ્યું છે. સત્યાગ્રહ શબ્દ પણ ત્યારે જ પ્રથમ શોધાયો.

આપણે પ્રતિકારના નવાજ માર્ગને દર્શાવતા, નવો ચીલો પાડતા પ્રથમ સત્યાગ્રહનું જરા વિસ્તાર પૂર્વક દર્શન કરીએ.

## દક્ષિણ આફ્રિકા સત્યાગ્રહ

( ૧૯૦૬ ના સપ્ટેમ્બરથી ૧૯૧૪ ના જૂન સુધી )

**ભૂમિકા..........**

અંગ્રેજો દક્ષિણ આફ્રિકામાં આવી વસ્યા. ત્યાં તેમણે જોયું કે ત્યાંની જમીનમાં સુંદર પાક નીપજી શકે છે. એ પોતે તો થોડાક જ હતા. ખેતી કરવી હોય તો મજૂરો જોઇએ. એમને હબ્સી મજૂરો મળી શકે એમ ન હતું. કારણ કે હબ્સી લોકો પોતે થોડી મહેનત કરી પોતા પૂરતું મેળવી લેતા. ગુલામીનો કાયદો પણ નાબૂદ થયો હતો. એટલે ગુલામીના બંધનમાં પણ તેઓ હબ્સીઓને પકડી શકે તેમ નહોતું. આવી પરિસ્થિતિમાં તેઓ શું કરવું તેનો વિચાર કરવા માંડયા.

એમણે હિંદી સરકાર પાસે મજૂરોની માગણી કરી. હિંદી સરકારે કરાર પત્ર ઘડયું. તેમાં મજૂરો પર કાંઇ ભાવી દુ:ખ આવી પડે તો તેના માટે વિચાર કરવામાં નહોતો આવ્યો. જો કે એમાં હિંદી સરકારે ખાવાપીવાની સામાન્ય સગવડ જાળવી હતી પરંતુ દૂર પડેલા અભણ મજૂરો પોતાની રક્ષા કેમ કરી શકે તેનો વિચાર કરવાંમાં આવ્યો ન હતો.

૧૮૪૦–૫૦ માં ભારતમાંથી હિંદીઓને સૌથી પ્રથમ દ. આફ્રિકામાં મજૂરો તરીકે મોકલવામાં આવ્યા. એ મજૂરો ત્યાં ગિરમીટીઆ તરીકે ઓળખાતા.

બીજી બાજુથી વેપારીઓ આજુબાજુના ટાપુમાં વસતા તા તેઓનું આ તરફ ધ્યાન ખેંચાયું અને તેઓ પણ અહીં દક્ષિણ આફ્રિકામાં આવી પહોંચ્યા.

આ બધા હિંદીઓને ત્યાં કૂલી કહેવામાં આવતા. તેઓ ગિરમીટીઆ હોય કે વેપારી હોય, અથવા બેરીસ્ટર કે વકીલ હોય તો પણ

દરેકને કૂલી નામથીજ સંબોધવામાં આવતા. વકીલને કૂલી વકીલ કહેતા. વેપારીને કૂલી વેપારી કહેતા. દરેક હિંદી તરફ ગોરાઓ તિરસ્કાર અને અપમાનની દૃષ્ટિથી જોતા. હિંદી વેપારીઓ વેપારમાં હોંશિયાર હતા. તેમની મીઠાશથી તેઓ ત્યાંના મૂળ વતની હબ્સીઓની સારી એવી ઘરાકી મેળવી શકયા હતા. જ્યારે આ વેપારીઓ આવ્યા અને પોતાની બાહોશીથી વેપારને ઉન્નત કર્યો ત્યારે અહીંના ગોરાઓના મનમાં એ ખટકવા લાગ્યું. આ હિંદી વેપારીઓની ઉન્નતિની વાત હિંદમાં પણ ફેલાઇ. અને ત્યાંથી પણ બીજા વેપારીઓ અને તેમની સાથે મહેતાઓનો વર્ગ દાખલ થયો. હિંદીઓ ગોરાના હરીફ થયા હતા.

ગિરમીટીઆઓ પાંચ વર્ષની મુદ્દત સુધી કામ કરવા બંધાયા હતા. ત્યારપછી તેઓ સ્વતંત્ર હિંદી તરીકે ત્યાં વસવા માટે હકકદાર હતા. ત્યાં તેઓ વેપાર કરવા માટે અને ખેતરોમાં પાક ઉત્પન્ન કરવા માટે પણ હકકદાર હતા. આ બધા હીંદીઓ ગિરમીટમુકત હિંદીઓ કહેવાતા. ગિરમીટમુકત હિંદીઓએ પણ ખેતર વસાવવા માંડયું. અને સુંદર પાક ઉપજાવી ગોરાના હરીફ થઇને ઊભા રહ્યા.

ગોરા માલિકોને તો કેવળ ગુલામ જ જોઇતા હતા. અને આ હિંદીઓ તેમના હરીફ થઇને ઊભા રહે તે તેમને પરવડતું ન હતું. ગિરમીટીઆઓ ગુલામ જેવી સ્થિતિમાં હતા. કરારપત્રમાંથી પાંચ વરસની મુદ્દત બાદ તેઓ મુકત થઇને હરીફ થાય તે તેઓ બિલકુલ ઇચ્છતા નહોતા. આ બધા હવે તેમની (ગોરાઓની) કમાણીમાં ભાગીદાર થવા માંડયા એટલે તેમણે આ બધા ગિરમીટીઆઓની સામે હિલચાલ શરૂ કરી.

ગોરા માલિકોએ સરકાર પાસે માગણી કરી કે તમે કરારપત્રમાં એવી શરત લખાવી લો કે તેઓ ગિરમીટ પૂરી થયે હિંદ પાછા જશે. અથવા તો ફરી ગિરમીટમાં દાખલ થશે. બીજી માગણી એ

કરવામાં આવી કે તેઓ અહીં જો મુક્ત થઇને રહે તો તેમને માથે સખત વેરો નાખવો. આ માગણીનું તાત્કાળિક પરિણામ કાંઇ ન આવ્યું. પરંતુ સરકાર પર અસર પડી તો ખરીજ. છેવટે ૧૮૯૩–૯૪ માં દર ગિરમીટીઆ દીઠ ૨૫ પૌંડ એટલે ૩૭૫ રૂ. નો વાર્ષિક માથાવેરો નાખવાની હિંદ સરકાર પાસે માંગણી કરવામાં આવી. હિંદના વાઇસરૉય લૉર્ડ એલ્ગીનને એ માંગણી બહુ વધારા પડતી લાગવાથી દરેક ગિરમીટીઆ દીઠ ત્રણ પૌંડનો વેરો નાખવામાં આવ્યો. દરેક સ્ત્રી, દરેક પુરુષ, ૧૬ વરસનો છોકરો અને ૧૨ વરસની છોકરી—એ દરેકે આ વેરો ભરવો જ જોઇએ. મજૂરોને માથે આ અસહ્ય બોજો હતો. આની સામે હિંદીઓ ખૂબ ઝૂઝયા પરંતુ કાંઈ પરિણામ ન આવ્યું. ૨૫ પૌંડના ત્રણ પૌંડ કરવામાં આવ્યા એટલે વધારે દબાણમાંથી ઓછું દબાણ કર્યું એટલું જ.

હિંદી વેપારીઓ ત્યાં સ્થિર થઇ પોતાની પ્રતિષ્ઠા અને વેપારની આબાદી વધારતા ગયા. તેઓએ તો નાતાલની ધારાસભા માટે ઉમેદવારી પણ કરી. આ બધું ગોરાઓ સાંખી શકે તેમ ન હતું. એટલે પહેલો કાયદો એમની સામે એ કરવામાં આવ્યો કે કોઇપણ નવો હિંદી મતદાર ન થઇ શકે. હિંદી પ્રજા આ કાયદાની સામે થઇ. અને છેવટે આ બીલ સંસ્થાનના પ્રધાન લૉર્ડ રિપને નામંજુર રાખ્યું. પરંતુ એને બદલે બીજાં બે નવાં બીલ દાખલ થયાં. જેમાં આમ ઉપરથી રંગભેદ ન લાગે પરંતુ હુમલો તો હિંદીઓ પર જ હતો. હિંદી પ્રજાના વેપાર પર આ કાયદાથી અંકુશ મુકાતો હતો, અને હિંદી પ્રવેશ પર પ્રતિબંધ મુકાતો હતો. દરેક વેપારીએ વેપારને માટે પરવાના કઢાવવા જોઇએ. આ પરવાના ગોરાઓને તરત મળતા પણ હિન્દીને તો મહામુશ્કેલીએ મળે. બીજો કાયદો એવો હતો કે જે હિન્દી યુરોપની ભાષામાં અરજી લખી શકે તે જ દાખલ થઇ શકે, એટલે લાખો અભણ હિન્દીઓ માટે

પ્રવેશદ્વાર આપોઆપ બંધ થઈ જતું હતું. પ્રજા આ કાયદા સામે ઝૂઝી. છતાં પણ કાયદા પસાર થયા.

ટ્રાન્સવાલમાં પણ હિંદીઓએ પોતાનો વેપાર જમાવ્યો. અને ગોરાઓના હરીફ થઇને ઊભા રહ્યા. અહીં પણ ગોરાઓમાં ખળભળાટ થઇ રહ્યો. હિંદીઓ સામે કાયદા કરવાની માગણી કરવામાં આવી. આ કાયદામાં ટ્રાન્સવાલમાં દાખલ થવા કોઇ હિંદી ઇચ્છતો હોય તો તેની પાસેથી ૨૫ પૌંડ લેવામાં આવે, તેનાથી એક તસુ પણ જમીન ન લેવાય. અને મતદાર તો તે થઇ શકે જ નહીં તેવી શરતો હતી. હિંદી પ્રજા આ કાયદા સામે લડી અને છેક વડી સરકાર પાસે આ વાત પહોંચી. બ્રિટીશ વડી સરકાર અને ટ્રાન્સવાલની સરકાર વચ્ચે બ્રિટીશ રૈયતના હકકો જાળવવાની કલમ હતી. વડી સરકારે વિરોધ કર્યો. છેવટે પંચ નીમાયું. અને એ પંચે ખોટો ફેંસલો આપ્યો અને નક્કી કર્યું કે ૨૫ પૌંડને બદલે ત્રણ પૌંડનો કર રહેશે અને સરકાર નકકી કરે તે જમીન લેવી. હિન્દીઓને ભાગે ગંદી જમીન જ મળતી. પાણી બત્તીની સગવડ એમને માટે નહોતી. ન ખપતો ન ગમતો માનવી, એવો એ હિંદી ત્યાં જેમતેમ રહેતો. એ કાયદાઓના અર્થ સત્તાધીશો મન ફાવતો કરતા આવ્યા છે—એટલે એક નવો અર્થ કાઢવામાં આવ્યો કે હિંદી કોમ પોતાના વાડામાં જ વેપાર કરી શકે.

ફ્રી સ્ટેટમાં તો સ્વતંત્ર હિંદીઓ વેઇટર તરીકે જ રહી શકે. બાકી એને રહેવાનો હકક જ નહોતો.

કેપ કોલોનીમાં પણ હિંદીઓ સામે હિલચાલ થતી. પરંતુ ત્યાં મલાયી લોકોની વસ્તી વધુ હોવાથી બહુ મુશ્કેલી નહોતી આવતી. મલાયી લોકો પણ મુસલમાન હતા; એટલે એમની સામે કાંઇ પગલાં નહોતાં લઇ શકાતા.

આપણે જોઇ ગયા કે ગોરાઓ હિંદીઓનો દક્ષિણ આફ્રિકામાંથી વસવાટ દૂર કરવા માટે પોતાનાથી બનતું કરી રહ્યા હતા. અને હિંદી

પ્રજા પણ પોતાનાથી બની શકે એ રીતે વિનંતીઓ કરી, વિનવણીઓ કરી, સહીઓ મોકલીને, અરજીઓ કરીને પણ પોતાની હસ્તી કાયમ રહે એ માટે પ્રયત્ન કરતા હતા. આ રીતે ગોરાઓ અને તેમની સામે ઊભા રહેલા ઉન્નત વેપારીઓ: એ બે વચ્ચે તકરારો ચાલ્યા જ કરતી. જેમ જેમ આવા કાયદાઓ હિંદીઓ પર લાદવામાં આવ્યા તેમ તેમ તેઓ સંગઠિત થતા ગયા. સમાન હિતવાળા હિંદીઓએ એકત્ર થવું જ રહ્યું. અસ્તિત્વ જ મિટાવી દેવામાં આવે એવી આ પરિસ્થિતિ હતી. એવે વખતે કોઇ એવા માનવીની જરૂર હતી જે આ ભૂમિકા પર સૌને સંગઠિત કરે. શ્રદ્ધા પ્રગટાવે અને પ્રતિકાર શક્તિ જાગ્રત કરે.

ગાંધીજી અહીં ૧૮૯૩ માં કેસ લડવા માટે આવ્યા હતા. અહીં એમની પર દુઃખો વીત્યાં. એમનું કેટલીક જગ્યાએ અપમાન થયું, કોઇપણ સ્વાભિમાની માનવી આ અપમાન અને અન્યાયો સહન ન જ કરી શકે, અને ગાંધીજી પણ તે ન સહી શકયા. તેઓએ હિંદી વેપારીઓને અને બીજા તમામ હિંદીઓને આની સામે થવાનું કહ્યું. ગાંધીજીના દ. આફ્રિકામાં જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ હિંદીઓની સ્થિતિના વધુ ને વધુ કડવા અનુભવ થતા ગયા. કાળા અને ગોરાના ભેદ તેઓએ ત્યાં જોયા. હિંદીઓ ટ્રેનમાં તો થર્ડ કલાસમાં જ મુસાફરી કરી શકે. હિંદીઓ ફૂટપાથ પર ન ચાલી શકે. હિંદીઓ સીગરામમાં ન બેસી શકે. હિંદીઓને ગોરા વેપારીઓ ગાળો આપે અને મારે; એમનું અપમાન કરે, તેમને હોટલમાં ઊતરવા ન દે, આવાં જે કાળા ગોરાના ભેદ ગાંધીજીએ જોયા તે બધા તેમના દિલમાં ખટકવા લાગ્યા. તેમણે હિંદી પ્રજાને જાગ્રત કરવા માંડી અને સંગઠિત થવા હાકલ કરી.

## હિંદી મહાસભા

૧૮૯૪ ના જૂન માસમાં ગાંધીજીએ નાતાલ હિંદી મહાસભા સ્થાપી. મહાસભાનું કાર્ય વ્યવસ્થિત કરી તેઓ ૧૮૯૭ માં હિંદ ગયા. હિંદુસ્તાનના મોટા મોટા દેશનેતાઓને તેઓ મળ્યા. તેઓને દક્ષિણ આફ્રિકાની સ્થિતિ

જણાવી. અખબારોના અધિપતિઓને પણ ત્યાંની સ્થિતિથી વાકેફ કર્યા. અખબારોમાં લેખો લખ્યા અને એવી રીતે તેઓએ હિંદની જનતાને દ. આફ્રિકાના હિંદીઓની સ્થિતિની જાણ કરી. હિંદમાં બધા આ સ્થિતિથી અણજાણ જ હતા. પણ હિંદી અખબારોમાં આ વસ્તુ જાહેર થઇ. રૂટરનો તાર ઇંગ્લેંડ પહોંચ્યો અને ઇંગ્લેંડમાં પણ આ વસ્તુ જાહેર થઇ. દક્ષિણ આફ્રિકામાં પણ ખબર આવ્યા કે ગાંધીજીએ આવી જાતની વસ્તુસ્થિતિ બહાર પાડી દીધી છે. ગોરાઓ ગાંધીજી ઉપર ચિડાયા, ખૂબ ઉશ્કેરાયા અને ગાંધીજીનો વિરોધ કરવા માટે સભા પણ બોલાવી. તીખા ભાષણો થયાં. અને ગોરાઓ ગાંધીજીને જીવતા બાળી મૂકવા માટે પણ તત્પર થઈ ગયા.

આ બાજુ ગાંધીજીને પણ હિંદીઓ તરફથી આફ્રિકા એકદમ પાછા બોલાવવામાં આવ્યા હતા. ગાંધીજી એકદમ સ્ટીમરમાં ચડી બેઠા. તે જ દિવસે એક બીજી સ્ટીમર પણ જતી હતી. બંને સ્ટીમરમાં મળીને ૮૦૦ હિંદી ઉતારુઓ હતા. ગોરાઓ તો ધુંવા ફુંવા થઇ રહ્યા હતા. તેમાં વળી અકસ્માત ૮૦૦ જણા સાથે ગાંધીજી આવતા હતા એટલે એમને એમ લાગ્યું કે ગાંધીજી આખું દક્ષિણ આફ્રિકા હિંદીઓથી ભરી દેવા માગે છે.

ગોરાઓએ નિશ્ચય કર્યો કે ઉતારુઓને ઊતરવા ન દેવા. સરકાર પાસે એમણે માગણી કરી. બીજા કોઈ પણ જાતના કાયદાના સાધનને અભાવે સરકારે એમને સ્વાસ્થ્યના કાયદાની રૂએ ૨૩ દિવસ સુધી એમને રોકી રાખ્યા. મુદત પૂરી થઇ. ઉતારુઓ તો મક્કમ નિશ્ચયી હતા. અને આવી રીતે પાછા જવું પડે એ અપમાન સહન કરી શકે તેમ ન હતા. સ્ટીમરના માલિકને સ્ટીમર પાછી મોકલે તો લાંચ આપવાનું કહેવામાં આવ્યું. પણ તેઓ હિંદી હતા અને આવું અપમાન સહન કરી લેવા તૈયાર ન હતા. ગોરાઓને સમજાવવામાં આવ્યા. અને એમનો ઉશ્કેરાટ શાંત પાડવામાં આવ્યો. ઉતારુઓ ઊતર્યા. ગાંધીજી પણ બધા ઊતરી

ગયા પછી ઊતર્યા. રસ્તામાં ગોરા છોકરાઓ ભેગા મળી ગાંધીજીને ઓળખી કાઢી તેમનો હુરીઓ કરવા લાગ્યા, પથરા મારવા લાગ્યા. જુવાન ગોરાઓ પણ ભળ્યા, અને આધેડ ગોરાઓએ પણ સાથ આપ્યો. ગાંધીજીને માર પડયો. પરંતુ માર પડતો હતો તેવામાં જ ત્યાંના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની પત્ની મીસીસ એલેકઝાંડર આવ્યા અને પોતાના પ્રભાવથી લોકોના ટોળામાંથી છૂટા પાડી ગાંધીજીને તેમના ઉતારે પહોંચતા કર્યા. ત્યાં પણ ગોરાઓનું ટોળું જમા થયું. ગોરાઓ ગાંધીજીને બાળવા તત્પર થઇ રહ્યા હતા. પોલીસે છૂપી રીતે વેશ બદલાવી ગાંધીજીને બચાવી લીધા. ગાંધીજીને કહેવામાં આવ્યું કે તમે ફરિયાદ કરો, પણ ગાંધીજી તો કોઇની ઉપર પણ બદલો લેવા ઇચ્છતા ન હતા તેથી તેમણે ના પાડી.

ગાંધીજી અહીં આવી પહોંચ્યા પછી તેમણે ઇંગ્લાંડની સાથે નાતાલ હિંદી મહાસભાનો સંબંધ બાંધ્યો. ત્યાં વસતા હિંદીઓની સાથે પત્ર વ્યવહાર ચાલુ રાખ્યો. ત્યાંના અખબારોમાં પણ દક્ષિણ આફ્રિકા વિષે લેખમાળા ચાલુ કરવામાં આવી. મનસુખલાલ નાઝર નામના ભાઇને હિંદીઓ તરફથી વિલાયત મોકલવામાં આવ્યા. અને જ્યાં જ્યાંથી અને જેમની જેમની મુલાકાત મેળવી શકે તેમ હતું ત્યાં અને તેમની એક પણ મુલાકાત લેવાની તેમણે બાકી રાખી ન હતી.

બોઅર યુદ્ધ ૧૮૯૯માં શરૂ થયું. તેમાં બોઅરોનું પ્રાધાન્ય અંગ્રેજોને મટાડી દેવું હતું. તેમાં એ કારણ પણ બતાવવામાં આવ્યું કે બોઅરો બ્રિટીશ રૈયત–હિંદી પ્રજાને પણ અડચણકર્તા થઇ પડે છે. બંને પક્ષ તરફથી તૈયારીઓ થઇ ગઇ હતી. ગાંધીજીએ ચારસો હિંદીઓને લઇ અંગ્રેજોને મદદ કરી. તેમનું કામ મુખ્યત્વે ઘવાયેલાઓની સારવાર કરવાનું, તેમની હેરફેર કરવી, વગેરે હતું. ગાંધીજી આમ મદદ કરી અંગ્રેજોનો અસહકારનો આક્ષેપ દૂર કરવા માગતા હતા. તેમણે ત્યાં ખૂબ સેવા કરી. આ લડાઇનું પરિણામ એ આવ્યું કે ચારે સંસ્થાનો બ્રિટીશ તાજ નીચે આવ્યાં: કેપ કોલોની, ફ્રી સ્ટેટ, નાતાલ અને ટ્રાન્સવાલ.

લડાઈ પછી હિંદીઓની કેવી સ્થિતિ થઈ તે હવે આપણે જોઈએ. જે હિંદીઓને વિરોધી ગણવામાં આવતા હતા તેમણે જ બોઅર યુદ્ધમાં મદદ કરી. હિંદીઓને અત્યાર સુધી, 'આ બધા સંસ્થાનો પર વડી સરકારનો સીધી રીતે કાબૂ નથી' એમ કહી બધી ફરિયાદોને ટાળવામાં આવતી. હવે ચાર સંસ્થાનો પર વડી સરકારનો કાબૂ આવ્યો એટલે હિંદીઓની ફરિયાદો દૂર થવી જ જોઈએ કેમકે એમને કહેવામાં આવ્યું હતું કે તમારી બધી અગવડો દૂર કરવામાં આવશે. એમ પણ જણાવવામાં આવ્યું હતું કે જે જૂના કાયદાથી રંગદ્વેષ ઊભો થાય છે તે બધા જ લાગુ નહીં પડે, પરંતુ લડાઇ પછી એ જૂના કાયદાઓ કાયમ રહ્યા. જમીનો સારી જગ્યામાં ન જ મળી. ટ્રાન્સવાલમાં નવા હિંદીઓને માટે પ્રવેશબંધી કરવામાં આવી. એક એશિયાટીક ખાતું ખોલવામાં આવ્યું. તેનું કામ જ હિંદીઓના હકક પર અંકુશ મૂકવાનું હતું. એની મારફત નવા આવતા હિંદીઓનો અટકાવ કરવાનું અને જૂનાની સ્થિતિ તેઓ કાયર થઈને ટ્રાન્સવાલ છોડીને ચાલ્યા જાય તેવી કરી મૂકવાની હતી. વળી એવો કાયદો પણ કરવામાં આવ્યો કે નવા પરવાના કઢાવવા. તેમાં કઢાવનારની સહી, અંગુઠાની છાપ અને છબી લેવામાં આવે. આવો કાયદો સ્વીકારવાની હિંદીઓની જરા પણ ફરજ ન હતી. જેમ હિંદુસ્તાનમાં 'ડીફેન્સ ઓફ ઇન્ડીયા એકટ' પ્રજા પજવણીની ખાતર જ છે તેમ આ કાયદો પણ સુલેહ જાળવવાના નામથી ઓળખાતો. પરંતુ હિંદીઓની પજવણી ખાતર જ કરવામાં આવ્યો હતો. છતાં હિંદીઓએ મરજિયાત પરવાના કઢાવી સુલેહ જાળવવા માટેની પોતાની તૈયારી દેખાડી આપી.

આ દરમ્યાન ગાંધીજી એક વાર હિંદ જઈને પાછા પણ આવી ગયા હતા. કારણ એ હતું કે મી૦ ચેમ્બરલેન અહીં વસતા હિંદીઓની તપાસ કરવા માટે આવતા હતા. અને હિંદીઓની પરિસ્થિતિથી જો કોઈ સૌથી વધારે વાકેફ હોય તો તે ગાંધીજી હતા. ગાંધીજી ચેમ્બરલેનને મળ્યા. એનું કાંઇ પરિણામ ન આવ્યું. અને

ઉપર બતાવ્યા તેવા બધા કાયદા અમલમાં તો આવ્યા જ. હિંદીઓએ મરજિયાત પરવાના તો કઢાવી જ લીધા હતા. પણ એટલેથી જ ગોરાઓનો હેતુ સરે એમ ન હતું. એટલે એક નવો અને હિંદીઓ પર વધુ અંકુશ મૂકનારો કાયદો કરવામાં આવ્યો. એ કાયદા પ્રમાણે ટ્રાન્સવાલમાં રહેનારા દરેક હિંદી પુરુષ, સ્ત્રી અને આઠ વર્ષ ઉપરના બાલક બાલિકાઓએ એશિયાટીક દફતરમાં પોતાના નામ નોંધાવી પરવાના મેળવવા જોઈએ. એ પરવાના લેતી વખતે જૂના પરવાના અમલદારને સોંપી દેવા. નોંધાવવાની અરજીમાં નામ, ઠામ, જાત, ઉંમર વગેરે આપવાં. નોંધનાર અમલદારે અરજદારના શરીર ઉપરની મુખ્ય નિશાનીઓ નોંધી લેવી. અરજદારના બધા આંગળાની અને અંગુઠાની છાપ લેવી. ઠરાવેલી મુદતની અંદર જે હિંદી સ્ત્રીપુરુષો આ પ્રમાણે અરજી ન કરે તેના ટ્રાન્સવાલમાં રહેવાના હક્ક રદ થાય. અરજી ન કરવી એ કાયદેસર ગુન્હો ગણાય. તેને સારુ જેલ મળી શકે, દંડ થઈ શકે અને કોર્ટની મુન્સફી મુજબ હદપાર પણ કરવામાં આવે. બાળકોની અરજી માબાપે કરવી જોઇએ. નિશાનીઓ, આંગળા વગેરે લેવાને સારુ બાળકોને અમલદારોની સમક્ષ રજુ કરવાની જવાબદારી પણ માબાપોની. જો માબાપે જવાબદારી અદા ન કરવાની હોય તો ૧૬ વર્ષની ઉંમરે પહોંચતા યુવાને પોતે તે અદા કરવી જોઈએ. જે જે સજાને પાત્ર માબાપ થાય તે જ સજાને પાત્ર ૧૬ વર્ષની ઉમરે પહોંચેલા જુવાનિયા પણ ગણાય, જે પરવાના અરજદારને આપવામાં આવે તે હરકોઇ અમલદારની પાસે જ્યારે અને જ્યાં માગવામાં આવે ત્યારે અને ત્યાં હાજર કરવા જ જોઇએ. પરવાના હાજર ન કરવા એ ગુન્હો ગણાય. ને તેને સારુ કેદ અથવા દંડની સજા કોર્ટ કરી શકે. આ પરવાનાની માગણી રસ્તે ચાલતા મુસાફરની પાસે પણ કરી શકાય. પરવાના તપાસવાને સારુ અમલદાર ઘરપ્રવેશ કરી શકે. ટ્રાન્સવાલની બહારથી દાખલ થતા હિંદી સ્ત્રીપુરુષે તપાસનાર અમલદાર પાસે પોતાના પરવાના રજુ કરવા જ જોઇએ. અદાલતોમાં કોઇ કામસર જાય અથવા મહેસૂલ ઓફિસમાં

વેપારની કે બાઇસીકલની રજાચિઠ્ઠી લેવા જાય ત્યાં પણ અમલદાર પરવાના માગી શકે. એટલે કોઇ પણ સરકારી ઓફિસની અંદર તેને લગતું કાંઈ કામ લેવા તે જાય તો અમલદાર હિંદીને દાદ આપતા પહેલાં હિંદીની પાસેથી તેનો પરવાનો માગી શકે. આ પરવાનો રજુ કરનાર અથવા રાખનાર માણુસ પાસેથી તે વિષેની જે જે હકીકત માગે તેનો ઇન્કાર કરવો તે પણ ગુન્હો ગણાય. અને તેને માટે પણ કેદ અથવા દંડની સજા કોર્ટ કરી શકે.

હિંદી પ્રજાને માટે આ કાયદો અપમાનકારક હતો. દુનિયાના કોઇપણ ભાગમાં સ્વતંત્ર પ્રજાને માટે આવો કાયદો કરવામાં નથી આવ્યો. આ કાયદાનો હેતુ નવા આવતા હિંદીઓને અટકાવવાનો હતો અને ત્યાં વસતા હિંદીઓને રીબાવી રીબાવીને કાઢવાનો હતો. આંગળીઓની નિશાની લેવી એ તો ગુન્હેગારને માટે જ હોય. કોઇ પણ પ્રજા આવો કાયદો સહન ન કરી શકે. સ્ત્રીઓના શરીર પરની નિશાનીઓ લેવી, આંગળાની છાપ પાડવી તે પણ હિંદી સહન ન કરી શકે તેમ હતું. ગાંધીજીએ આગેવાનોની સભા બોલાવી. તેમાં મોટા મોટા વેપારીઓ, વકીલો ને બેરીસ્ટરો હાજર હતા. આ કાયદો બધાને સમજાયો ત્યારે સૌ ઉશ્કેરાઇ ગયા. કેટલાકે કહ્યું કે "અમે મરી જઇશું, પણ આ કાયદાને તાબે નહીં થઈએ. જે અમલદાર અમારી સ્ત્રીઓના અંગૂઠાની છાપ લેવા આવશે તેને અમે ઠાર કરશું, પછી ભલે અમારું ગમે તે થાય." ગાંધીજીએ આ કાયદાને સમજાવતાં કહ્યું, "આ કાયદાથી માત્ર ટ્રાન્સવાલમાં વસતી હિંદી પ્રજાનું જ નહીં, પરંતુ દ. આફ્રિકામાં વસતા હિંદી માત્ર અને તેથી પણ આગળ જઇએ તો આખા હિંદુસ્તાનનું અપમાન થાય છે. અપમાનનો અર્થ જ એ કે નિર્દોષ માણસના માનનો ભંગ કરવો. આપણે આ કાયદાને પાત્ર છીએ એમ કહેવાય જ નહીં. આપણે નિર્દોષ છીએ. નિર્દોષ પ્રજાના એક પણ અંગનું અપમાન તે આખી પ્રજાના અપમાનની બરાબર છે." જાહેર સભા બોલાવીને પ્રજાને આ કાયદાનું ગાંભીર્ય સમજાવવાનું નક્કી કરવામાં આવ્યું.

## સત્યાગ્રહનો જન્મ

યાહુદીઓની એક નાટકશાળામાં સભા બોલાવવામાં આવી. ટ્રાન્સવાલમાંના જુદા જુદા શહેરોના પ્રતિનિધિઓને બોલાવવામાં આવ્યા હતા. ગાંધીજીએ આ કાયદાને લગતો એક ઠરાવ ઘડયો અને પ્રજાને તે બરાબર સમજાવ્યો. બધાને લેવાની પ્રતિજ્ઞા સમજાવવામાં આવી. એમાં આવતી મુશ્કેલીઓ, મરણ સુધી અડગ રહેવાનો નિશ્ચય, એની ગંભીરતા અને જવાબદારી પણ સમજાવવામાં આવી. ગાંધીજીને લોકોએ અપાર શાંતિથી સાંભળ્યા. ગાંધીજીની ચેતવણી અને ગંભીરતા છતાં બધા અડગ હતા. આખી સભાએ ઊભા થઇ પ્રતિજ્ઞા કરી, કે આ કાળા કાયદાને તેઓ કદી વશ નહીં થાય. તેઓ મરી જશે, તેમના ઘરબાર વેચાઇ જશે, જેલમાં જવું પડશે. માર ખાશે પણ આ કાયદાનો તેઓ સામનો કરશે. એની સામે તેઓ છેવટ સુધી ઝઝુમશે. આખી સભામાં ખૂબ જ ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. બીજે દિવસે એ નાટકશાળા અકસ્માત્ બળી ગઈ અને લોકો આનંદમાં આવીને બોલી ઊઠયા કે "જેમ આ નાટકશાળા બળીને ખાખ થઈ ગઇ તેમ આ કાયદો પણ બળીને ખાખ થઇ જશે." ઠેકઠેકાણે સભાઓ ભરાઇ અને પુનઃ પુનઃ પ્રતિજ્ઞાઓ લેવાઇ. 'ઇન્ડીઅન ઓપીનીઅન'માં પણ એજ ચર્ચા મુખ્યત્વે ચાલવા લાગી. હિંદીઓમાં અજબ ઉત્સાહ અને શ્રદ્ધા પ્રગટી રહ્યાં હતાં.

એક ડેપ્યુટેશન સરકારની પાસે ગયું. સરકારની સાથે વાટાઘાટ કરી. સરકાર તરફથી બહેનોને કાયદામાંથી મુક્તિ આપવામાં આવી. હિંદીઓમાં ઉત્સાહ બમણા વેગથી વધ્યો.

આ હિલચાલ શાંત સામનાની હતી. આમાં લોકોએ પોતે પોતાની ઉપર દુઃખ સહેવાના હતાં. સામે એક હરફ સુદ્ધાં ઉચ્ચારવાનો ન હતો. જેલોમાં ભરતી થવાનું હતું, ગમે તેવાં અપમાન પણ સહન કરવાના હતાં. ભૂખે મરવાનું હતું. અને આ બધી હાડમારી અને અત્યાચાર માટે ફરિયાદનો એક શબ્દ પણ ઉચ્ચારવાનો ન હતો. આ હિલચાલ એ

નબળાઇની નિશાની નહોતી પણ એમાં બળનો ઉપયોગ હતો. અને એની આખી રચના એ શક્તિ ઉપર જ કરવામાં આવી હતી. આ હિલચાલને 'પેસીવ રેઝીસ્ટન્સ'ના નામથી ઓળખવામાં આવતી હતી. પરંતુ એ નામની પાછળ અર્થ તો એ હતો કે નબળા લોકો શરૂઆતમાં પ્રાથમિક તૈયારી રૂપે આ હિલચાલને શસ્ત્ર તરીકે વાપરે અને પછી વખત આવ્યે હિંસા પણ કરી બેસે. ત્યારે આ હિલચાલમાં તો હિંસાને બીલકુલ સ્થાન નહોતું. આથી ઉપલું નામ આને યોગ્ય ન હતું. નવા નામ માટે ચર્ચા થવા માંડી. મગનલાલ ગાંધીએ સદાગ્રહ નામ સૂચવ્યું અને ગાંધીજીએ એમાં થોડો ફેરફાર કરી આ લડતને સત્યાગ્રહનું નામ આપ્યું. સત્યાગ્રહ એટલે સત્ય અને શાંતિથી નીપજતું બળ. પછી તો એ શબ્દ બહુ પ્રચલિત બની ગયો.

વિલાયતમાં હિંદીઓ તરફથી એક ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું. એમાં ગાંધીજી અને હાજી વજીરઅલી એ બે જણ હતા. એમનું કામ પ્રધાનમંડળને મળવાનું, પાર્લામેંટના સભાસદોને મળવાનું અને એમને આ કાયદાની વસ્તુસ્થિતિ સમજાવવાનું હતું. એ ઉપરાંત આ લડત માટેની મદદ મેળવવાનું પણ એમને ભાગે હતું. બધાને ગાંધીજી અને હાજી મળ્યાં પણ કાંઇ વળ્યું નહીં. જ્યાં જ્યાં જઇ શકાય એવું હતું તે દરેક ઠેકાણે તેઓ પહોંચી જતા. ત્યાંના હિંદી વિદ્યાર્થીઓ પણ ખૂબ મદદ કરતા. આટલા બધા પ્રયત્નો છતાં તેનું પરિણામ શૂન્યમાં આવ્યું.

ગાંધીજી દ. આફ્રિકા પાછા આવ્યા. જે કોઈ પ્રયત્ન લડત પહેલાં કરી શકાય તે દરેક કરી જોયો. તેને અજમાવ્યો પણ એનું પરિણામ કાંઈ ન આવ્યું. તે પછી સત્યાગ્રહ મંડળ સ્થાપવામાં આવ્યું. સંખ્યાબંધ સભ્યો નોંધાયા. પ્રજાએ ખૂબ પૈસા આપ્યા. ઠેકઠેકાણે સભાઓ ભરવામાં આવી. સંખ્યાબંધ માણસોએ હાજરી આપી. કેટલાક ખરી પડયા. પણ પાછી એટલી જ જાગૃતિ! એટલો જ હર્ષ ને એટલો જ ઉત્સાહ! ફરી શ્રદ્ધાપૂર્વક પ્રતિજ્ઞા લેવામાં આવી.

## લડતની શરૂઆત

જુલાઇ માસમાં પરવાના કઢાવવાના હતા. એ માસ નજદીક આવતો હતો. હિંદીઓ તૈયાર અને સુસંગઠિત થતા જતા હતા. એક જંગી સભા ભરવાનો ઠરાવ થયો. ટ્રાન્સવાલના પાટનગર પ્રિટોરીયાની મસ્જીદના ખુલ્લા ચોગાનમાં આ સભા બોલાવવામાં આવી. ટ્રાન્સવાલમાં હિંદીઓની વસ્તી તેર હજારની હતી. તેમાંથી ૬૦૦૦ની મેદની એ સભામાં હાજર હતી. જુદા જુદા શહેરોમાંથી પ્રતિનિધિઓ આવ્યા હતા. એ સભામાં સમજાવવામાં આવ્યું કે કેવળ પોતાની શકિત પરજ આ લડતનો આધાર છે. આ સભામાં જનરલ બોથા તરફથી પણ એક પ્રતિનિધિ મોકલવામાં આવ્યો. એક કોમને બળાત્કારે નમાવવી તે તેમને ન ગમવાથી તેમને પણ ચિંતા થઇ રહી હતી. આ પ્રતિનિધિએ જણાવ્યું કે "હિન્દી કોમે જેટલું કરવું જોઇએ તેટલું કર્યું અને પોતાનું નામ જાળવ્યું છે પણ જ્યારે કોમનો વિરોધ સફળ ન થયો અને કાયદો પસાર થયો ત્યારે હવે કોમે એ કાયદાને વશ થઇને પોતાની વફાદારી અને શાંતિપ્રિયતા સાબિત કરી દેવા જોઇએ..એ કાયદાની રૂએ, જે કાયદાઓ ઘડાયેલા છે તેમાં કંઇ નાનો સૂનો ફેરફાર કરવો હોય તો તે વિષે કોમનું કહેવું જનરલ સ્મટસ સાંભળશે.........ટ્રાન્સવાલની સરકાર આ કાયદા વિષે મક્કમ છે તેની સામે થવું એ ભીંત સામે માથું અફાળવા જેવું છે. તમારી કોમ સામે થઇ ખુવાર ન થાય અને ફોગટ દુઃખ ન ભોગવે એમ હું ઇચ્છું છું."

પછી હિંદીઓએ ભાષણ આપવા શરૂ કર્યાં. અહમદ કાછલીઆ હિંદુ–મુસ્લીમ પ્રત્યે સમદર્શી હતા. એકનિષ્ઠ અને સ્વાર્પણમાં તેઓ આગળ રહેતા. તેમણે સભામાં બોલતાં કહ્યું:

"આ ખૂની કાયદો દરેક હિંદી જાણે છે. ટ્રાન્સવાલની સરકારની સત્તા આપણે જાણીએ છીએ પણ આ ખૂની કાયદાના ડર કરતાં વધુ ડર એ શું બતાવી શકે એમ છે? જેલમાં નાખશે, આપણો માલ વેચશે,

આપણને દેશપાર કરશે, ફાંસી દેશે; એ બધું સહન થઈ શકે તેમ છે. પણ આ કાયદો તો સહન ન જ થાય. હું ખુદાની કસમ ખાઈને કહું છું કે હું કતલ થઈશ, પરંતુ આ કાયદાને વશ નહીં થાઉં અને હું ઈચ્છું છું કે આ સભા પણ એ જ નિશ્ચય પર આવે.” ગમે તે થાય પરંતુ આ કાયદાને નહીં નમવાની ભીષણ પ્રતિજ્ઞા કાછલીઆએ કરી અને ઘણા એને અનુસર્યા.

૧૯૦૭ના જુલાઈના અંતમાં એશિયાટીક ઓફિસો ખૂલી. સત્યાગ્રહમંડળ તરફથી દરેક ઓફિસ પર પિકેટીંગ કરવાનો હુકમ હતો. સ્વયંસેવકોને કહેવામાં આવ્યું હતું કે કોઈ પણ પરવાના કઢાવનાર હિંદીની સાથે બેઅદબીથી ન વર્તે, તેનું નામ પૂછે, ન આપે તો બળાત્કાર કે અવિનય ન કરે, કાયદાને વશ થવાથી નુકસાન કેટલું થાય છે તેની પત્રિકા દરેક ઓફિસમાં જનાર હિંદીને આપે, તેની સમજણ આપે, પોલીસની સાથે પણ અદબથી વર્તે. પોલીસ ગાળ દે, માર મારે તો શાંતિથી સહન કરે. માર સહન ન થઈ શકે તો ત્યાંથી ખસી જાય. પોલીસ પકડે તો ખુશીથી પકડાઈ જાય. દરેક ટુકડીનો નેતા નીમાયો હતો. એ કહે તેમ કરવાનું હતું.

ધીમે ધીમે પાંચસો હિંદીઓએ પરવાના કઢાવ્યા. આ પહેલી ફાટફૂટ પડી. કેટલાક છૂપી રીતે કઢાવ્યા, પછી તો શરમ પણ તૂટી અને પરવાના જાહેર રીતે લેવાવા માંડયા.

ખૂબ પ્રયત્નો કર્યા છતાં પણ તેર હજારની વસ્તીમાંથી માત્ર ૫૦૦ના જ નામ મળ્યાં ત્યારે એશિયાટીક ઓફિસના અમલદારો કોઈકને પકડવા જોઈએ એ નિર્ણય ઉપર આવ્યા. પહેલા કેદી તરીકે રામસુંદર પંડિતને પકડવામાં આવ્યા. આથી હિંદીઓમાં ખળભળાટ થઈ ગયો. થોડીવારમાં તો એ પ્રખ્યાત થઈ ગયા. જનતામાં ઉત્સાહ વધ્યો. એને દરરોજ નવું ખાવાનું મોકલતા, એ છૂટયા ત્યારે એનો

સત્કાર કરવામાં આવ્યો. પછી તો એ ભાઇ લડતને છેલ્લી સલામ કરીને ચાલી ગયા.

'ઇંડીયન ઓપીનીયને' સારી સેવા કરી. પ્રથમથી જ ખોટ આવતી હતી. છતાંય આ પત્ર મારફત લડતની કેળવણી મળતી. અંગ્રેજી અને ગૂજરાતી એમ બે વિભાગો મારફત જનતાને લડતનું શિક્ષણ આપવામાં આવતું એનો વાંચકવર્ગ વિશાળ હતો. એની મારફત પણ હિંદીઓ લડતા, ચાલુ ઇતિહાસનું એમાં પ્રતિબિંબ પડતું. સરકારને એ નહોતું ગમતું.

સરકારે ફરી કોઇને પકડવાનો વિચાર કર્યો. સરકારે મોટા મોટા આગેવાનોને પકડી લડતનું બળ તોડવાનું નક્કી કર્યું. ગાંધીજીને અને બીજા કેટલાકને, જેમાં એક ચીના લોકોના સરદાર પણ હતા તે બધાને કોર્ટમાં હાજર રહેવાનો હુકમ મળ્યો. ચીના લોકોએ પણ હિંદીઓને આ લડતમાં સાથ આપવાનું સ્વીકાર્યું હતું કેમકે તેમને પણ કાળો કાયદો લાગુ પડતો હતો ગાંધીજીને બે માસની કેદની સજા થઇ. લોકોએ આ સજાનો કાળા વાવટાના દેખાવથી વિરોધ કર્યો. પછી તો સત્યાગ્રહી કેદીઓની ભરતી થતી ચાલી. બધાએ જેલ ભરી નાખવાનો નિશ્ચય કર્યો હતો. ફેરીવાળાને ફેરી કરતી વખતે પરવાના રાખવા પડતા અને પોલીસ માગે ત્યારે બતાવવાના હતા. તેઓ પરવાના ન બતાવતા અને પકડાતા જતા. જેલમાં નિત્ય નવીન ખબર મળતાજ જતા. સંખ્યા વધતી ચાલી. સંખ્યા ૧૫૦ની થઈ.

હવે સરકારે વધુ કડક થવા માંડયું. સાદી કેદમાંથી સખત કેદ આવી. ભોજનમાં પણ સારું ગયું ને ખરાબ આવ્યું. પેટપૂરતું પણ આપવાનું બંધ કર્યું. મજૂરી કરાવતા અને છતાંય ભૂખે મારતા. આરોગ્યની દ્રષ્ટિએ પણ ખોરાક તદ્દન ખરાબ હતો.

## પ્રજા અને સરકાર

સરકાર જ્યાંસુધી પ્રજાકીય હિતોને અવગણુતી હોય છે ત્યાં સુધી એ બન્ને વચ્ચે વિરોધ હોય જ છે. આમજનતા જાગે છે ત્યારે ગમેતેવી

સરકાર એની સામે ટકી શકતી નથી. જનતા જ્યારે સામર્થ્ય બતાવે છે ત્યારે સરકાર મસલત અને સુલેહ, સુધારાના ટુકડાઓ અને ફાટેલ આભને થીગડાં દેવા તરફ ધ્યાન નાખે છે.

## મસલત અને સુલેહ

ત્યાંના એક ગોરા અધિપતિ કાર્ટરાઈટ સરકાર સાથે મસલત કરવા ગયા. એક પખવાડિયું થયું. કાર્ટરાઈટે જનરલ સ્મટ્સની સાથે મસલત કરીને સમાધાની માટે સંમતિ મેળવી. પછી કોમના આગેવાનોને મળ્યા. આગેવાનોએ એમને ગાંધીજી સાથે મસલત કરવા માટે મોકલ્યા. કાર્ટ-રાઈટ ગાંધીજીને મળવા જેલમાં આવ્યા.

એક કરારપત્ર તૈયાર કરવામાં આવ્યું હતું કે મરજિયાત પરવાના કઢાવી લેવામાં આવે તો ખૂની કાયદો રદ કરવામાં આવશે. આમાંની ભાષા ગોળ ગોળ હતી તે સુધાર્યા પછી ગાંધીજીએ સહી કરી. પછી ગાંધી–સ્મટ્સની મુલાકાત થઈ. સ્મટ્સે એમને વચન આપ્યું કે મરજિ-યાત પરવાના કઢાવી લેશો તો એશિયાટીક એક્ટ રદ કરીશ. ગાંધીજીને પછી તે જ વખતે છોડી મૂકયા. બીજા સત્યાગ્રહીઓને બીજે દિવસે છોડવાનું વચન આપ્યું.

## સમાધાનીનો વિરોધ

ગાંધીજી જોહાનીસ્બર્ગ આવી પહોંચ્યા. એક સભા બોલાવવામાં આવી. વખત થોડો હતો. છતાં ઘણા માણસો સભામાં આવી પહોંચ્યા. ગાંધીજીએ સભા પહેલાં આગેવાનોને સમાધાનીની વિગતો સમજાવી. પહેલાં તો વિરોધ થયો પણ પછી બધાં સમજી શકયા. પરંતુ બધાને એક શક હતો.–"આપણે મરજિયાત પરવાના લઈને, આપણા કાંડા કાપી દેવા એટલે તો આપણી પાસે એ કાયદાનો વિરોધ કરવાનું જે એક શસ્ત્ર છે તે આપણે હાથે કરીને છોડી દેવું. ખરી સમાધાની તો એ કે ખૂની કાયદો પહેલાં રદ કરે અને પછી આપણે મરજિયાત પરવાના કઢાવીએ."

ગાંધીજીનું ભાષણ પૂરું થયું કે તરત જ એક પઠાણ ભાઇ ઊભા થયા અને ઉપરાઉપરી સવાલો કરવા માંડયા.

ગાંધીજીની ઉપર ૧૫૦૦૦ પૌંડ લાંચ લેવાનો આરોપ મુકાયો. પોતાના ભાષણમાં એમણે આ દલીલોનો જવાબ આપ્યો અને કહ્યું કે ગોરાઓનો જે વહેમ છે કે 'હિંદીઓ છાનામાના ટ્રાન્સવાલમાં ઘૂસી જાય છે' એ વહેમને મરજિયાત પરવાના લઇ આપણે દૂર કરવો જોઇએ. આપણે તો આ કાયદો કાળો છે. અને તેથી એ કાયદાનો કાળો ડાઘ દૂર કરવાનો છે. આપણે સત્યાગ્રહીઓ તો વિશ્વાસનો વીસ વખત ભંગ થાય તો પણ એકવીસમીવાર વિશ્વાસ મૂકીએ. અને ફરી પાછો આપણે સત્યાગ્રહ કરવો હોય તો ક્યાં નથી કરી શકવાના?' દસ આંગળા આપવા એ પઠાણોને મન ખૂબ આકરું લાગતું હતું. ગાંધીજીએ ફરી સમાધાનીનો સાચો અર્થ સમજાવ્યો. પણ પઠાણ ભાઇઓ તો માન્યાજ નહિ. એક પઠાણ મીરઆલમે પ્રતિજ્ઞા કરી કે "હું ખુદાના કસમ ખાઇને કહું છું કે જે કોઇ માણસ એશિયાટીક ઓફિસમાં જવાની પહેલ કરશે તે માણસને હું ઠાર મારીશ."

ગાંધીજીએ કહ્યું: "હું પ્રજાને લાંચ લઇને વેચું એ કોઇ ન જ માને એવી મને ખાત્રી છે. હું તો ઇશ્વર પાસે માગીશ કે મને જ પહેલા-પહેલ કરવા દે. મરવું તો સૌને નસીબે છે જ. રોગથી મરવું અથવા કોઈ બીજા એવી જાતના કારણથી મરવું તેના કરતાં મારા કોઇપણ ભાઇને હાથે મરવું તેમાં મને દુઃખ હોય જ નહિ પણ મારનાર પાછળથી તો સમજી જશે કે હું નિર્દોષ હતો."

ઉપરના પ્રશ્નોને ગાંધીજીએ ઠીક ઠીક રીતે સમજાવ્યા. આટલા બધા પ્રશ્નો અને તડાતડી થવાનું કારણ એ હતું કે તેઓ ખૂબ ઉશ્કેરાઇ ગયા હતા. તેમના મનમાં ચોક્કસ થઇ ગયું હતું કે આ કાળો કાયદો પહેલાં રદ થવો જ જોઇએ. જે કાયદાને માટે આટલી બધી લડત ચલાવી તેમાં તે કાયદો રદ થયા પહેલાં પરવાના કઢાવતા તેઓ શરમાતા હતા. તેથી આટલો વિરોધ થાય તે સ્વાભાવિક હતું.

સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા. પહેલા થોડા દિવસ લોકોને સમજાવવામાં જ ગયા. લોકોએ પરવાના કઢાવવાનું નક્કી કર્યું. પરવાનાનું રૂપ પણ તદ્દન બદલવામાં આવ્યું હતું. સત્યાગ્રહ–મંડળની સાથે મસલત પણ થઇ હતી. ગાંધીજી સૌથી પહેલા પરવાનો કઢાવવા ઉપડયા. એમની ઉપર મીરઆલમે હુમલો કર્યો. ગાંધીજીની ખોપરી પર ફટકો પડયો. તેઓ બેભાન થઇને પડી ગયા. મી. ડૉક તેમને પોતાને ત્યાં લઇ ગયા. પછી મીરઆલમને પકડવામાં આવ્યો. ગાંધીજીએ એને છોડી મૂકવાનું કહ્યું. એમણે માંદા માંદા પણ પહેલો પરવાનો કઢાવ્યો. ગાંધીજીનો તાર આવવાથી મીરઆલમને છોડી મૂકવામાં આવ્યો. વળી ગોરાઓએ આવા હુમલા કરનારને સજા થવી જ જોઇએ એમ કહ્યું. મીરઆલમને પકડવામાં આવ્યો. એને ૬ માસની સજા કરી. ગાંધીજીની સારવાર ડૉક કુટુંબે સુંદર રીતે કરી. ગાંધીજીએ બિછાનેથી સંદેશો મોકલ્યો કે 'હુમલો કરનાર પર રોષ નહીં કરતા, હિંદુ–મુસલમાન વચ્ચે ખટરાગ ઉત્પન્ન નહીં કરતા અને સંપ અને શાંતિથી રહેજો. હું ખુદાની આગળ માગું છું કે તેઓ કોમનું ભલું કરે. તેને સત્યને રસ્તે ચડાવે અને હિંદુ–મુસલમાનને મારા લોહીના પાટા વડે સાંધે.'

ગાંધીજી સુંદર સારવારથી સાજા થયા. જેમ ટ્રાન્સવાલમાં ઉપર બતાવ્યા પ્રમાણે સમાધાની માટે હોહા થઇ હતી તેમજ નાતાલમાં પણ ગેરસમજૂત ફેલાઇ હતી. તેથી ગાંધીજીએ ડરબન જઇ તરત જ સભા બોલાવી. સભામાં ગાંધીજીએ સમાધાની સમજાવી. સભા પૂરી થવા આવી એટલામાં હુમલાની તૈયારી દેખાઇ. પોલીસે વચ્ચે આવી અને ગાંધીજીને બચાવી લઇ ગઈ. ત્યાંથી ગાંધીજી પછી ફિનિકસ ગયા. ત્યાં તેમનું કામ એક જ રહેતું કે ખૂબ લખવું અને સમાધાની સમજાવવી ને ગેરસમજ દૂર કરવી.

આટલો વિરોધ છતાં હિંદીઓએ આ સમાધાની પાળી અને મરજિયાત પરવાના કઢાવી લીધા. સરકાર અને ગોરાઓએ પણ એ કબૂલ કર્યું. સરકારને સંતોષ થાય એ રીતે બધાએ પરવાના કઢાવી લીધા,

હવે કાયદો રદ થવો જ જોઈએ એની રાહ જોઈને બધા બેઠા હતા. પણ જનરલ સ્મટ્સે આ કાયદો રદ કરવાને બદલે ખૂની કાયદાને બહાલ રાખતો ખરડો બહાર પાડયો અને મરજિયાત પરવાના કાયદેસર ગણ્યા.

આમ જનરલ સ્મટ્સે વિશ્વાસઘાત કર્યો. પહેલાં આપેલા વચનનો એમણે રીતસર ભંગ કર્યો. હિંદીઓ ખૂબ ખળભળી ઊઠયા. બધા ગાંધીજી ઉપર તૂટી પડયા. અને કહેવા લાગ્યા "અમે તો કહેતા જ હતા કે એ વિશ્વાસઘાત કરશે." ગાંધીજીને બધા ઉપરાછાપરી પ્રશ્નો પૂછવા લાગ્યા. ગાંધીજીએ બધાને સમજાવ્યા. ફરી લડત ચલાવવા વિષે જે શંકા બધાને હતી તે દૂર કરી.

ગાંધીજીએ તરત જ સ્મટ્સને કાગળ લખ્યો તેમાં 'સમાધાનીનો ભંગ છે' એમ વર્ણવ્યું. મિ. કાર્ટરાઇટ પણ આ વાત સાંભળી થીજી ગયા. તેમણે પણ કાગળ લખ્યો. ગાંધીજીએ 'ઈંડીઅન ઓપીનીઅન'માં 'વિશ્વાસઘાત'ના મથાળા હેઠળ લખાણો લખ્યા. પણ એ બધાની જનરલ સ્મટ્સ ઉપર કાંઇ અસર ન થઈ.

ગાંધીજીએ આખરે અલ્ટીમેટમ આપતો પત્ર લખ્યો. તેમાં જણાવ્યું કે "સમજૂતીનો ભંગ કરવામાં આવ્યો છે. તમે એશિયાટીક કાયદો રદ નથી કર્યો. આ કાયદો રદ નહીં થાય તો હિંદીઓ પરવાના બાળી મૂકશે અને જે જે મુશ્કેલીઓ આવશે તેને વિનય અને દ્રઢતાપૂર્વક સહન કરી લેશે." એમાં મુદત ઠરાવવામાં આવી હતી કે અમુક દિવસમાં એનો જવાબ આવવો જ જોઈએ. મુદતની અંદર જવાબ ન આવ્યો. જે દિવસે એ કાયદા ધારાસભામાં પસાર થવાના હતા તે જ દિવસની છેલ્લી મુદત હતી; જવાબ ન આવે તો પરવાના બાળી મૂકવાનો નિશ્ચય હતો.

## સત્યાગ્રહ ફરી શરૂ

ઠરાવેલી મુદ્દતનો એ દિવસ આવી પહોંચ્યો. સભાની જાહેરાત કરવામાં આવી. મસ્જીદના ચોગાનમાં ઘણા વખત પહેલાંથી માણસોનો પ્રવાહ વહેવા લાગ્યો. હિંદીઓમાં ઉત્સાહ હતો. આજે નવી લડતના પ્રયાણ કરવાના હતા. બધાના મોઢા પર આનંદ હતો. સભા શરૂ થવાનો સમય થયો એટલામાં જ જનરલ સ્મટ્સનો કાગળ આવ્યો. હિંદીઓના નિશ્ચય માટે એમાં દિલગીરી બતાવવામાં આવી હતી. હિંદીઓમાં બમણો ઉત્સાહ આવ્યો. કમિટીની પાસે બે હજાર પરવાના બાળવા માટે આવી ચૂકયા હતા. ગાંધીજીએ ફરી બધાને ચેતવણીના સૂર દીધા. કોઇને કાંઇ બોલવું હોય તો બોલવા કહ્યું. અને મીરઆલમ ઊભો થયો. એ વિરોધ કરવા માટે નહીં પણ હુમલાને માટે જાહેર સભામાં માફી માગવા. ગાંધીજીએ એનો હાથ હર્ષથી ચાંપ્યો. એણે પોતાનો અસલ પરવાનો બાળવા માટે આપ્યો. સભામાં ફરી એક વાર આનંદનું મોજું ફરી વળ્યું. બે હજાર ઉપરાંત પરવાનાની ગાંસડી લાકડા ઉપર મૂકેલી કડાઇમાં પધરાવી. ઘાસલેટ રેડીને ગાંધીજીએ દિવાસળી મૂકી. આખી સભા ઊભી થઇ ગઈ. બાળવાની ક્રિયા ચાલુ થઇ. પરવાનાનો વરસાદ વરસવા માંડયો. જેમણે હજુ પરવાના નહોતા આપ્યા, બીકથી કે પોતાના ડગુમગુ નિશ્ચયથી, તે બધા કડાઇમાં આવી પડવા લાગ્યા. નિશ્ચય, ઉત્સાહ અને શ્રદ્ધાના ત્રિવિધ આનંદથી આખી સભા પુલકિત થઇ. દેશપરદેશના છાપાના પ્રતિનિધિઓ હાજર હતા. તેમણે આનું વર્ણન છાપાંઓમાં મોકલ્યું. અમેરિકાના ખબરપત્રીએ તો બોસ્ટન બંદર પર અમેરિકાના અંગ્રેજોએ વિલાયતથી આવેલી ચાની પેટીઓ ડુબાડી દીધી હતી અને ઇંગ્લાંડને વશ નહિ થવાનો નિશ્ચય જાહેર કર્યો હતો તેની સાથે આ પ્રસંગને સરખાવ્યો. એક તરફ તેર હજાર નિરાધાર હિંદીઓનો સમુદાય અને એની સામે ટ્રાન્સવાલનું બળવાન રાજ્ય; એ દક્ષિણ આફ્રિકાની સ્થિતિ. અને અમેરિકામાં સર્વ વાતે કુશળ એવા લાખો ગોરાઓ અને તેની સામે અંગ્રેજી સલ્તનત; આ સરખામણીમાં અતિશયોકિત નહોતી.

એશિયાટીક કાયદાની સાથે બીજો એક કાયદો પસાર થયો હતો. જેમાં એક પણ નવો હિંદી ટ્રાન્સવાલની સરહદમાં દાખલ થઈને વસી ન શકે એવી પેરવી કરવામાં આવી હતી. આ કાયદાનો સામનો પણ સત્યાગ્રહમાં દાખલ કરવામાં આવ્યો. સ્મટ્સે જાહેર કર્યું કે "ગાંધીને તસુ આપો તો હાથ માગે છે; હું ગાંધીને જેટલો ઓળખું છું તેટલો તમે નથી ઓળખતા. હું તો એકેએક હિંદી ખુવાર થઈ જશે તો પણ કાયદો રદ નહિં કરું. જે નીતિ હિંદીઓ પ્રત્યે ગ્રહણ કરવામાં આવી છે તેનો ત્યાગ પણ નહીં કરવામાં આવે. આ ન્યાયી ધોરણને ટેકો આપવા દરેક ગોરાએ સહમત થવું જોઇએ."

આ વાત તદ્દન ખોટી હતી. અન્યાયી હતી અને આ કાયદાનો સામનો હિંદીઓને માટે આવશ્યક હતો જ. અપમાન અને અંકુશોને ફગાવી દેવા માટે સત્યાગ્રહીઓએ કટિબદ્ધ થવું જ રહ્યું. આ કાયદો હમણાં અમલમાં આવ્યો એટલે એનો સામનો હમણાં જ કરવામાં આવે. એમાં એક તસુ માગે તો હાથ લેવા જેવી વાત ન હતી.

આ કાયદામાં એવી જાતની કલમ હતી કે ટ્રાન્સવાલમાં જેમણે દાખલ થવું હોય તેમને યુરોપની કોઇપણ ભાષાનું જ્ઞાન હોવું જોઇએ. કેટલાય હિંદીઓ એવા હતા કે જેમને રહેવાના જૂના હકક હતા છતાં તેમને ભાષાનું જ્ઞાન ન હતું. તેમને આ કાયદાની રૂએ સરકાર અટકાવી શકતી હતી. અંગ્રેજી ભાષાનું જ્ઞાન કાંઈ દરેક હિંદીને હોઇ શકે નહીં. હિંદીઓના મોટા ભાગ માટે આ કાયદાથી ટ્રાન્સવાલનો દરવાજો બંધ થઇ જાય. જેઓને એશિયાટીક કાયદો લાગુ પડે તેમને પણ આ કાયદાની રૂએ અટકાવી શકાય. જેઓને અંગ્રેજી આવડતું હતું તેમને માથે એશિયાટીક કાયદો તો અંકુશ માટે હતો જ. હિંદીઓએ સૌથી પહેલાં એક ટેસ્ટ કેસ તરીકે સોરાબજી અડાજણીઆને દાખલ કરવાનું ઠરાવ્યું. સોરાબજી ટ્રાન્સવાલની હદમાં દાખલ થયા તેમણે અમલદારને જણાવ્યું કે "મને અંગ્રેજી આવડે છે. તપાસ લેવી હોય તો તપાસ લો, અને પકડવો હોય

તો પકડો.” આ કાયદાથી આડકતરી રીતે હિંદીઓ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. સોરાબજીને પકડયા નહિં પરંતુ જવા દીધા. સોરાબજીએ જોહાનીસબર્ગ આવીને સરકારને પોતાના આગમનની જાણ કરી. એમને પકડવામાં આવ્યા. ગાંધીજીએ વકીલ તરીકે લડી એમનો સમન્સ દૂર કરાવ્યો. એ પછી સોરાબજી જાહેર કામમાં ગુંથાઈ ગયા.

સરકાર હિંદીઓને કાંઈ પગલાં ન લઈ થકવી દેવા માગતી હતી. પણ પ્રજા તો પોતાનું કામ આગળને આગળ ધપાવ્યે રાખતી હતી. જેમને અંગ્રેજી આવડતું હતું તેમને અને જેમને પુરાણા હકક હતા તેમને દાખલ કરવાનું શરૂ કર્યું. દાઉદ મહમદની ટુકડી ટ્રાન્સવાલમાં દાખલ થઈ. સરકારની ટુકડી પણ પકડવા માટે હાજર હતી. આ ટુકડીને પકડવામાં આવી અને જેલમાં મોકલી દેવામાં આવી. પ્રજામાં જુસ્સો વધતો ચાલ્યો.

ટ્રાન્સવાલના હિંદીઓ પણ હવે ઊમટયા. પરવાના તો બાળી દીધા હતા. ફેરી વગર પરવાને શરૂ કરી અને વગર પરવાને હદમાં દાખલ થવા માંડયા. સોરાબજી પણ પકડાયા. જેલમાં સત્તાવાળાઓએ દુઃખ દીધાં–પત્થર ફોડાવ્યા, પાયખાના સાફ કરાવ્યા, તે હિંદીઓએ હસતે મોંએ સહન કર્યું. જમીનો ખોદાવી, તળાવો ખોદાવ્યા. પત્થરવાળી જમીનો ખોદાવી તે હિંદીઓએ જરાય આનાકાની વગર ખોદી. ખૂની કાયદામાં ત્રણ પ્રકારની સજા હતી. દંડ, કેદ અને દેશનિકાલ. પહેલાં ટ્રાન્સવાલની જ હદબહાર મૂકવામાં આવતા હતા. સરકાર હદપાર કરે અને વળી હિંદીઓ અંદર દાખલ થાય. હવે સરકાર ડગલું આગળ વધી ને દક્ષિણ આફ્રિકાની બહાર હિંદમાં મોકલવાનું નક્કી કર્યું. એક મોટા જથ્થાને હિંદમાં મોકલવામાં આવ્યો. તેમનું ત્યાં કોઈ સગું ન હતું, તેમની જમીન, મિલકત, ધંધો બધુંય ગયું. કેટલાય શકિત હોવા છતાં નાદાર થયા. આ બધાંને મદદ કરવા માટે ગાંધીજીએ મદ્રાસ તાર કર્યો. આ કાર્ય સરકારે તદ્દન ગેર-

કાયદેસર અને ઘાતકી રીતે કર્યું હતું. આટલા મોટા જથ્થાને ઘરબાર વગરના કરી જ્યાં તેમનું કાંઈજ નહોતું તેવા પ્રદેશમાં મૂકવા એ તદ્દન અયોગ્ય હતું. જો કે હિંદમાં એમને મી. નટેશને સારી મદદ કરી.

હિંદીઓ તરફથી ખૂબ હિલચાલ કરવામાં આવી. હિંદમાં શોર મચ્યો. વિદેશમાં પણ હોહા થઇ. અખબારોમાં પણ પ્રસિદ્ધિ થઇ. સરકાર ઉપર કાયદેસર પગલાં ભરી શકાય તે પણ ભરવામાં આવ્યા. છેવટે સરકારે આ પ્રથા બંધ કરી.

સરકાર આની અસર હિંદીઓ ઉપર પાડી ન શકી. જેલનાં દુઃખો, શકિત ઉપરાંતનું કામ, દમન વગેરેથી હિંદીઓને પીડવામાં બાકી રાખી ન હતી. છતાંય નવજુવાન સત્યાગ્રહીઓ અડગ હતાં. મરતી વખતે તેમના મોઢા પર દેશને ખાતર મળતા મોતને મિત્રની જેમ ભેટવાના ભાવો હતા. હસતે મોઢે તેઓ પોતાના પ્રાણ કુરબાન કરતા હતા. આ અભણ અને નિરક્ષર નવજુવાનોની અડગતા, દેશભકિત ને તેમની દૃઢતા અચળ હતાં.

જેલમાં ભરતી–ઓટ થયા કરતી હતી. સરકાર પણ મોળી પડી હતી. એને એમ લાગ્યું કે જેલો ભરવાથી સત્યાગ્રહીઓ મોળા નહીં પડે. દેશ નિકાલથી સરકારની જ નામોશી થતી હતી. બંને પક્ષ ઢીલા પડયા હતા.

દક્ષિણ આફ્રિકાના સંસ્થાનોનું યુનિયન થવાનું હતું. એટલે એને માટેનું ડેપ્યુટેશન વિલાયત જતું હતું. હિંદીઓએ જોયું કે આમ યુનિયન થવાથી જે સ્થિતિ છે તે વધુ કફોડી થશે. એટલે પ્રજાએ પણ એક ડેપ્યુટેશન મોકલવાનું ઠરાવ્યું. એમાં ગાંધીજી અને હાજી હબીબને મોકલવામાં આવ્યા. વિલાયતમાં ગાંધીજી અને હાજી હબીબ ઘણાને મળ્યા, પ્રધાનોની મુલાકાત લીધી. ત્યાં પણ જાણે ધમકી આપતો હોય એવો સંદેશો સરકાર તરફથી મળ્યો. ગાંધીજીએ એ સંદેશો સ્વીકારવાની ના પાડી અને કહ્યું કે "અમે સિદ્ધાંતને સારુ મરણિયા થઇને લડશું. જનરલ બોથાની સત્તા કરતાં અમે અમારી પ્રતિજ્ઞાને વધુ વજનદાર

સમજીએ છીએ" આ વાત જેની સાથે થતી હતી અને જેની મારફત સંદેશો મળ્યો હતો તે લોર્ડ એમ્પહીલે પણ ગાંધીજીને ઉત્તેજન આપ્યું. વિલાયતમાં કાંઈ વળ્યું નહિ. ત્યાં નિષ્ફળતા જ મળી. ગાંધીજી પોતાના નિશ્ચયમાં મક્કમ હતા. તેમને નાણાની પણ તંગી હતી. કેપટાઉન ઊતરતાં સર રતનજી તાતા તરફથી રૂા. ૨૫૦૦૦ મળ્યાનો તાર મળ્યો.

સત્યાગ્રહીઓની મરણપર્યંત ઝૂઝવાની પ્રતિજ્ઞા હતી. તેમને તો વર્ષ લાગે કે વર્ષો, કુટુંબ, પૈસા, માલ કે વેપાર બધું ખુવાર થઇ જાય તો પણ હવે તો ઝઝુમવાનું હતું. એમને નોકરી નહોતી. બધું વેરણછેરણ થઇ ગયું હતું. વારેઘડીએ જેલમાં અવરજવર થયા જ કરતી હતી. તે બધાને રહેવા માટે મી૦ કેલનબેકે ૧૧૦૦૦ એકર જમીન ખરીદી, એને ટોલસ્ટૉય ફાર્મનું નામ આપી સત્યાગ્રહીઓને અર્પણ કરી. ત્યાં બધા સત્યાગ્રહીઓ રહેતા.

આ અરસામાં શ્રી. ગોખલે દ૦ આફ્રિકાને પ્રવાસે આવ્યા. તેમનું હિંદીઓએ અપૂર્વ સ્વાગત કર્યું. સ્ટેશને અને સભાસ્થાને ભપકા કર્યો. માનપત્રો અને મિજબાની ગોઠવ્યા. શ્રી ગોખલેએ દ૦ આફ્રિકાનો પ્રવાસ કરી ત્યાંના હિંદીઓની સ્થિતિનો અને લડતનો અભ્યાસ કર્યો. અહીંના પ્રધાન મંડળને પણ તેઓ મળ્યા. ત્યાં તેમને વચન મળ્યું કે કાળો કાયદો રદ કરવામાં આવશે. બીજે જે નવો કાયદો અમલમાં આવ્યો હતો તે પણ રદ કરવાનું વચન મળ્યું હતું. દરેક હિંદીને માથા દીઠ આપવો પડતો ત્રણ પૌંડનો કર પણ રદ કરવાનું વચન મળ્યું. શ્રી ગોખલે પોતાનો દ૦ આફ્રિકાનો પ્રવાસ કરી પાછા ફર્યા.

સરકાર તરફથી આ વચનનો પણ ભંગ કરવામાં આવ્યો. જનતા ઊકળી ઊઠી. આ વચનભંગને જો સત્યાગ્રહની લડતમાં સમાવવામાં આવે તો ગિરમીટીઆઓ પણ ભળી શકે. શ્રી ગોખલેજીને આ સાંભળી દુઃખ થયું.

વળી એવામાં એક ન્યાયાધીશે એવો ચુકાદો આપ્યો કે જે વિવાહ અહીં રજીસ્ટર ન થયેલા હોય તે વિવાહ ન ગણાય. આથી હિંદમાં જે એવા વિવાહ થયેલા હોય તે બધા ગેરકાયદેસર ગણાય. પત્નીને રખાત તરીકે માનવામાં આવે. જે છોકરા થાય તેને વારસાનો હકક પણ નહીં. આમાં સ્ત્રીઓનું અપમાન હતું.

બહેનો હવે લડતમાં ભળી. ગિરમીટીઆઓ, ગિરમીટ મુકત સ્ત્રી પુરુષો, સ્વતંત્ર હિંદી વેપારીઓ, તેમનો નોકર વર્ગ અને સ્ત્રીઓ, એમ તમામ હવે લડતમાં ભળી શકે એવું થયું. હવે સત્યાગ્રહનો મુકામ ટૉલસ્ટોય ફાર્મમાંથી ફિનિક્સમાં ફેરવાયો.

તૈયાર થયેલી બહેનોની એક ટુકડીએ ઓરેંજિયાની સરહદમાં પ્રવેશ કર્યો. સરકારે એ ટુકડીને પકડી નહીં. પરવાનાં વગર ફેરીઓ શરૂ કરી તો પણ કોઇને પકડયા નહીં. કઇ રીતે પકડાવું એ એક સવાલ થઇ પડયો. તેમને માટે પકડાવું હવે સહેલું ન હતું. ટ્રાન્સવાલની બહેનોએ નાતાલમાં દાખલ થવું અને નાતાલવાળી બહેનોએ ટ્રાન્સવાલમાં દાખલ થવું એવું નક્કી કરવામાં આવ્યું. બેય ઠેકાણે પરવાના વગર દાખલ થવું એ ગુન્હો હતો. ટ્રાન્સવાલની ટુકડી, જેમાં ભાઇઓ અને બહેનો બંને હતાં તેને પકડવામાં આવી. ટ્રાન્સવાલના પકડાવાના પ્રયત્નમાં જે બહેનો નિષ્ફળ ગઇ તેમને માથે નાતાલમાં દાખલ થઇ ન્યુ કેસલની કોલસાની ખાણોમાં મજૂરોને સમજાવી હડતાલ પડાવવાનું કાર્ય હતું. તેમને ત્રણ પૌંડની હકીકત સમજાવવાની હતી. તેઓએ ત્યાં મજૂરોને એ હકીકત સમજાવી. મજૂરોએ કામ છોડયું.

ગાંધીજી આ બધા મજૂરોની શી વ્યવસ્થા કરવી તેના વિચારમાં પડયા. હવે સરકારે આ બહાદુર બહેનોને પકડી. આથી દ. આફ્રિકાનો હિંદી જનસમુદાય જાગ્રત થયો અને હિંદ પણ જાગ્યું. ખળભળાટ થઇ રહ્યો. બહેનોની કેદે એક નવો જ ઉત્સાહ આણ્યો.

જેલમાં બહેનોના ખોરાકમાં બેદરકારી બતાવવામાં આવતી હતી. ધોબીનું કામ આપવામાં આવ્યું. બહારથી ખોરાકની બંધી કરવામાં આવી. બહેનોને બહુ સહેવું પડતું. એક બહેન તો જીવલેણ તાવ લઈને બહાર નીકળી ત્યારે ગાંધીજીએ એને પૂછ્યું:—

"બહેન વાલિયામાં! જેલ જવાનો પશ્ચાત્તાપ તો નથી થતો ના?"

"પશ્ચાત્તાપ શાનો? મને હમણાં પકડે તો હું હજુ જેલ જવા તયાર છુ."

"પણ આમાંથી મોત નીપજે તો?"

"ભલે નીપજે. દેશને ખાતર મરવું કોને ન ગમે?" વાલિયામાએ વીરોચિત જવાબ આપ્યો. થોડા દિવસમાં એ મૃત્યુ પામી. એના સ્મરણમાં ઠેક-ઠેકાણે સભાઓ ભરાઈ. આવી વીરાંગનાઓ પોતાનું બલિદાન દઈ ઈતિહાસમાં અમર થઈ ગઈ છે.

મજૂરોનો પ્રવાહ વહી રહ્યો હતો. પોતપોતાના હથિયારો હેઠા મૂકીને મજૂરો નીકળી પડયા.

ગાંધીજી ન્યુ કેસલ આવી પહોંચ્યા. એમના માલિકોએ એમની દીવા બત્તી બંધ કરી. પાણીની બંધી થઈ. એમની પીઠ પર માર પડયો. મજૂરોને એમના માલિકોએ બને તેટલા હેરાન કર્યા. તો પણ મજૂરોએ પોતાની કોટડી છોડી, પોતાનો સામાન વેચી નાખ્યોઃ પોતાની જવાબદારી પોતાને માથે લઈ લીધી અને ફકીરીને સ્વીકારી ચાલી નીકળ્યાં. ગાંધીજીએ પણ એમની સાથે એ જ એ જાતનું ગુજરાન ચલાવવાનું નક્કી કર્યું. ઘરત્યાગીઓની કતાર જામી. પુરુષો, સ્ત્રીઓ અને બાળકો, તમામ ખડા હતાં. હિજરત થાય એ પહેલાં ગાંધીજી એક વાર ખાણોના માલિક પાસે જઇ આવ્યા. અને જ્યારે ગાંધીજીને આ હડતાલ વિષે દમદાટી આપવામાં આવી. માલિકોએ જ્યારે આ વિષે અલગપણું અને નિર્દોષતા જાહેર કરી ત્યારે

ગાંધીજીએ કહ્યું કે 'તમારે લીધે જ આ કર એમને માથે છે. તમે. નિર્દોષ નથી. તમે ધારો તો ઘણું કરી શકો. તમે તો ફક્ત મજૂરોની મજૂરી જ ઇચ્છો છો. એની સ્વતંત્રતા નથી ઇચ્છતા. આ હડતાળ એ બરાબર છે."

ગાંધીજીએ મજૂરોની સભામાં કહ્યું કે "તમારે માથે દુ:ખના વાદળો ઝઝૂમે છે. તમારે માથે ખૂબ જવાબદારી છે. જેલ જવું પડશે, ભૂખે મરવું પડશે અને તમારા પ્રાણનો ભોગ પણ આપવો પડશે. મક્કમ છો ને?"

મજૂરોએ મક્કમ જવાબ વાળ્યો "તમે લડવા તૈયાર હશો ત્યાં સુધી અમે હારવાના જ નથી. અમે અમારું દુ:ખ જાણીએ છીએ. અમારી ચિંતા ન કરતા." મજૂરોની મક્કમતા અજબ હતી.

સવારના પહોરમાં કૂચકદમ શરૂ થયાં. રસ્તે ચાલવાના નિયમો સમજાવવામાં આવ્યા. બધાને ખાવા માટે સવાશેર રોટી અને અઢી રૂપીયાભાર ખાંડ મળતા. ચાર્લ્સટાઉન પહોંચતા વેપારીઓએ ખૂબ મદદ કરી. લોકોએ વાસણો આપ્યા, ચૂલાઓ આપ્યા, ચોખા અને દાળની તો ગુણેગુણો આવી. ગાંધીજી આ આખા કાફલાંને સંભાળતા. ગામમાં અસ્વચ્છતા ન થાય તેનું ગાંધીજી ચીવટથી ખ્યાન રાખતા ગંદકી થાય કે તરતજ પોતે સાફ કરતા. આની અસર કાફલા પર સુંદર પડતી.

રસોડું ૨૪ કલાક ચાલતું. કારણ કે હજુ ન્યુ કેસલથી મજૂરો આવી જ રહ્યા હતાં. ગમે ત્યારે આવે અને ટુકડીમાં દાખલ થાય. ખાણમાંથી સીધા ચાર્લ્સટાઉન આવી પહોંચતા. જેવું તેવું પણ બધા ખાઈ લેતા. ઓછું હોય તો 'સંતોષમ્' કહી ચલાવી લેતા. અહી ગાંધીજીને કેલનબેક, પોલાક, નાયડુ ક્રિસ્ટોફર અને શ્લેઝીન આવી મળ્યાં. ગાંધીજીએ બીજે દિવસે સવારે ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશ કરવા કૂચકદમ કર્યાં. ગાંધીજીએ સરકારને કાગળ લખ્યો કે "અમે કાયમી વસવાટ કરવા

નથી આવતા. પરંતુ આ કાળા કાયદા સામે અમારો અમલી પોકા
છે." ટેલિફોન મારફત પણ વાતચીત કરી, સરકારને જણાવ્યું કે 'તમે
ત્રણ પૌંડનો કર રદ કરો તો અમે પાછા ચાલ્યા જઇએ. કો
કોઈ ચોરી છૂપીથી ઘૂસી જાય તો અમે જવાબદાર નથી.' જનરલ
સ્મટ્સના મંત્રીએ જવાબ આપ્યો કે "જનરલ સ્મટ્સ તમારી સાથે
કશો સંબંધ નથી ઇચ્છતા. તમારી ઇચ્છામાં આવે તેમ કરો." આ
કાફલામાં પ્રેમભાવના ફેલાઇ રહી હતી. સૌ કોઇ ભાઇભાઇની ભાવ
નાથી બંધાયા હતા.

ગાંધીજી સાથે આખી સેના ટ્રાન્સવાલમાં પ્રવેશી. બે દિવસમાં તે
ત્યાંના ગોરાઓ વિચાર કરવા ભેગા મળ્યા હતા. તેમાં આ પ્રવેશના પ્રશ્ન
ઉપર કેલનબેક અને બીજા ગોરાઓ સાથે ટપાટપી થઇ હતી. ગોરાએ
ખૂબ ચીડાયા હતા. અને હિંદીઓને પ્રવેશ કરે તો મારવા તેમ નક્કી
કરવામાં આવ્યું હતું. પણ એવું કાંઈ ન બન્યું. કેટલાક ગોરાએ
કુતુહલ ભરી દૃષ્ટિથી આ સંઘ જોવા બહાર નીકળી આવ્યા. કેટલાકની
આંખમાં તો મિત્રતાની પણ ભાવના હતી.

રાતના ગાંધીજીને પકડવામાં આવ્યા. પી. કે. નાયડુને ગાંધીજીએ
સૂચના આપી. નાયડુએ સરઘસને સંભાળ્યું. વોક્સરસ્ટની કોર્ટમાં
ગાંધીજીનો કેસ ચાલ્યો. પુરાવાને અભાવે તે મુલતવી રહ્યો. ગાંધીજી
જામીન પર છોડવામાં આવ્યા. ગાંધીજી પાછા સરઘસની સાથે થઇ ગયા
લોકો ઉત્સાહમાં આવી ગયા. આનંદની ભરતી ચડી.

ગાંધીજી અને કાફલો આગળ વધ્યાં. વળી ગાંધીજીને ફરીથી સ્ટેંડ
ટનમાં જ્યારે તેઓ ભેટમાં આવેલો મુરબ્બો પીરસતા હતા ત્યારે માજી
સ્ટ્રેટે પકડયા. વળી કેસ મુલતવી રહ્યો અને તેઓ એકકામાં બેસી કાફલે
ભેગા થઇ ગયા.

ગાંધીજીને પકડવાથી લોકો નથી ડરતા, નથી નિરાશ થતા, નથી
તોફાન કરતા કે જેથી તોપગોળા ચલાવવાનો સરકારને અવસર મળે
આમ સરકારે જોયું. અને તે સરકાર મુંઝાઈ.

મિ. પોલાક કાફલાની સાથે રહ્યા. હેડલબર્ગની પાડોશમાં આવતા ગાંધીજીને ફરી પકડવામાં આવ્યા. પોલાક કાફલાની સાથે હેડલબર્ગ પહોંચ્યા. ત્યાં લોકોને પકડીને લઈ જવા માટે ટ્રેન તૈયાર હતી. લોકોને એમાં બેસી જવા માટે મહામહેનતે સમજાવવામાં આવ્યા. તેઓ તો એમજ કહેતા હતા કે "ગાંધીજીને લાવો તોજ અમે બેસવાના." પણ પછી ટ્રેનમાં બેઠા.

ગાંધીજી પર આ તરફ કેસ ચાલ્યો ને જેલ મળી. કેલનબેકને અને પોલાકને પણ એ જ જેલમાં મોકલવામાં આવ્યા. નવા કેદીઓ જેલમાં આવતા જાય ને નવા ખબર મળતા જાય. હડતાળમાં ન ભળ્યા હોય તેવા લોકો પણ જેલમાં આવવા લાગ્યા. હદપ્રવેશ કરે અને પકડાય. જેલમાં લોકો આકર્ષાઇને આવવા લાગ્યા. સરકારને આ મુદ્દલ ન ગમતું. ગાંધીજીને ત્યાંથી જુદા પાડી બીજી જેલમાં મોકલવામાં આવ્યા. પણ એ બધું નકામું હતું. જાગૃતિના પૂર ઊમટતા હતા. જનતા જાગી હતી, હવે તે અટકાવી અટકે તેમ ન હતી.

મજૂરોને ન તો ખાવા મળતું કે ન તો પીવા. તેમને પકડીને લઇ જઇને કોલસાની ખાણોમાં કામ કરાવતા. મજૂરો અડગ હતા. એમને ફટકા મારવામાં આવતા. મજૂરો કોલસાની ખાણમાં કામ કરવાનો તદ્દન ઇન્કાર કરતા. તેમને લાતો મારવામાં આવતી. અને તેમની પર વિવિધ અત્યાચાર કરવામાં આવતા. બધી બાજુથી મજૂરો ઓચિંતા નીકળી પડયા. દરરોજ ને દરરોજ નવી કતારો એકઠી થતી જાય. એમને હડતાળ પાડતા પણ બળાત્કારે રોકવા પડતા. કયાંક ગોળીબાર થયા. કયાંક પથરા ફેંકવામાં આવતા—પણ એ બધું નકામું હતું. એ પૂર હવે આવ્યું ખળાય તેમ ન હતું.

હિંદુસ્તાનમાં પણ ખળભળાટ મચ્યો: દ. આફ્રિકાની સરકાર ઉપર બધાનો રોષ ઊતર્યો. વાઇસરોય લોર્ડ હાર્ડિંઝે આ રાજ્યનીતિ ઉપર

ટીકા કરી. વિલાયતમાં આ ટીકાનો વિરોધ થયો. લોર્ડ હાર્ડિંજે એ ટીકાને સત્ય પૂરવાર કરી બતાવી.

હિન્દીઓ આ લડતમાં વધુ દીપી ઊઠયા. શાન્તિપૂર્વક તેમનું કાર્ય ચાલતું. ધાર્યા કરતાં વધુ શકિત ખરચાઇ, પૈસા વપરાયા, જેની આશા ન હતી તેઓએ બલિદાન આપ્યાં. ગોરાઓએ પણ લડતને મદદ આપી મિ. કેલનબેકે તો પોતાનું જીવનજ સમર્પી દીધું. જગતની નજર દ. આફ્રિકા પર મંડાઇ હતી.

સરકારને એમ તો લાગ્યું ખરુંજ કે આડું વેતરાઇ ગયું છે. સીધી હાર તો સરકાર કબૂલે એમ ન જ હતું, કમીશન નીમ્યું એમાં એક પણ હિન્દી ન હતો. લોકોએ એનો વિરોધ કર્યો. ગાંધીજીએ પણ કમીશનનો વિરોધ કર્યો. કેમકે એમાંના બેય ગોરાઓ હિંદીઓની વિરૂદ્ધ જ હતાં, અને એક પણ હિંદી ન હતો. સત્યાગ્રહી કેદીઓને છોડવાની માગણી કરવામાં આવી, જનરલ સ્મટ્સે આ માગણીને ધિકકારી કાઢી. ગાંધીજીએ જેલની તૈયારી કરી અને જાહેરનામું બહાર પાડયું કે '૧૯૧૪ ની પહેલી જાન્યુઆરીએ ડર્બનથી જેલ જનાર ટુકડીની કૂચ શરૂ થશે.' સ્મટ્સના જવાબમાં કહેવામાં આવ્યું કે કમીશન તદ્દન નિષ્પક્ષ છે. ખાણોવાળા, ચીનાઓ વગેરે કોઇની સાથે મસલત કરવામાં નથી આવી. આ બાજુ ગોખલે પણ કૂચની વિરુદ્ધ હતા, ગાંધીજી મકકમ હતા. ગોખલેને આ અણગમતું હતું છતાં બમણા જોરથી મદદ આવતી હતી. હાર્ડિંજ પણ પોતાનાજ મંતવ્યમાં કાયમ રહ્યા. તેજ વખતે ગોરા કામદારોએ હડતાળ પાડી. અને તેમણે ગાંધીજીને કહ્યું કે હવે કૂચ શરૂ કરો એટલે સરકાર બેય બાજૂથી ભીંસાશે. ગાંધીજીએ ના પાડી. કેમકે એમના સિદ્ધાંતમાં જ એ વસ્તુ નથી કે સરકારને હેરાન કરવી. ગાંધીજી અને જનરલ સ્મટસ વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. એમાં ગાંધીજીએ શરતો મૂકી. શરતો આ હતી:

(૧) ત્રણ પૌંડનો કર રદ કરવો.

(૨) વિવાહ કાયદેસર ગણાય.

(૩) ભણેલા હિંદીઓ દાખલ થઇ શકે.

(૪) ચાલુ કાયદાનો અમલ એ રીતે થાય કે કોઇના પણ હક્કને નુકસાન ન થાય.

સરકારે આ માગણી કમીશનનો રીપોર્ટ મળતાં સુધી કબૂલ રાખી. સત્યાગ્રહ ગાંધીજીએ મોકૂફ રાખ્યો. સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. પ્રજાએ સમાધાનીનો વિરોધ કર્યો પણ ગાંધીજીએ બધું સ્પષ્ટ સમજાવ્યું.

કમીશનનો રીપોર્ટ ગાંધીજીની શરતોને અનુકુળ હતો. ત્રણ પૌંડનો કર રદ કરવામાં આવ્યો. વિવાહ કાયદેસર ગણવામાં આવ્યા. દ૦ આફ્રિકામાં જેની પાસે પ્રમાણપત્ર હોય તેનો હક્ક સાબીત કરવામાં આવ્યો, કાળો કાયદો રદ કરવામાં આવ્યો.

આમ આ લડતમાં સત્યાગ્રહીઓનો વિજય થયો. તેઓ અડગ હતા. અચળ હતા. પોતે બરાબર જ્યાં સુધી અન્યાયી વસ્તુ દૂર ન થાય ત્યાં સુધી ન હડવાનો નિશ્ચય કરીને બેઠા હતા. તેઓ જેલો ભરતા રહ્યા. ભૂખે મર્યા, માર ખાધો, ઘરબાર ગુમાવ્યા, મહેણાં સહન કર્યાં અને છતાંય એ બધાની સામે એક હરફ પણ ન ઉચ્ચાર્યો અને શાંતિથી, પોતાના સત્યથી ઉપજતા બળના જોરથી તેઓ આગે ને આગે કૂચ કરતા રહ્યા. અને છેવટ વિજય મેળવ્યો. તેમની લડત જેને માટે ઊપડી હતી તે બધા કાયદા દૂર થયા.

આ સત્યાગ્રહ પ્રથમ હતો. અને એ સત્યાગ્રહની આટલી મોટી સફળતા સારાયે સામ્રાજયની નજર ખેંચી રહી હતી. ગાંધીજી તરફ બધાની નજર આશાભરી હતી. ગાંધીજી, દ. આફ્રિકાના સત્યાગ્રહીઓ અને સત્યાગ્રહ આ વિજયથી અમર થઇ ગયા.

"બ્રિટીશો, સામે સવિનય ભંગનું આ મારું પ્રથમ કૃત્ય હતુ. મારા દેશને કોઇ પણ ખૂણે, શાંતિ ભર્યા કાર્ય માટે ત્યાંથી દૂર થવાનું કહેવાનો કોઇપણ અંગ્રેજને હક્ક નથી એ સિદ્ધાંતને સ્થાપવાની મારી ઇચ્છા હતી......મેં જે કર્યું તે તદ્દન સામાન્ય વસ્તુ હતી. મેં જાહેર કર્યું કે મારા દેશના કોઇ પણ ભાગમાં બ્રિટીશો મારી ઉપર હુકમ ચલાવી શકે નહિ."

... ... ... ... ... ... ગાંધીજી.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી હિંદમાં આવ્યા. હિંદની તેમજ જગતની આંખો પણ તેમની ઉપરજ હતી.

જે કોઈએ ન કહ્યું હોય તે ગાંધીજી કહેતા. જે કોઈએ ન કર્યું હોય તે ગાંધીજી કરતા. અત્યાર સુધી જે સાંભળ્યું તેનાથી એ જૂદું હતું અને જૂદી રીતે કહેવામાં આવ્યું હતું. એમનામાં આત્મશ્રદ્ધા હતી. સક્રિય પ્રતિકારના માર્ગનું પીઠબળ હતું. એમની વાણીમાં દંભ ન હતો. એમાં પ્રજાજીવનનો સ્પર્શ હતો. ના. ગોખલેના બંધારણીય રાજકારણમાં જનતાને રસ ન હતો. લો. તિલકના 'પ્રતિયોગી સહકાર'ના માર્ગને એટલો યશ મળ્યો ન હતો. ત્રીજો પક્ષ 'સશસ્ત્ર ક્રાંતિવાદી' જનતાને સ્પર્શીજ નહોતો શક્યો. આથી ગાંધીજી પર પ્રજાને શ્રદ્ધા હતી.

ચંપારણ એ ગાંધીજીની હિંદમાંની પ્રથમ લડતનું ક્ષેત્ર બન્યું હતું.

આ ચંપારણ જિલ્લો શાહઆલમ સાથેની લડાઈ પછી બંગાળ અને બિહારની સાથે અંગ્રેજોના હાથમાં આવ્યો ( ઈ. સ. ૧૭૬૫ ). તરતજ તે પછી બેતીયામાં બળવો થયો, આને લીધે અંતે બેતીયા રાજ્ય પાછું તેના રાજાને સોંપી દેવું પડયું. ત્યાર પછી ૧૭૯૧ માં ચંપારણને મોટા મોટા જમીનદારોમાં વહેંચી નાખવામાં આવ્યું.

પછી ગોરાઓ ધીમે ધીમે ત્યાંના બેતીયા રાજ્ય પાસેથી સગવડો મેળવવા લાગ્યા. રાજ્ય પાસેથી એ છૂટ મેળવી લીધી કે તેઓ પ્રજા પાસેથી કર ઉઘરાવે અને રાજ્યને અમુક પૈસા ભરી દે. આ શરત પછી તેઓ કર કરતાં વધારે પૈસા વધારે ઉઘરાવવા લાગ્યા. અનેક લાંચ રૂશ્વતો

જન્માવી અને એવી બીજી રીતોથી પ્રજાને તેઓ રંજાડવા લાગ્યા. રાજ્યને તો પૈસા મળ્યે જતા હતા એટલે તેણે તેની દરકાર રાખી નહીં. ગળીની ખેતીમાં તેમને મોટા પ્રમાણમાં નફો થતો પરંતુ ખેડૂતોને તો ઉલટું નુકસાન જતું. પ્રજાની ઇચ્છા વિરુદ્ધ પ્રજા પાસે ગળીના ખેતરોમાં કામ કરાવતા, તેમના ખેતરોમાંથી ગળીની ખેતી માટે અમુક ભાગ જમીન જુદી રખાવતા અને એમ પ્રજાને રંજાડીને તેઓ પોતાનો ગળીનો પાક પણ કરાવતા. મરજી પડે તો પૈસા આપવા એ ધોરણે પ્રજાના ખેતરો આખા ને આખા લઇ લેવામાં આવતા. નવી નવી તરકીઓ કાઢી પ્રજા પાસેથી વધુમાં વધુ કામ લઈ અને ઓછામાં ઓછું આપી પ્રજાને તેઓ દિનપ્રતિદિન ગરીબ બનાવતા જતા હતા. ત્યાંની પ્રજા અતિશય ગરીબ છે. તેમની સ્થિતિ માટે તે કદિ ફરિયાદ પણ ન કરતી. સરકારી અમલદારો પણ કોઠીના જ પક્ષમાં રહેતા અને પ્રજાની તરફ કાંઈ ધ્યાન ન આપતા. ગોરાઓના જુલમો ચાલુ જ રહ્યા. ગમે તે વખતે અને ગમે તે માણસને તેઓ વેઠે લઇ જતા; હળબળદ છોડીને પણ વારંવાર લઈ જવામાં આવતા આ બધી વસ્તુંઓ તો સર્વસામાન્ય થઈ પડી હતી. પ્રજા સામે બોલે તો તેને ગોળી મારવામાં આવતી. જર્મનીએ બનાવટી ગળી તૈયાર કરવા માંડી અને તેથી તેમને ખોટ આવવા લાગી તે પણ પ્રજાનો જ ગુન્હો હોય તેમ તેની પાસેથી વસુલ કરવામાં આવી. દુકાળનું નુકસાન પણ પ્રજા પાસેથીજ ભરપાઇ કરવામાં આવતું.

છેવટે પ્રજા આ બધું સહન નજ કરી શકી. સૌથી પ્રથમ હિલચાલ ઇ. સ. ૧૮૬૧ માં થઇ. પ્રજાએ ગળીનું વાવેતરજ બંધ કરી દીધું. પરંતુ કોઠીવાળાઓએ સરકાર પર દબાણ કર્યું એટલે સરકારે એક અદાલત સ્થાપી. એમાં પ્રજાએ નમતું આપ્યું અને નીલવરો કહે તેમ કરવાનું કબૂલ કર્યું. ત્યાર પછી આવી શાંતિમાં જ ૪૦ વર્ષ વીતી ગયાં ને ૧૯૦૭ ની સાલ આવી.

## પ્રજાની હિલચાલ

પ્રજાની સહનશકિતની હવે હદ આવી હતી. એટલે આખરે 'સાઠી' કોઠીના ખેડૂતોએ ત્રાસીને મેજીસ્ટ્રેટને અરજી કરી. એમાં એમણે જણાવ્યું કેઃ—

"છેલ્લાં છ સાત વરસથી કોઠીવાળાઓ અમને દરેક રીતે પજવ્યા કરે છે. અમારી પાસેથી તેઓ હદ ઉપરાંત કરવેરો લે છે. એટલું જ નહિ પણ વેઠ કરાવે છે. બળાત્કારે ગળી વવાવે છે અને તેની પૂરી કિંમત આપવાની પણ કોઈ દરકાર કરતું નથી. વળી અમારી સામે ખોટા ખોટા મુકદ્દમાઓ ઉભા કરી અમને ડરાવી ગભરાવી અમારી પાસેથી ગળી વાવવાના દસ્તાવેજો લખાવી લે છે."

સહનશકિતની પણ હદ હોયને ? પ્રજા કયાં સુધી સહન કરે ? સાઠી કોઠીના ખેડૂતોએ આખરે ગળી વાવવાનું બંધ કર્યું. માજીસ્ટ્રેટની પાસે જ્યારે જ્યારે મુકદ્દમાઓ આવતા ત્યારે અકસ્માત લગભગ બધા ચુકાદાઓ કોઠીવાળાનાજ પક્ષમાં પડતા. રાંક પ્રજા બિચારી ગભરાઇ જતી. પ્રજાની અરજી પર કાંઇક ધ્યાન આપી સરકારે તપાસ કરવાનો હુકમ આપ્યો પરંતુ તપાસ થઇ નહીં. તરેહતરેહના દુઃખો પડયા છતાં ગળી ન વાવવાનું મકકમ વલણ પકડી રાખ્યું. આમ ગળીની આવક બંધ થવાથી 'સાઠી'કોઠીના ગોરાઓએ આવકના નવા પ્રકાર શોધી કાઢયા. ગળીની ખેતી માટે એક નહેર કોઠીએ ખોદાવી હતી. નહેરનું પાણી પ્રજાને પૂરું મળો યા ન મળો પણ એને માટેનો કર તો પ્રજાએ આપવો જ રહ્યો ! આને પૈખર્ચો કહેતા. વિચિત્રતા તો એ હતી કે, મૂળ કર ઉપરાંત આવા અનેક ગેરકાયદેસર લાગાઓ ઉઘરાવી નીલવરો પોતાની ભૂખને સંતોષવા પ્રયત્ન કરતા. જ્યારે પ્રજા તરફથી કાંઈ હિલચાલ થતી ત્યારે 'એ તો ચળવળીઆનું કામ છે' એમ કહી નીલવરો સરકારને સમજાવતા. તેઓ કહેતા કે 'અમારી પ્રજામાં શાંતિ છે.' એ કબરની શાંતિ હેઠળ પ્રજાના ઉન્હા નિશ્વાસ હતા. તેમને પૂરું ખાવા ન મળતું. માંડમાંડ તેઓ પોતાની જિંદગી ટકાવતા. આપણે ગેરકાયદેસર કરવેરાઓમાંના કેટલાક અહીં જોઇએ:

આ કરવેરાઓની વિચિત્રતા જોઇને કદાચ આપણને હસવું જ આવે! પણ પ્રજાનું એ કેટલું ભયંકર શોષણ હતું!

ગળીની ખેતી ન કરવી હોય તો તેમાંથી મુક્તિ આપી માટે વીઘા દીઠ ત્રણ રૂપિયા ભરવા પડતા. અહીં પણ વિચિત્રતા તો એ હતી કે જ્યાં ગળીની ખેતી ન થઇ શકતી હોય ત્યાં પણ આ કર વસુલ કરાતો!

વેઠમાંથી માફી મેળવવી હોય તો પ્રજાએ દર વીઘે ૩ રૂ. નો કર ભરી દેવાનો! કોઠીવાળા સાહેબ હળની માગણી કરે અને હળ ન આપવું હોય તો ૭॥ રૂપિયા ભરી દેવાના! ખેડૂતની પુત્રીના લગ્ન વખતે ૧ા રૂપિયો કોઠીવાળાને મળતો. કોઇ વિધવા ફરીવાર લગ્ન કરે તો પાંચ રૂપિયા તેની પર ચડી ચૂકતા! ખેડૂત મરી જાય ત્યારે વારસામાં મળેલી જમીન એનો દીકરો ત્યારેજ મેળવી શકે કે તે એક નવો વધારાનો કર ભરે! ઘાણી અથવા રસ કાઢવાનો સંચો ચલાવે તો ખેડૂતે તેનો એક રૂપિયો આપવો પડતો. અનાજના વેપારી પાસેથી વરસે બે રૂપિયાનો કર કોઠીવાળા મંડાવતા. હોળી, દિવાળી, દશેરા અને રામનવમી જેવા બીજા તમામ તહેવારો વખતે કોઠીવાળા અને તેમના નોકરો ઘરદીઠ કાંઇ ને કાંઇ પડાવતા. જ્યારે હોળી વખતે નાચરંગનો મેળાવડો ગોઠવવામાં આવતો ત્યારે પ્રજાએ ફરજિઆત તેમાં ભાગ લેવા આવવું પડતું અને એ પતી ગયા પછી દરેક ખેડૂત દીઠ એક રૂપિયાનો કર વસુલ કરવામાં આવતો! સાહેબને શિકાર કરવા માટે હાથી જોઇએ, અથવા ફરવા માટે મોટર, ઘોડા અને નૌકા જોઇએ તે દરેકનો જે ખર્ચ આવે તે ખેડૂતને માથે આવતો! કોઇ સાહેબ માંદા પડે તેની જવાબદારી પ્રજાને માથે આવતી અને એ બધો ખર્ચ ભરપાઇ કરવા નવો કરવેરો ભરવો પડતો! મહેસુલની પહોંચની રસીદ ફાડી આપે તો તેનો એક આનો પ્રજાએ આપવો પડતો. આવા આવા કેટલાય કર પ્રજા પાસેથી ઉઘરાવવામાં આવતા હતા. પ્રજાને રંજાડવામાં, તેમનું રાતદિન લોહી ચૂસવામાં આ ગોરા માલિકો ચકચૂર રહેતા. ત્યાંની પ્રજા એક તો

રાંક હતી. જેમને જોતાંજ દયા ઉપજે તેવી પ્રજાની પાસેથી આવા ગેર-કાયદેસર કર ઉઘરાવી તેઓ પ્રજાને લૂંટતા. આને અબવાબ કહેતા અને ત્યાં અબવાબ લેવાની મનાઈ થઇ છતાં આ કરવેરા લેવાના ચાલુજ રહ્યા.

આવી વર્ષોની કનડગત પછી પ્રજા આ બધું સહન ન કરી શકી. ૧૯૦૮ માં વિજયા દશમીના મેળા વખતે રા. શિતલરાય વગરેએ પ્રજાની આગેવાની લઈ ગળી વિરૂદ્ધ છૂપી હિલચાલ શરૂ કરી દીધી. લોકોમાં સભાઓ ભરી ભરીને પ્રચાર કરવા માંડયો. લોકો પણ તૈયાર થઇ ગયા.

## પ્રજા અને સરકાર

એટલે ૧૯૦૮ માં ૧૬ મી ઓકટોબરે પ્રજાએ ખુલ્લો બળવો પોકાર્યો. કોઠીના સિપાઇઓ સાથે ઝપાઝપી શરૂ થઇ—બળવાની ખબર સરકારને મળી. પછી ગોરી સરકાર નીલવરોનું રક્ષણ કરવાનું કેમ ભૂલે? તરતજ લશ્કરી ટૂકડીઓ રવાના થઇ—પ્રજા ઉપર અત્યાચારો થયા. રા. શીતલરાય વગેરે આગેવાનોને પકડી લીધા. આમ આ બળવાને દબાવી દેવામાં આવ્યો. આ વખતે પણ નીલવરોએ તો 'બહારના ચળવળિયાઓ' પરજ પોતાના સ્વભાવ પ્રમાણે દોષ ઢોળ્યો.

પછી બધા કેસો ચાલ્યા તેમાં ૩૦૦ ઉપરાંત માણસોને સજા થઇ ૧૯૦૮ ના નવેમ્બરથી તે એપ્રીલ ૧૯૦૯ સુધી ખાસ શિક્ષા કરનાર પોલીસ રહી (પ્યુનીટીવ પોલીસ) અને આ ખર્ચ રૂા. ૩૦૦૦૦ પ્રજા પાસેથી વસુલ થયો.

'સ્ટેટસમેન'ના ખબરપત્રીએ તા. ૨–૧૨–૦૮ માં જણાવેલું કે "સૌ પહેલાં કોઠીના નોકરો અને તેમનાં કહેવાતા હિતેચ્છુઓએ બંદૂકો અને સંગીનોની મદદ મેળવી, સામા પક્ષ પર લાઠીનો મારો ચલાવી પોતાના હાથની ચળ ઉતારી છે, તે વાત મારે ખુલ્લે ખુલ્લી રીતે કહી દેવી જોઇએ. ચળવળ વખતે ઘણાને સખત ઇજા થઇ હતી. આજે હવે તેનો વ્યાજ સહીત બદલો લેવામાં આવે છે." આગળ

ચાલતાં તે જણાવે છે કે "મેં એક બળદગાડીમાં કેટલાક માણસોને સૂતેલા જોયા. થોડાક માણસો રોતા-કકળતા મારી પાસે આવ્યા. જેઓ યુદ્ધક્ષેત્રમાં રખડે છે તેમને તો આવા દેખાવો ઘણીવાર નજરે ચડતા હશે. પરંતુ આ તરફના શાંત પ્રદેશમાં આવો દેખાવ બહુ આશ્ચર્યજનક લાગે. પેલી ગાડીમાં જખમી માણસો પડયા હતા. એક માણસને હાથે પાટો બાંધ્યો હતો અને તે લોહીથી ખરડાએલો હતો. બીજા માણસના જડબા પર પણ મેં લોહીવાળો પાટો જોયો. લગભગ બધાના શરીર પર આવા મારના નિશાન હતાં." તે આગળ ચાલતા નીલવરોની વાતોનો ઈન્કાર કરતાં લખે છે:-

"રૈયતનું આ તોફાન કેટલાક ચળવળિયાઓને આભારી છે એમ કહેવામાં આવે છે. કલકત્તાનું કોઇ એક વર્તમાન પત્ર બંગાળના ચળવળખોરોને સંડોવવા માગે છે એમ મેં સાંભળ્યું છે, પરંતુ આ બેતીયા જિલ્લામાં માત્ર પાંચજ મિનીટ ગાળો તેને તે વાત કેટલી બેહુદી છે, તેની સહેલાઇથી ખાત્રી થશે."

પછી ૨૦ મી ડીસેમ્બરે સરકારે આની તપાસ કરવા માટે મી૦ ગોલેની નિમણુંક કરી. તેમણે રિપોર્ટ કર્યો તે હજી સુધી બહાર પાડવામાં આવ્યો નથી. તેમાં નીલવરોની તેમણે બરોબર ખબર લીધી હશે અને પ્રજાનાં દુ:ખો વાજબી ઠરાવ્યા હશે એટલે જ હજી સુધી તે બહાર પડયો નથી, એમ લાગે છે. પરંતુ આ ચળવળ થઇ છતાં બૂરી પદ્ધતિ અને જુલમો ચાલુજ હતાં, પ્રજાને માટે એ બધું અસહ્ય હતું. વર્તમાન પત્રોએ પણ એજ ચર્ચા ઉપાડી લીધી. પણ સરકારે એ વસ્તુ તરફ જોઇએ તેટલું ધ્યાન ન આપ્યું. પ્રજામાં અસંતોષ વધતો હતો. જ્યારે જ્યારે આ ખબર પડતી ત્યારે નીલવરો ઉંચાનીચા થઇ જતા અને થોડાક ટુકડા ફેંકીને પ્રજાને સંતોષવાનો નિષ્ફળ પ્રયત્ન કરતા. પરંતુ એમની સાચી સ્થિતિ મિટાડવા કોઇ પ્રયત્ન ન કરતું. જુલમો અને અન્યાય તો એટલાં ને એટલાંજ રહેતા. જમીનદારો ઠરાવ કરતા એ તો કાગળ પરજ પડયા રહેતા.

૧૯૧૨–૧૩ માં પ્રજાએ પોતાનું અસહ્ય દુઃખ જાહેર કરવા માંડયું. સરકારને ઘણી અરજીઓ કરી. તે છતાં ૧૯૧૩ માં લોર્ડ હાર્ડીંજે નીલવરોના એક પત્રનો જવાબ આપતાં કહ્યું:–"મારા સમજવા પ્રમાણે બિહારના ઉત્તર જિલ્લાના નીલવરો અને તેમના ખેડૂતો વચ્ચેનો સંબંધ ઘણોજ સંતોષજનક અને પ્રેમપૂર્ણ છે." આનો અર્થ પ્રજા એમ કાઢે કે સરકાર ગોરાઓનીજ છે તો એમાં તેની ભૂલ કહી શકાય?

આપણે ઉપર જોઇ ગયા છીએ કે રૈયત કેટલી તરફડતી હતી! ધારાસભામાં પણ એ વસ્તુ ઉપાડી લેવામાં આવી.

તપાસ સમિતિ નીમવાનો ઠરાવ ધારાસભામાં રજુ થયો એ ઠરાવ નામંજૂર રાખવામાં આવ્યો, અને જવાબ આપ્યો કે, "સરકાર એ બાબત સ્થાનિક સત્તાવાળાઓ મારફત તપાસ ચલાવે છે. અને જિલ્લાભરમાં તપાસ ચાલતી હોવાથી રૈયતની ફરિયાદો ધીમે ધીમે બહાર આવશે!" બાબુ વ્રજકિશોર પ્રસાદની લડતને પરિણામે પાછળથી સેટલમેંટ ઓફિસર મારફત તપાસ કરાવી, તે જણાવે છે કે કોઠીવાળાઓને રૂ. ૪૦,૦૦૦ રાજ્યને ભરવાના હોય છે તેને બદલે તેઓ ૭૦,૦૦૦ રૂા. કર ઉઘરાવે છે. રૂ. ૩૦,૦૦૦ રૂા. નો ચોકખો નફો તો એમને એમ મળે છે. ઉપરાંત અબવાબના રૂા. ૪૦,૦૦૦ લગભગ મળે તે તો જુદા. ૩૦,૦૦૦ રૂા.નો નફો મળતો હોવાથી અબવાબ લેવાની કશી જરૂર નથી. એટલુંજ નહિ પણ તે અન્યાયી છે.

રીપોર્ટ પરથી સરકારે આ ગેરકાયદેસર કર ઉઘરાવવાનું બંધ કરવામાં આવ્યું છે તેમ જાહેર કર્યું. પ્રજાને તે ન ભરવાનું જણાવવામાં આવ્યું. કેટલાક ભાગમાં તે બંધ થયું અને કેટલાકમાં તો ચાલુ જ રહ્યું. પૈન ખર્ચો પણ બંધ કરવામાં આવ્યો. સેટલમેંટ ઓફિસરે ગેરકાયદેસર કર સંબંધી રીપોર્ટ આપ્યો પરંતુ કાયદેસર કહેવાતા કર–જેમાંનો મોટો ભાગ લુંટજ હતી, જેમાં કાયદાનો મારી મચડીનેજ અર્થ કરવામાં આવ્યો હતો તે બધા ઉપર કાંઇ

ધ્યાન ન આપ્યું. રૈયત આવા ઉતાવળા અને અધુરા ચુકાદાથી નિરાશ થઈ. આથી પ્રજા થોડી ઘણી નિરાશ થઇ ખરી પરંતુ એની કેટલીક માગણીઓ સાચી પણ પડી. જુલમો અને દુઃખો તપાસવામાં આવ્યા ત્યારે સરકાર અને અમલદારની આંખ ઉઘડી અને પોતે નીલવરોના કહેવા પ્રમાણે સુલેહશાંતિ અને ચળવળખોરોનો જ ઉત્પાત છે તેમ માનતા હતાં તે ખોટું ઠર્યું.

## ગાંધીજીનું આગમન

ચંપારણના લોકોની નજર ગાંધીજી પર ઠરી હતી. તેમની સ્થિતિ નજરે નિહાળીને તેઓ તેમનાં દુઃખ દૂર કરવાનું વિચારે તો ઘણું સારૂં એમ તેમને લાગ્યું હતું. ૧૯૧૬માં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન લખનૌમાં ભરાયું હતું. આ મહાસભામાં બિહાર વતી શ્રી વ્રજકિશોર બાબુએ તપાસ કમિટિ નિમવા માટે સરકારને આગ્રહ કર્યો. ગાંધીજી આ મહાસભામાં હાજર હતા.

આ અધિવેશન વખતે શ્રી. રાજકુમાર શુક્લે ગાંધીજી પાસેથી વચન મેળવી લીધું કે તેઓ માર્ચ યા એપ્રિલમાં આવશે. રાજકુમાર શુક્લે ભગ્ન હૃદયે આખી સ્થિતિનું સચોટ વર્ણન મહાસભામાં આવેલા સમગ્ર હિંદના પ્રતિનિધિઓ સમક્ષ કર્યું હતું.

તે પછી ચંપારણની પ્રજાએ મહાત્માજીને રાજકુમાર શુક્લ દ્વારા કાગળ પાઠવ્યો.

બેતિયા: ૨૭–૨–૧૯૧૭.

માન્યવર મહાત્માજી!

સુણો છો રોજ સૌને તો,<br>
સુણો મારીય કરમ કથની.........

ટોલ્સ્ટોય જેવા મહાત્માના સ્વપ્ના સાચા પાડી, આપે અસંભવિતને પણ સંભવિત કરી બતાવ્યું છે. એજ આશા અને વિશ્વાસથી પ્રેરાઈ આજે અમે અમારી કરમકથા આપને સંભળાવવા માંગીએ છીએ. આપે દક્ષિણ આફ્રિકામાં, આપના અનુયાયી વીરો અને સત્યાગ્રહી ભાઇ

બહેનોની સાથે રહી જે જુલ્મો સામે લડત ચલાવી હતી તેના કરતાંયે અમારી કથા વધુ દુઃખદાયક છે. અમારૂં તે દુઃખ—૧૯ લાખ આત્માને એકી સાથે દળી નાખનારૂં દુઃખ—આપની પાસે વર્ણવી આપના કોમળ હૃદયને દૂભવવાનું અમને ઠીક લાગતું નથી. ટુંકમાં અમે એટલીજ પ્રાર્થના કરવા માગીએ છીએ કે આપ જાતે એકવાર પધારી અમારાં દુઃખ નજરે નિહાળી જાવ, અને ભારતવર્ષના એક ખૂણામાં, બ્રિટીશ છત્રની શીતળ છાયા નીચે વસવાનું અભિમાન ધરાવનારી પ્રજા, કેવાં કેવાં દુઃખો વેઠી જાનવરથી પણ નપાવટ જીવન ગુજારી રહી છે તેની આપને સંપૂર્ણ ખાત્રી થશે.

વધારે પડતું કાંઇ ન લખતાં લખનૌ કોંગ્રેસ વખતે અને તે પછી કાનપુર જતી વખતે "હું માર્ચમાં યા એપ્રિલ મહિનામાં જરૂર ચંપારણ આવીશ" એવું જે વચન આપ્યું હતું તે તરફ જ આપનું ધ્યાન ખેંચવા માગીએ છીએ. અત્યારેજ ખરો વખત છે. આપશ્રી આપનું વચન પાળો. ચંપારણની ૧૯ લાખ દુઃખી રૈયત આપશ્રીના ચરણકમળના દર્શન કરવા માટે મીટ માંડી બેઠી છે. અમને માત્ર આશાજ નથી, સંપૂર્ણ વિશ્વાસ છે કે જેવી રીતે ભગવાન શ્રી રામચંદ્રના ચરણસ્પર્શથી અહલ્યાનો ઉદ્ધાર થઇ ગયો હતો તેવી રીતે ચંપારણમાં આપશ્રીના પગલાં થતાંજ અમારો ૧૯ લાખનો ઉદ્ધાર થઇ જશે.

આપશ્રીનો
દર્શનાભિલાષી,
**રાજકુમાર શુકલ.**

મહાત્માજી તા. ૧૦–૪–૧૭ ને રોજ શુકલની સાથે બાંકીપુર આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ મુઝફ્ફરપૂર તરફ રવાના થયા. રાતના એક વાગે મુઝફ્ફરપુરના સ્ટેશન પર પ્રજા હૃદયના અધીશ્વરની આરતી ઉતારી રહી હતી. ગાંધીજીને ગાડીમાં બેસાડી પ્રજા પોતેજ ગાડી ખેંચી ગઇ.

બાપુએ ત્યાં એક પછી એક, કમિશ્નર અને એની પછી બિહાર પ્લેન્ટર્સ એસોશીએશનના મંત્રીની મુલાકાત લીધી. કમીશ્નર છંછેડાઇ ગયા. વણ-

માગી તેમણે સલાહ આપી કે 'તમે અહીંથી ચાલ્યા જાવ એ વધારે સારું છે.' પણ બાપુને તો પ્રજાએ બોલાવ્યા હતા. એ કાંઇ પાછા જાય? એસોસીએશનના મંત્રીએ પણ કાગળ લખી કામ ન કરવાની ચેતવણી આપી.

ગાંધીજીને અહીં વકીલમિત્રો આવી મળ્યા. તેમની પાસેથી અને બીજા કાર્યકર્તાઓ પાસેથી જેમ જેમ જૂલમની વાતો સાંભળતા જાય તેમ તેમ આશ્ચર્ય ઉત્પન્ન થતું અને ગાંધીજી બોલી ઉઠતા: "શું આ બનવાજોગ છે?" પંદરમીએ તો તેઓ એક ચંપારણના નાના ગામડામાં આવી પહોંચ્યા. ત્યાંની દશા જોઇ. ગરીબ માણસની ઝૂંપડી નિહાળી. અને એમની સાથે વાતો પણ કરી. ગાંધીજી બોલી ઉઠયા "જ્યાં સુધી આ લોકોની સ્થિતિ નહિ સુધરે ત્યાં સુધી હિંદને સ્વરાજ્ય નથી મળવાનું." ત્યાંથી ગાંધીજી મોતીહારી જવા રવાના થયા. મોતીહારીમાં ગાંધીજીના દર્શન કરવા લોકોના ટોળેટોળાં ભેગા મળ્યા. સરકારી નોકરો પણ આ વિભૂતિના દર્શન કરી ગયા.

૧૬ મીએ ગાંધીજીએ જસવલી પટ્ટીમાં જવા વિચાર કર્યો. રસ્તામાં વચ્ચે ચંદ્રહિયા ગામમાંજ આમંત્રણ મળ્યું. કલેકટર સાહેબે તેઓને બોલાવ્યા હતા. અને તેથી તેઓ મોતીહારી પાછા રવાના થયા. રસ્તામાં તેમને વળતી ગાડીએ ચંપારણની સરહદ બહાર જવાની ડીસ્ટ્રીકટ મેજિસ્ટ્રેટ તરફથી નોટીસ મળી. ગાંધીજીએ એનો ઇન્કાર કર્યો. ગાંધીજીએ અહીંના બધા સાથીઓને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની વાતો કરી હતી. એ પ્રમાણે કામ કરવાનું પણ સૂચન આપવામાં આવ્યું હતું. ગાંધીજીએ આગળ કામ ધપાવવાની યોજના અને નિયમાવલિ ઘડી કાઢયા. દેશના આગેવાન નેતાઓને તારથી ખબર આપવામાં આવ્યા. ગાંધીજીએ સાથીઓને કહ્યું "દરેક જણ કામ કરતો કરતો મારી પાછળ જેલમાં આવે એટલે ફ-તેહ થઇ સમજવી."

જુબાની લેવાવી શરૂ થઈ. ગાંધીજીએ તપાસ લેવાનો આરંભ કર્યો. લોકોના ટોળેટોળાં જુબાની નોંધાવવા ઉતરી પડયા. જુબાની લખનારા

પણ થાકી જવા માંડયા. પણ સામે હદપારના હુકમનો અનાદર કરવાથી જેલ મળવાની હતી તે વસ્તુ યાદ કરીને થાકની દરકાર કર્યા વિના અવિરતપણે કાર્ય ચાલુ રહ્યું. તેમને સ્વયંસેવકો આવી મળતા હતા. દેશનેતાઓએ તારથી પૂછાવ્યું કે જરૂર છે? હોય તો આવીએ.

માજિસ્ટ્રેટ તરફથી ગાંધીજીને સમન્સ આવી મળ્યો. ૧૮ મીએ સાડાબાર વાગે કોર્ટમાં હાજર થવા ફરમાવવામાં આવ્યું. સાથીઓ સાથે ભાવિ કાર્યક્રમની યોજના વિચારી લીધી. તે દિવસે ગાંધીજી આખી રાત ન ઉંઘ્યા. તેમણે નેતાઓને લખવાના પત્રો તૈયાર કર્યા. એસોસીએશનના મંત્રીને પણ બે પત્રો લખી નાખ્યા. કેફીયત પણ રાતનાજ તૈયાર કરી નાખી.

## કોર્ટમાં

૧૮ મી એપ્રિલે કોર્ટમાં હાજર રહેવાનો દિવસ હતો. બાપુના જેલ જવાનીજ વાત ચર્ચાતી હતી. રસ્તામાં બાબુ ધરણીધરે કહ્યું "અમે તો બધા આપની પાછળ કામ કરતા કરતા જરૂર જેલમાં આવવાના." ગાંધીજીના મોં પર સંતોષની રેખા ફરી વળી. કોર્ટમાં માનવમેદની ચિકાર હતી. મહાત્માજીએ પોતાની આગલી રાતે લખેલી કેફિયત રજુ કરી. તેમણે કેફીયતમાં હુકમ ભંગનો ગુન્હો સ્વીકારી લીધો. તેમાં એમણે જણાવ્યું કે મારો અંતરાત્મા અહીંથી ચાલ્યા જવા ના પાડતો હતો. હું અહીં પ્રજાની સેવા અર્થેજ, તેમનો બોલાવ્યો, આવ્યો છું. તેમાં કોઇપણ જાતની શાંતિનો ભંગ કે ખુનામરકી થવા પણું હતું નહિ.

લોકો, મેજિસ્ટ્રેટ અને બીજા બધા અમલદારો આશ્ચર્યથી જોઇ રહ્યા. આવો સાદો એકરાર અને ગુન્હાની કબુલાત કોઇએ કલ્પ્યાં પણ ન હતાં. તેમને મેજિસ્ટ્રેટે કેસ મુલતવી રાખી બપોરે આવવાનું કહ્યું. પછી જામીન ઉપર ૨૧ દિવસ પછી આવવાનો હુકમ મળ્યો ત્યારે ગાંધીજીએ જામીનની ના પાડી. મેજિસ્ટ્રેટે પોતાના ઘરના જામીનના પૈસા ભર્યા અને ગાંધીજીને જવા દીધા. મેજિસ્ટ્રેટને શું કરવું તેની મુંઝવણ થઈ

પડી હતી. મિત્રોને અને છાપાઓમાં આ મુકદ્દમાની વાતોની ખબર આપવામાં આવી.

બાબુ વ્રજકિશોર પ્રસાદ, મી. પોલાક. મિ૦ હક્ક, અનુગ્રહનારાયણ સિંહ, બાબુ રાજેન્દ્રપ્રસાદ તથા શંભુશરણસિંહ વગેરે ગાંધીજીને આવી મળ્યા. ગાંધીજીના પકડાયા પછી લડત મોળી પડવા ન દેવા આ આગેવાનોએ નિર્ણય કર્યો.

પછી તો રોજ ને રોજ લોકોના ટોળેટોળા જુબાની આપવા સવારથી તે રાતસુધી ઉભા રહેતા. જુબાની લખવાવાળા ઓછા પડતા.

સરકારે મુકદ્દમો પાછો ખેંચી લીધો છે એવા ખબર મળ્યા. પ્રજામાં આનંદ વ્યાપી રહ્યો.

ગાંધીજીની આ તપાસ અને છુટકારાએ હિંદુસ્તાનમાં ખળભળાટ મચાવ્યો. વર્તમાનપત્રોમાં આની વાતો ચર્ચાવા માંડી. ગાંધીજીના પ્રતિબંધને કારણે ચંપારણ સમગ્ર હિંદમાં ગવાઇ રહ્યું. પછી ગાંધીજી આખા બેતિયામાં જુબાની લેવા ફર્યા. એટલોજ માનવસાગર દરેકે દરેક ઠેકાણે ઉલટતો; ગાંધીજીએ ત્યાંના નીલવરોની મુલાકાત લીધી. કમિશ્નર અને મેજિસ્ટ્રેટની પણ મુલાકાત લીધી. તેઓ બધા ગભરાઇ ગયા હતા. તેમની આંખ સામે પોતાની સત્તાના નાશનું ચિત્ર તરવર્યા કરતું હતું. નીલવરોએ સરકારને વિનંતિ કરી કે ગાંધીની તપાસ અટકાવો. ત્યાંના કલેકટર મિ. મોડને મળ્યા. નીલવરો આ બધા વકીલ સાથીઓને રજા આપવાનો આગ્રહ કરતા. ગાંધીજીની ચોકખી ના હતી. મી. મોડની સાથેની વાતચીતને પરિણામે વહેલામાં વહેલો રીપોર્ટ બહાર પાડવો અને તપાસ કરવાની પદ્ધતિમાં થોડો ફેરફાર કરવો એમ નક્કી કર્યું.

ગાંધીજીએ રીપોર્ટ બહાર પાડયો. તેમાં નીલવરોના બધા જુલમો ખુલ્લા કર્યા. જે જુલમો આપણે પહેલાં જોઇ ગયા તેમાંના બધા જુલમોનો આ રીપોર્ટમાં ચિતાર આપ્યો હતો. તે અન્યાયી અને ગેરવાજબી હોવાથી તે બંધ કરવાનું કહેવામાં આવ્યું હતું.

નીલવરોની સામે જે રૈયત કદી બોલી શકતી નહોતી તે રૈયતે જરાય બીક વિના બધાય અત્યાચારો ગાંધીજી પાસે વર્ણવ્યા હતાં.

નીલવરોની હાજરીમાં પણ બધું કહેતાં અચકાતી નહિ. ગાંધીજીના માર્ગમાં નીલવરો વારેવારે આડે આવતા. એંગ્લો-ઈંડીયન છાપાંઓએ પણ વિરોધ કર્યો. રાષ્ટ્રીય છાપાઓએ આ છાપાઓનો વિરોધ કરી પ્રજાનો પક્ષ લીધો. આ બધી મુશ્કેલીઓ, વિરોધ અને ઉહાપોહ છતાં આપણે ઉપર જોઇ ગયા તેમ ગાંધીજીનો રીપોર્ટ બહાર તો પડયોજ.

ગાંધીજીએ નિષ્પક્ષ પંચની માગણી કરી અને તેને સાથ આપવાનું પોતે વચન આપ્યું. આ માગણી ઉપર એંગ્લો-ઈંડીયન છાપાવાળા અને નીલવરો ઉકળી ઉઠયા.

## જનતાની જૂલમમાંથી મુક્તિ

છેવટે ગાંધી-ગવર્નરની મુલાકાત થઇ અને તેને પરિણામે એક પંચ નીમાયું. સરકારે પંચ નીમવાનું જાહેર કર્યું એટલે ગાંધીની કાંઇ જરૂર નથી અને તેઓ ચાલ્યા જાય તેમ ગોરાઓ, નીલવરો અને એંગ્લો-ઈંડીયન છાપાવાળાઓ તરફથી કહેવામાં આવ્યું. પણ તેમને કયાં ખબર હતી કે ગાંધીજી પોતે તો પંચમાં નીમાયા છે! ગાંધીજી પંચમાં નીમાયા એટલે ફરી તેઓ ઉકળી ઉઠયા કેમ કે તેમણે જોયું કે હવે પોતાની સુખી-સૃષ્ટિ અવશ્ય ભાંગી પડશે અને ખેડૂતોના રક્તથી રંગાયેલા પૈસાનો ધોધ જરૂર અટકવાનો. તેઓ તેથી વિરોધ કરે તે સ્વાભાવિક હતું. પંચે પોતાનું કામ આરંભ્યું. તેણે તપાસ કરી અને એક રીપોર્ટ બહાર પાડયો. તેમાં પ્રજાના દુઃખો સાચા ગણવામાં આવ્યાં અને તે દૂર કરવાની ભલામણ કરવામાં આવી. સરકારે આ આખો રીપોર્ટ મંજૂર રાખ્યો. ૪ થી ઓકટોબર ૧૯૧૭ના રોજ તે બહાર આવ્યો.

માનનીય મિ. મોડે એક બિલ ધારાસભામાં રજુ કર્યું. તેમાં કોઇ જમીનદાર ગેરકાયદેસર અબવાબ ઉઘરાવતો માલુમ પડે તો તેને અમલદાર સજા કરી શકે એવી મતલબનો એ ખરડો હતો. ધારાસભામાં તે પસાર થયો.

આપણે જોઈ ગયા કે જનતાનાં તમામ દુઃખો દૂર કરવામાં આવ્યા. સરકાર પણ એની તપાસ રાખવા માંડી.

આજે તો એ અન્યાયી અને લૂંટનીતિ પર રચાયેલી અને નભતી કોઠીઓ પણ નાશ પામી છે.

આમ જનતાના સૌથી વધુ મહત્વના બે અંગઃ ખેડૂતો. અને મજૂરો જનતાનું નેતૃત્વ લેનારો માનવી બે આમાંથી કોઇને ન ઉપેક્ષી શકે. બન્નેમાં ભારોભાર શકિત છે. એ શકિત જ્યારે પ્રતિકારના માર્ગે વળે ત્યારે લડત જલદ અને જોરદાર બને; એમનાં રોજબરોજનાં દુઃખો, એમનાં આર્થિક હિતો અને એમનાં જીવનને સ્પર્શતાં પ્રશ્નોને માટે લડતો ઉપાડવામાં આવે ત્યારે જ સાચું બળ પ્રાપ્ત થાય છે, ત્યારે જ એમાં એમને રસ રહે છે.

ગાંધીજી જેમ ચંપારણને શોધતા નહીં ગયેલા પરંતુ ચંપારણ જ તેમને શોધતું આવેલું તેમ એમણે અમદાવાદના મીલ મજૂરોની લડતમાં ઝંપલાવ્યું.

## ભૂમિકા

મજૂરો અને મીલ માલિકો વચ્ચે પગાર માટે લડત ચાલી રહી હતી. લડાઇ પછી કાપડનો ભાવ વધ્યો હતો. અને એવી જ રીતે બીજી તમામ વસ્તુઓના ભાવ વધ્યા હતા. મીલ મજૂરોએ પોતાના પગારોમાં ૫૦ ટકા વધારો માગ્યો હતો. ગાંધીજી કલેકટરને, મીલ માલેકોને અને મજૂરોને મળ્યા અને એક પંચ નીમ્યું. પણ પછી કાંઇક ગેરસમજૂત થવાથી કેટલીક મીલમાં હડતાળ પડી. આથી પંચ તૂટયું એમ મીલ માલિકોએ જાહેર કર્યું. તેમણે કહ્યું કે ૨૦ ટકા વધારો લઇને કામે ન ચડવું હોય તો કાઢી મૂકવામાં આવશે. એમ પણ કહ્યું કે તમે બધા કામે ચડી જાવ. ગાંધીજીએ મજૂરોની પાસે ૩૫ ટકા વધારાની વાત કબૂલ કરાવી અને એ મીલ માલિકો પાસે મૂકવામાં આવી. પણ મીલ મજૂરોની આ

વાત પણ મીલ માલિકોએ માની નહીં. તેઓ તો 'પંચ તૂટે છે' એમ કહી પોતાની વાતમાં હઠાગ્રહી રહ્યા.

## લડતની શરૂઆત

પછી તો લડત લડવાનો નિશ્ચય કર્યો. મજૂરોમાં ઉત્સાહની ભરતી હતી. ગાંધીજી એમના જીવનમાં આરપાર ઉતરવા ચાહતા હતા. તેમના ઉભરાતા ઉત્સાહને યોગ્ય દિશામાં વાળવા ગાંધીજી તત્પર હતા. ગાંધીજી પત્રિકાઓ બહાર પાડતા. તેમાં એમને કેમ કાર્ય કરવું તેની સૂચના વારેવારે આપ્યા કરતા અને તે મારફત સત્યાગ્રહનો સંદેશ રેડયા કરતા. મજૂરો તેમની પાસે રાતદિવસ ગમે ત્યારે સલાહ લેવા આવતા. અનસૂયા બહેન પણ તેમની સાથે જ હતા. દરરોજ સભાઓ ભરાતી અનેએ સભાઓમાં મીલમજૂરોની ટોળાબંધ હાજરી રહેતી. દરરોજ પત્રિકાઓ અને એ પત્રિકા ઉપર વાંચવા માટે તૂટી પડતું મજૂરોનું ટોળું, આ બધું લડતની આબાદ તૈયારી રૂપ હતું. તે મારફત જ સત્યાગ્રહનો સંદેશ પહોંચતો. સત્ય, હિંમત, ન્યાયબુદ્ધિ, વિવેક, અહિંસા, મર્યાદા, અને સહનશીલતા ઉપર ગાંધીજી વારે વારે કહેતા, લખતા અને વંચાવતા.

આથી મજૂરો સારી રીતે કેળવાયા હતા. તોફાન નહિ, મારફાડ નહિ, ધમાલ નહિ, પોતાનું કામ એ કામ. અમદાવાદની જનતાને આ બધાની બીક હતી; પણ તેમાંનું એણે કાંઇ ન જોયું. મજૂરોમાં આત્મશ્રદ્ધા હતી. ગાંધીજી, અનસૂયા બહેન, અને શંકરલાલ બેંકર જેવા કાર્યકર્તાઓ પર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. મજૂરો બોલતા "અગર ભૂખે મરે તો મર હી જાના જાનસે; લાઝિમ હૈ ન બદલે અપને ઇમાનસે." ગાંધીજી માટે તેઓ કહેતા: "અરે. ડરો મત, ગેબી મદદગાર યહાં હૈ."

મીલમાલિકો તરફથી આમાંથી ફોસલાવવાની, દબડાવવાની અને ચળાવવાની અનેક હિલચાલ થતી. પણ તમામ મીલમજૂરો—સૌ અડગ રહેતા. કોઇ હઠતું નહિ.

મજૂરોની લડત લાંબી થતી ચાલી. તેઓએ ૩૫ ટકા વધારા વગર કામ પર ન ચડવું અથવા તો નિષ્પક્ષ પંચ ન નીમાય ત્યાં સુધી કામ પર ન ચડવું એવી પ્રતિજ્ઞા લીધી હતી. તેઓ તો મજૂરો હતા. એટલે તેમની પાસે મૂડી તો નહોતી જ. તેમને હવે તો કામ પણ નહતું. એટલે તેમને હવે સાબરમતી આશ્રમમાં મજૂરી આપવામાં આવી. ગાંધીજી પણ તેમની સાથેજ હતા.

વિષ્ટિના પ્રયત્નો ચાલુ હતા. બેય પક્ષ મક્કમ હતા. "૨૦ ટકા લઈ લ્યો પછી વધારી આપશું" એમ મિલ માલિકો કહેતા. પણ એમ કહયે આ લોકો કાંઇ પોતાની માગણી છોડી દે તેમ ન હતું. ગાંધીજી બરાબર મજૂરોને અડગ રહેવાનું કહેતા. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓના દાખલાઓ આપી મકકમ રહેવાની કેળવણી આપ્યે જતા.

માલિકો તરફથી પ્રતિજ્ઞા તોડાવવાને માટે ઘણી તરકીબો થતી. ક્યાંઇક ક્યાંઇક મજૂરો ઢીલા પડવા માંડયા હતાં.

એ ઢીલા થયેલા મજૂરોમાંથી ગાંધીજી માટે કોઇએ ટીકા કરી કે "તેમને શું છે? આપણે તો હેરાન થવાનું ને એમને મોટરમાં બેસવાનું."

ગાંધીજી પછી તે દિવસથી પ્રતિજ્ઞા લે છે કે "જયાં સુધી મજૂરો ૩૫ ટકા વધારો લઇને કામ પર ન ચડે અથવા તો લડત લડતા ખપી ન જાય ત્યાં સુધી હું આહાર લેનાર નથી ને મોટરમાં ફરનાર નથી."

માલિકો અને મજૂરો બેય આથી ગભરાયા. મજૂરો હવે પેલી ટીકા કરવા માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. માલિકો પણ ગાંધીજીની પાસે આવીને ઉપવાસ છોડવાનું સમજાવવા લાગ્યા.

આનો અર્થ કેટલાક એવા કરતા કે માલિકોને દબાવવા સારૂ આ ફિતુર છે. પણ તેઓ ચોકખું કહેતાં કે "મારી દયાને ખાતર નહિ, પણ મજૂરોની પ્રતિજ્ઞાને માન આપી વધારો આપો. અને તેમને કામ પર લ્યો,' માલિકો એમ દલીલ કરતા કે, "અમે આમ માગણીઓ

સ્વીકારીએ તો મજૂરો વારંવાર સામે થાય." પણ એ દલીલ ગાંધીજીને ગળે ન ઊતરે તે સમજાય તેવું છે.આ લડત ઉપડી તે પહેલાંનું પંચનું તત્ત્વ હજુ ગાંધીજીને મંજૂર જ હતું. સમાધાનીનો આ એકજ માર્ગ હતો કે પંચ નીમાય.

## સુલેહ

પંચ તરીકે શ્રી આનંદશંકર ધ્રુવ નીમાયા. એ બેની વચ્ચે સમાધાન કરવામાં આવ્યું. પંચનો રીપોર્ટ બહાર પડે ત્યાં સુધી પહેલે દિવસે મજૂરોએ ૩૫ ટકા વધારો લઈ કામ કરવું. બીજે દિવસે માલિકોને પક્ષે તેઓ કહે છે તેમ ૨૦ ટકા વધારો લેવો અને ત્રીજે દિવસે ૨૭ાા ટકા વધારો લેવો. પછી પંચ ઠરાવે તે વધારો કબૂલ રાખવો.

પંચે ૩૫ ટકા વધારાનો ચૂકાદો આપ્યો. આમ આ લડતનો અંત આવ્યો.

આમાં લડતનો અંત લાવવામાં ગાંધીજીના ઉપવાસ પણ કારણભૂત બન્યા. તેમના ઉપવાસને લીધે તેઓ ન ઇચ્છે, ના પાડે તો પણ માલિકો પર દબાણ થયા વિના ન રહે. અને માલિકોએ ખૂબ જ જલદી પંચની માગણી પોતાની હઠ મૂકીને એટલા માટે સ્વીકારી. પહેલાં તો તેઓએજ પંચ તોડયું હતું. અને આટલા જલદી તૈયાર થયા તેના કારણમાં હવે ક્યારે સાચી વસ્તુ સ્વીકારવી તે તો હતું જ અને ગાંધીજીના ઉપવાસ પણ હતાં.

મજૂરોને પક્ષે તો એ ઉપવાસ સુંદર નીવડયા. કેમકે મજૂરોમાં તો એથી ટેક, શ્રદ્ધા અને વિશ્વાસ વધ્યા. માલિકો પ્રત્યે ગાંધીજી પોતે જ કહે છે તેમ ઉપવાસ થોડાક દબાણકર્તા પણ થયા.

આ નાનકડો સત્યાગ્રહ પણ સફળ થયો. વધુ સફળતા તો પોતે કંઈક કરી શકે છે એવી આત્મશ્રદ્ધા મજૂરોમાં ઉત્પન્ન થઇ તેમાં હતી.

હવે આપણે ખેડા સત્યાગ્રહ તરફ જઇએ. જે વખતે મીલ મજૂરોની લડત ચાલતી હતી તે વખતે ખેડામાં પણ ઉહાપોહ થઇ રહ્યો હતો.

આપણે સત્યાગ્રહની લડત શરૂ થાય તે પહેલાં તે શા માટે થઇ તેનાં કારણો તપાસીએ:

આખા ખેડા જિલ્લામાં કુદરત રૂઠી હતી. ખેડૂતોને ઉપરાઉપરી દુષ્કાળ આવ્યા. છપ્પનિયાનો પ્રસિધ્ધ દુષ્કાળ આવ્યો અને તે પછી સને ૧૯૧૨ માં બીજો દુષ્કાળ આવ્યો. પાકમાં તેથી ઘટાડો થયો અને આને લીધે પ્રજાને પારાવાર નુકસાન થયું. તે પછી ૧૯૧૪ ની મહાન લડાઇ આવી તેથી અમુક લાભ ખેડૂતોને થયો પરંતુ બીજી બધી વસ્તુઓના ભાવ પણ ચડેલા હતા. તેથી તેનું પણ નુકસાન વેઠવું પડ્યું. ૧૯૧૭ માં અતિવૃષ્ટિ થઇ. અતિવૃષ્ટિને લીધે પાક નિષ્ફળ ગયો. કુંડાઓ કોહી ગયા. વચ્ચે વરસાદ ઓછો થવાથી તેઓએ ફરી વાવેતર કર્યું પણ અતિવૃષ્ટિએ તે પણ નિષ્ફળ કર્યું. છૂટાછવાયા પાકનો પણ ભૂરા ઉંદરોએ નાશ કર્યો. આવી રીતે ખેડૂતોનો પાક તદ્દન નિષ્ફળ જવાથી તેઓ નિરાશ થઇ ગયા હતા. તેમની મહેનત પણ અફળ નીવડી હતી.

જો ચાર આનીથી પાક ઓછો થાય તો મહેસૂલ માફ થાય. અત્યાર સુધી દુષ્કાળ પડે તો તે માફ થાય એવું માનવામાં આવતું. પરંતુ અતિવૃષ્ટિ થાય ને પાક નિષ્ફળ જાય તો પણ મહેસૂલ માફ થવું જોઇએ. સરકારે તો આંખ આડા કાન કર્યા હતા. પ્રજાને પણ કાંઇ

ખબર ન હતી. પણ પછી ખબર પડી ત્યારે ૨૦-૧૧-૧૭ ને દિને ૨૨,૦૦૦ સહીઓ વાળી એક અરજી મહેસૂલની માફી માટે મોકલવામાં આવી. જવાબમાં "કલેકટર પૂરતું ધ્યાન આપે છે" એમ કહેવામાં આવ્યું.

પછી ઠેર ઠેર સભાઓ ભરી આને માટે વિચાર કરવામાં આવ્યો. ધારાસભામાં પણ લડત ચાલી. કલેકટર શું ધ્યાન આપતા હતા! તેમણે તો મહેસૂલ ઉઘરાવવાનું પણ શરૂ કરી દીધું. પાક નિષ્ફળ ગયો હતો, પ્લેગનો ઉપદ્રવ હતો. બી, વાવેતર અને મજૂરી માથે પડયા હતાં. લોકો ભાગતા હતા તેમાં આ મહેસૂલ આકરું લાગ્યું. લોકોને મોઢેથી વાત સાંભળવામાં આવતી કે "સખ્તાઇથી કર ઉઘરાવાય છે." એક મુસલમાન ખેડૂતે કહ્યું કે "ગામમાં તો કાળો કેર વર્તી રહ્યો છે. એ દિવસથી લોકોને ત્યાં રાંધ્યા ધાન એમને એમ પડયાં છે. તલાટી માબહેનને ગાળો સિવાય બોલતો નથી. સ્ત્રી વર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે, ઘર વેચો, ઘરેણાં વેચો, જમીન વેચો, ઢોર વેચો, છેવટે બાયડી છોકરાં વેચો પણ સરકારના પૈસા ભરો. આવો જુલમ ગૂજરી રહ્યો છે." આવા સંકટોમાં પાછા અમલદારોના જબરજસ્તીથી ભરાવવામાં આવતા લડાઇના ફંડ પણ ચાલતાંજ હતાં. હોમરૂલ લીગની ચળવળ તે વખતે જોરમાં હતી. હોમરૂલ લીગ મારફતે અહીંના ગામડાઓમાં અને ખેડૂતોમાં કામ ચાલતું હતું. એની મારફત રાહત આપવામાં આવતી હતી. ત્યાં તો કપડવંજના મામલતદારે સરકયૂલર મારફત હુકમો કાઢયા. એની મારફત હોમરૂલ લીગના સભ્યોના ભાષણોની નોંધ રાખવાનું કહેવામાં આવ્યું. કેમકે એની મારફત પછી સજા થઈ શકે. અને સાથે સાથે મહેસૂલ નહિ ભરો તો સખ્તાઇના ઇલાજો લેવામાં આવશે તેમ પણ કહેવામાં આવ્યું. જપ્તીની બીક પણ બતાવવામાં આવી.

પ્રજાના આગેવાનોએ ગામડે ગામડે ફરી તપાસ કરી. અને આવી વસ્તુ કલેકટર આગળ મૂકી. પણ તે તેઓએ નકારી. 'સરકારી

નોકરો કહે તેજ સાચું અને પ્રજા કહે તે ખોટું” એવું વલણ સરકાર તરફથી લેવામાં આવતું હતું. પ્રજાની ગરીબાઈ અને પાકની નિષ્ફળતા છતાં સરકારે મહેસૂલની બાબતમાં કાંઈ મચક ન આપી.

સરકારે એક યાદી બહાર પાડી. પંચની વાત મૂકવામાં આવી તો તેને ઠોકરે મારી. લોકમતને માન તો અપાયજ નહિ. અને ઉલટું પ્રજાના આગેવાનો માટે ટીકા કરવામાં આવી. પ્રજાના આગેવાનોએ તેનો જવાબ આપ્યો, વર્તમાન પત્રોએ સરકારની ટીકા કરી.

ગાંધીજીને પણ ખબર પડી. ૪થી ફેબ્રુઆરીએ તેઓ આવ્યા. ગવર્નરને મળ્યા પણ કાંઈ પરિણામ ન આવ્યું. ગાંધીજીએ ફરી તપાસ કરાવી. દરેક ગામના પાકની આનેવારી કાઢવામાં આવી. સ્વયંસેવકો મારફત તેઓએ અહેવાલો મંગાવ્યા. પાક ચાર આનીથી કમી ઠર્યો. ગાંધીજીએ મહેસૂલ માફ કરવાનું કહ્યું. પણ કલેકટર અને સરકારી નોકરોએ તે સ્વીકારવાને બદલે “પાક સંતોષકારક થયો છે’ એવી પત્રિકા કાઢી. તે પર સહીઓ લેવાનું ઠરાવવામાં આવ્યું. ગાંધીજીએ અમલદારોને તેમ ન કરવા વીનવ્યું. અને ‘કરશો તો તે વિરુદ્ધ સલાહ આપવાની ફરજ પડશે’ તેમ જણાવ્યું.

સરકારે તો પોતાનું વલણ મકકમ જાહેર કર્યું. તલાટીઓ જુલમ ગુજારતા જ હતા. ખેડૂતોનું દુઃખ વધતું જ જતું હતું. મહાત્માજીએ અમલદારોને સમજાવવા ખૂબ પ્રયત્નો કર્યા. પણ તેઓ (અમલદારો) પકડેલું નાડું છોડવા તૈયાર નહોતા. સમાધાનીના તમામ સંદેશાઓ તૂટી પડયા.

ગૂજરાતના સુબા નામદાર મી૦ પ્રેટે ખૂબ કડક વલણ અખત્યાર કર્યું. ખેડૂતોને જમીન ખાલસા કરવાની બીક બતાવી, જમીન પાછી નહિ મળે’ એમ કહ્યું. ગાંધીજીએ એનો જવાબ એ રીતે વાળ્યો કે ‘એ અશકય છે, એવી વાતો ક્રૂર અને કઠોર છે !’

મહાત્માજીએ ૨૨ મી માર્ચે સત્યાગ્રહનો ધ્વજ ફરકાવ્યો. હંમેશની રીત પ્રમાણે ખેડૂતોને, કામ કરનારાને, અને જેટલા જેટલા ભાગ લેવાના હોય તે તમામને લડતની મુસ્કેલીઓ બતાવીને તેમાં આવતા દુ:ખો પણ બતાવ્યા. સાથે સાથે સત્યના આગ્રહ માટે ઝૂઝવાની, અન્યાય સામે થવાની, જૂલમનો સામનો કરવાની સલાહ આપી. અને તે જ દિવસે ગાંધીજીએ ચાર હજાર ખેડૂતોને વિનંતિ કરી હતી કે તમારાથી પાછા ન હઠાય. તે દિવસે હજાર વિઘાના ૨૦૦ માલિકોએ પ્રતિજ્ઞા પત્રમાં સહી કરી.

પછી સરકારે સો સો રૂપિયા કરને બદલે ૧૦,૦૦૦ રૂપિયાની જમીન ખાલસા કરવાની ધમકી આપી મહાત્માજી એની સામે બહુ ઉગ્ર થયા. સત્યાગ્રહીઓ મકકમ રહ્યા. સ્વયંસેવકો કાર્યરત રહ્યા. પોતાના કાર્યમાં સો મંડી પડયા.

મહાત્માજીએ એક જાહેરનામુ બહાર પાડયું. તેમાં લડત શા માટે ઉપાડવામાં આવી છે. તે સમજાવવામાં આવ્યું. એક સ્વતંત્ર નિષ્પક્ષ પંચ નીમવાની માગણી કરી અને છેલ્લે સમસ્ત પ્રજાને આમાં પોતાનો સાથ પૂરવાની હાકલ કરી.

પછી તો કેટલાય ખેડૂતો પ્રતિજ્ઞા લઈ રહ્યા હતા. ગાંધીજી તે તમામને બધી સૂચના આપતા. દેશની સહાનુભૂતિ હતી. તાર, સંદેશા, ગામેગામ સભાઓ, દેશના આગેવાનોનું આગમન વગેરે બતાવતા હતા કે દેશ ખેડાની સાથે છે. ખેડાના ખેડૂતોમાં હિંદનો વિશ્વાસ છે.

પ્રતિજ્ઞા પત્ર ઉપર ઉપરાઉપરી સહીઓ થયે જતી હતી, કાર્યકરો દરેક ઠેકાણે ફરતા હતા. અને એ મારફત ખેડૂતોના સમુદાયને આ લડતમાં શામિલ કરવા માટે પ્રયત્ન કરતા હતા. ખેડૂતોને સમજાવવામાં આવ્યા. પહેલે દિવસે ૨૦૦ ની સહી હતી. ૨૮ મીએ ૪૦૦ થયા. પહેલી એપ્રિલે ૧૧૦૦ ની સંખ્યા થઇ, અને ૪ થીની સવાર પહેલાં તો ૧૫૦૦ એ આંકડો પહોંચ્યો. હવે સરકાર તરફથી નોટિસોનું

કામ પડતું મૂકવામાં આવ્યું અને જપ્તી શરૂ થઈ. વાસણ, ઘરેણાં હરરાજ થવા માંડયા. ખેડૂતોના પ્રાણપ્રિય ઢોરને પણ હરાજીમાં મૂકવામાં આવ્યા. ડરાવી, ધમકાવી, ફોસલાવી, પટાવી મહેસૂલ વસુલ કરવા માટે તલાટી તરફથી પ્રયત્ન કરવામાં આવતા.

ગાંધીજીનું કેળવણીનું કામ હંમેશ ચાલું રહેતું. પ્રજાને આત્મ-ભાનના પાઠ હંમેશાં ભણાવવામાં આવતા. પ્રજાને કદી પણ મનની નિર્બળતા રાખવા દેવામાં આવતી નહિ. સરકારના જૂલમો છતાં એક હરફ પણ ન કાઢવાની સૂચના આપવામાં આવતી. બહેનોને પણ તૈયાર કરવામાં આવી. ગાંધીજી કહેતાઃ– "સત્યને ખાતર તમે મરી ફીટજો. તમારી લડતમાંથી આખા હિંદનો ઉદ્ધાર છે. સરકાર કહે તે જ સાચું એ વાત માની શકાય તેમ નથી. પ્રજા હંમેશાં જૂઠું જ બોલે એવો આક્ષેપ સહન થઇ શકે તેમ નથી. વળી પંચની વાત તો કબૂલ કરતા નથી."

સ્વયંસેવકોનું કામ ધમધોકાર ચાલતું હતું. ખેડા જિલ્લાના બધા ગામમાં તેઓ ફરી વળતા. અમલદારો અને સ્વયંસેવકો જ્યારે ભેગા થઇ જતા ત્યારે સ્વયંસેવકો પ્રજા પાસેથી સુંદર રીતે કામ લેતા. મહાત્માજી પણ બિહારમાંથી આવેલા સ્વયંસેવકો સાથે ફરી રહ્યા હતા. ફરી મી૦ પ્રેટે ખૂબ ધમકી આપી કહ્યું કે "તમારી જમીન ખાલસા કરવામાં આવશે અને તે પાણીને મૂલે વેચી નાખવામાં આવશે અને તે પાછી પણ નહિ મળે."

આ લડતને કોઈ પણ ઉપાયે દબાવવાનો તેમનો વિચાર હતો. મુંબઇમાં આ સત્યાગ્રહ માટે એક સભા ભરવામાં આવી. સત્યાગ્રહની લડત માટે સહાનુભૂતિનો ઠરાવ કરવામાં આવ્યો. સરકાર પાસે એક ડેપ્યુટેશન ગયું. સરકારે યાદી બહાર પાડી અને તેમાં 'આ લડત ગેરવાજબી છે અને ગાંધીજીના કપોલકલ્પિત ખ્યાલો પર રચાયેલી છે' એમ કહ્યું. સરકારે જપ્તી ચાલુ રાખી હતી. ઢોર, વાસણ, ઘરેણાં અને ઘરની

તમામ ચીજો લઈ જવામાં આવતી. ઘણી વાર મૂળ મહેસૂલ કરતાં પણ કેટલાંય ઘણી રકમ હરાજીમાંથી વસૂલ કરવામાં આવતી. સરકારના આ ત્રાસથી ખેડૂતો કકળી ઊઠતા પ્રજા બધું સહન કરી લેતી. પરંતુ મહેસુલ ભરવાની વૃત્તિ ન બતાવતી.

વેઠ અનેક પ્રકારની અને લાંબા વખતની હતી, તેને પણ તે જ વખતે તિલાંજલિ દેવામાં આવી. સત્યાગ્રહીઓની સંખ્યા ૩૨૦૦ સુધી પહોંચી ગઇ હતી. વધારે ને વધારે માણસો આ લડતમાં આપ મેળે ખેંચાયે જતા હતા. એ આ લડતનું રહસ્ય છે. આત્મા અન્યાય સહન નથી કરી શકતો. જો એને સાચી સમજણ આપવામાં આવી હોય તો અન્યાયની સામે થવાને દરેક સમજદાર માણુસ ઇચ્છે છે. અને લડત એક અન્યાયને માટે ઉપાડવામાં આવી હોય, અને એને લગતા બીજા અન્યાયો પણ એની સાથેજ આપોઆપ નીકળી જાય છે. પ્રજામાં જાગ્રતી આવી હોય પછી એ પોતાની ઉપરના તમામ અન્યાયો ફેંકી દેવા પ્રયત્ન કરે છે.

પ્રજાને સાચી વાતોનું જ્ઞાન થતાં તે જાગૃત થાય છે અને સામી છાતીએ અન્યાયની સામે લડવાનું સ્વીકારે છે.

પ્રજાએ ખૂબ દુઃખો સહન કર્યાં. પોતાના પ્રાણપ્રિય ઢોરોને છોડીને લઇ જતા દેખ્યા. એમના ખેતરો વેચવામાં આવ્યા. જપ્તી થઇ. પણ પ્રજા અડગ રહી. મામલતદારે પ્રજાની જે સૌથી પહેલી માગણી હતી તે સ્વીકારી. ત્રીજી જૂનને રોજ એમણે મહાત્માજીને જણાવ્યું કે સારી સ્થિતિવાળા મહેસૂલ ભરી દે તો ગરીબોનું મહેસૂલ માફ કરવામાં આવશે. મહાત્માજીએ પોતાની માગણીમાં પણ એમ જ કહ્યું હતું કે ગરીબોનું મહેસૂલ માફ કરવું જોઇએ. કેમકે તેમની સ્થિતિ જ મહેસૂલ ભરી શકે તેવી નથી. એ મહેસૂલ માફ કરવામાં આવે તો સારી સ્થિતિવાળા પોતાનું મહેસૂલ ભરી દે.

આમ પ્રજાનો વિજય થયો અને લડતનો અંત આવ્યો. ભારતવર્ષની દ્રષ્ટિએ ખેડાના ખેડૂતોએ પોતાની લડતના અંત સુધી લડી અન્યાયની સામે થઇ, મક્કમતા જાળવી, આ લડતમાં વિજય મેળવ્યો.

ગમે તેમ હો; અન્યાય હેઠો પડયો, જૂલમ એળે ગયો, ધમકી નકામી નીવડી, લાલચ અને ફોસલામણી ફાવ્યા નહીં, પ્રજા મક્કમ રહી, ભારત વર્ષે એમાં પોતાના વિજયના ચિન્હ જોયાં, ખેડૂતાને અભિનંદનના સંદેશાઓ પાઠવ્યા, ગાંધીજીને ખેડાના ખેડૂતોએ હૃદયથી વંદન કર્યું અને માનપત્ર અર્પ્યું. મહાત્માજીએ સમાધાનીનું નિવેદન પત્ર જાહેર કરતાં જણાવ્યું કે—

"પોતાની બહાદૂરીથી ખેડાની પ્રજાએ આખા હિંદનું ધ્યાન ખેંચ્યું છે. સત્ય, નિર્ભયતા, એકસંપ, દ્રઢતા અને સ્વાર્થ ત્યાગનો રસ ખેડાની પ્રજા આજે છ માસથી ચાખતી આવી છે. એ મહાન ગુણોને પ્રજા વધુ ખીલવશે, વધારે આગળ ચડશે ને માતૃભૂમિનું નામ વિશેષ ઉજ્જવળ કરશે."

આ ત્યાર સુધીની લડતો પ્રાંતવાર થઇ. જ્યાં જ્યાં જૂલમ થયા અને પ્રજા તૈયાર થઇ ત્યાં ત્યાં ગાંધીજીની સરદારી નીચે લડતો આરંભાઇ, ચાલી અને અંતમાં વિજયસહ પૂરી થઇ.

૧૯૨૦ ની અસહકારની લડત એ હિંદવ્યાપી સત્યાગ્રહની પ્રથમ લડત હતી.

પ્રથમ તો ગાંધીજીએ રોલેટ બિલની સામે થવાની સમગ્ર પ્રજાને હાકલ કરી. ગાંધીજીએ ઉપવાસ કરી આ લડતનું શુભ મુહૂર્ત કર્યું. ગાંધીજીએ એ બિલનો વિરોધ કરતાં સત્યાગ્રહીઓના પ્રતિજ્ઞા પત્રમાં લખ્યું કે "અમે અંતઃકરણ પૂર્વક માનીએ છીએ કે આ બિલો ગેર-વાજબી, ન્યાય અને સ્વતંત્રતાના સિદ્ધાંતોને ઉંધા વાળનારા છે, તથા દેશના પ્રજાજન કે જેના ઉપર આખા હિંદુસ્તાનની અને સરકારની સહીસલામતીનો આધાર રાખે છે, તેના પ્રાથમિક હકકોનો ભંગ કરનારા છે. તેથી અમે પ્રતિજ્ઞા લઇને જણાવીએ છીએ કે અમે તે કાયદાનો તથા કમિટિ ઠરાવે તેવા બીજા કાયદાનો પણ·વિનય પૂર્વક ભંગ કરીશું અને તેમ કરવામાં સત્ય તથા અહિંસાને સંપૂર્ણપણે વળગી રહીશું."

હિંદુ મુસલમાન એક થઇને રહ્યા. એક બીજાને હાથે પાણી પીધું. એ ઐકય અપૂર્વ હતું. વાવટા અને જયનાદોમાં એ ભ્રાતૃભાવ સ્પષ્ટ દેખાઇ આવતો.

પંજાબમાં દમન નીતિનો કોરડો વીંઝાયો. ગવર્નર માઇકેલ ઓડ-વાયરે સ્થાનિક નેતાઓને અજાણ્યા સ્થળે પકડી પકડીને મોકલી દીધા. પ્રજા પોતાના નેતાને કયાં લઇ ગયા છે તે જોવા માટે મેજિસ્ટ્રેટના મકાન

આગળ ભેગી થઈ. પોલીસે તેની ઉપર ગોળીબાર કર્યો. પ્રજાને જાણી જોઇને ઉશ્કેરવામાં આવી. કેટલાય માણસો ઘાયલ થયા. પંજાબ લડાયક જાતિનું વતન છે. તેઓ પોતાનો ક્રોધ દાબી ન શકયા. દબાયેલી પ્રજાનો રોષ ભભૂકી ઉઠયો. કેટલાક હિંસક બનાવો બની ગયા. ગાંધીજી ત્યાં બધું શાંત પાડવા આવતા હતા તેમને અટકાવવામાં આવ્યા અને ગિરફતાર કરવામાં આવ્યા. આથી નડિયાદ, અમદાવાદ અને વીરમગામમાં પણ તોફાન થયું અને શાંતિ સ્થાપવા પોતાનાથી બનતું કર્યું.

પંજાબમાં ઉપર કહ્યા તે તોફાનો બાદ માર્શલૉ જાહેર કરવામાં આવ્યો. ઠેર ઠેર અનેક જાતના અત્યાચારો કરવામાં આવ્યા. નાના નાના છોકરાઓને પણ ખૂબ હેરાન કરવામાં આવ્યા. બહેનોની સ્થિતિ પણ કફોડી કરી મૂકી. પરંતુ સૌથી ચડી જાય એવો બનાવ તો તા૦ ૧૩મી એપ્રિલે અમૃતસરમાં જલિયાંવાલા બાગનો બન્યો. ૨૦,૦૦૦ ની માનવ મેદની ઉપર જ્યારે એ તદ્દન નિર્દોષ રીતે પોતાનો નૂતન વર્ષ-પ્રથમ દિવસનો ઉત્સવ ઊજવવા ભેગા મળ્યા હતા ત્યારે ગોળીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો. કેટલાય પુરુષો, કેટલીય સ્ત્રીઓ અને અનેક નાના બાળકો મરણ પામ્યા. સેંકડો મરણ પામ્યા ને સેંકડો ઘાયલ થયા. ડાયરનું આ કૃત્ય ખૂબ જ જૂલમી હતું. ભારતવર્ષ તે દિવસથી તે આજ સુધી પોતાનું રાષ્ટ્રિય સપ્તાહ ઉજવતુ આવ્યું છે. એ અત્યાચારને અને એ અપમાનને પોતાની નજર સમક્ષ રાખ્યા કરે છે. આ અત્યાચારી ડાયરને ઈંગ્લાંડે રત્નજડીત મૂઠવાળી તલવારની ભેટ કરી. અને માનપત્ર આપ્યું. ભારતવર્ષનું એ ભયંકર અપમાન હતું. પછી તો પંજાબમાં ભયંકર અત્યાચારો શરૂ થયા. ખાસ કરીને પેટ પર ચાલવાનો હુકમ અપમાનકારક હતો. એક અંગ્રેજ સ્ત્રી ડૉકટર પર એક ગલીમાં હુમલો થયો હતો. આ ગલીમાંથી પસાર થાય ત્યારે દરેક માણસને પેટ પર થઈને જવાની ફરજ પડતી. પ્રજા ઉપર ગમે તેવા ભંયકર અત્યાચારો કરીને ડાયરે લડતને દબાવી દેવ નો નિર્ણય કર્યો હતો. પરંતુ આથી જ પ્રજાનો રોષ વધી ગયો.

અસહકારની લડતની ઇમારતના પાયાનું બીજું કારણ ખિલાફત હતું. ૧૯૧૪–૧૮ માં તુર્કીના મુસલમાન રાજ્ય સામે લડવા જવાનું

હિંદની મુસલમાન જનતાએ એટલા માટે કબૂલ કર્યું હતું કે તે
ઈંગ્લાંડના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જ તરફથી સ્પષ્ટ વચન મળ્યું હતુ
તેઓ તુર્કસ્તાનના એશિયા-માઇનોર અને થ્રેસ જેવા સુપ્રસિદ્ધ દે
કે જેમાં મુખ્યત્વે તુર્કી પ્રજાનો વાસ છે તે તુર્કસ્તાનના હાથમાંથી ઝૂં
લેવા માગતા નથી અને એ મહાન લડાઇ પછી ઈંગ્લાંડ અને મિત્ર
જ્યોએ હિંદી મુસલમાનોનો દ્રોહ કર્યો અને તુર્કી પાસેથી એ
રાજ્યો પડાવી લીધા. તુર્કી માટે પણ એક હાઇ કમીશન નીમવ
આવ્યું. મુસલમાન જનતા આ વિશ્વાસઘાત સહન ન કરી શ
ડેપ્યુટેશન વાઇસરોયને મળ્યું. પરંતુ પરિણામમાં મીંડું આવ્યું. ખ
ડેપ્યુટેશન ઇંગ્લાંડમાં લૉઇડ જ્યોર્જને મળ્યું તો તેણે પણ નિરાશાજ
અને મુસલમાનોની લાગણીના મૂળમાંજ ઘા કરે તેવો જવાબ આપ્યે

## લડતનો નિશ્ચય

૩૦મી માર્ચ એ દિને હડતાળ, ઉપવાસ અને પ્રાર્થના હતાં. પ
પાછળથી ૬ઠી એપ્રિલ નક્કી થઈ. ગાંધીજીની રાહબરી હેઠળ અસ
રની લડત લડવાનો હિંદની પ્રજાએ નિશ્ચય કર્યો. ગાંધીજીએ નિં
બહાર પાડ્યું. તેમાં તેઓ કહે છે કે "સરકારને આપણે મદદ
હવે આપણે આપણા ઉપર અત્યાચાર, અપમાન કે ધર્મની ના
વહોરી લઇએ તેના કરતાં આપણી ફરજ છે કે આપણે મદદ
કરીએ." તેમણે અસહકારને માટે હાકલ કરતાં કહ્યું: "કે મોટા હોદ્દા
હોદ્દા છોડે, અને નાની નોકરીવાળા પોતાની નોકરી છોડે." અને હંમે
ચેતવણી આપતાં કહ્યું: "હું દરેકને પ્રાર્થના કરું છું કે પોતાની
કાબૂમાં રાખે. જો દૃઢતાની સાથે નમ્રતાનું મિશ્રણ હશે તો મને ા
ખાત્રી છે. જો દ્વેષ, ગુસ્સો, તિરસ્કાર, અવિચાર અને છેવટે ખૂના
થાય તો આપણને હાર મળે. હું મારો જીવ જાય ત્યાં સુધી ખૂના
આદિ શત્રુઓ સાથે લડીશ. આખી દુનિયાની સાથે મિત્રભાવે રહે
મારો ઉદ્દેશ છે. અન્યાયની સામે પૂરજોશથી લડવા છતાં સંપૂર્ણ
ભાવ રાખી શકાય એમ મારો દૃઢ વિશ્વાસ છે." તુર્કી સાથેનું સ

અને તેના ઠરાવો જે હિંદી મુસલમાનોની માગણીથી વિરુદ્ધ હતાં તે બહાર પડ્યાં. હંટર કમિટિનો અસંતોષકારક રિપોર્ટ પણ તે જ વખતે બહાર આવ્યો.

ખિલાફત કમિટિએ વિશ્વાસસહ ગાંધીજીનો કાર્યક્રમ સ્વીકાર્યો. મહાસમિતિએ પણ એને અપનાવ્યો. મહાસભાની ખાસ બેઠકમાં પણ તે પસાર થયો.

અને પછી લખલૂટ પૈસા ખરચીને ચૂંટણીમાં મેળવેલા મતોને ઠોકરે મારી મહાસભાવાદીઓએ ધારાસભાનો બહિષ્કાર કર્યો. ૮૦ ટકા મતદારોએ પોતાના મત ન આપ્યા. કેટલીએ જગ્યાએથી માત્ર ખાલી પેટી જ રવાના થઇ. સરકારે આ ચળવળને શેખચલ્લીની કલ્પના અને મૂઢ લોકોની યોજના કહી હસી કાઢી હતી. લોકોને આ ચળવળને ફેંકી દેવા સંબોધન પણ કર્યું હતું.

નાગપુરની મહાસભામાં પણ એ જ ઠરાવ આવ્યો. એને પહેલાં કરતાં ખૂબ સુંદર ટેકો મળ્યો. લગભગ બધા નેતાઓએ આ કાર્યક્રમ સ્વીકાર્યો. સર્વપક્ષી પરિષદે એને અપનાવ્યો. અખિલ ભારતીય ખિલાફત પરિષદે અસહકારનો ઠરાવ મંજુર કર્યો.

તે લડતમાં શું શું કરવાનું હતું? કેવી રીતે લડવાનું? શાને માટે લડવાનું?

## લડતની શરૂઆત

ખિતાબોને છોડી દેવાના, માનદ હોદ્દાઓ ફેંકી દેવાના, ધારાસભાની બેઠકો અળગી કરવાની, વખત આવ્યે નાકરની લડત પણ ચાલુ કરવાની, સરકારી શાળા અને કોલેજોનો બહિષ્કાર કરવાનો. અધુરા સુધારા પણ આજ અરસામાં મળ્યા હતા. એ ખિલાફત અને પંજાબના અત્યાચારોના ત્રિવિધ અસંતોષથી હિંદની પ્રજા ભભૂકી-ઊઠી. વાતાવરણ અતિ ઉત્કટ બની રહ્યું.

દેશે આ ચળવળને ખૂબ સુંદર અને હાર્દિક ટેકો આપ્યો. મત ન આપવાની સુંદર ચળવળ ચાલી. સરકારી શાળાઓ અને કોલેજોની

પ્રતિષ્ઠા ખૂબ ઘટી ગઇ. ઘણા વકીલોએ વકીલાત છોડી અને માતૃભૂમિની યજ્ઞવેદીમાં ઝંપલાવ્યું. ગાંધીજીની હાકલને માન આપી નવજુવાનોએ સરકારના કેળવણી કારાગારનો બહિષ્કાર કર્યો. અને એથીયે એ ચળવળ આગળ વધી. રાષ્ટ્રિય શાળાઓ અને વિદ્યાપીઠો સ્થપાઇ. વિદ્યાર્થીઓ તો ઉછળતું લોહી! તેઓએ આ લડતમાં ઝંપલાવ્યું. દેશબંધુ દાસને ટોળાબંધ વિદ્યાર્થીઓ આવી મળ્યા. ઠેરઠેર રાષ્ટ્રના કેળવણી મંદિરો શરૂ થયા.

લો. તિલક ૩૧ મી જુલાઇની રાતે આ બધાને એકલા મૂકી ચાલ્યા ગયા.

અસહકારીઓને સહાય આપવા તિલક સ્વરાજ્યફંડ શરૂ થયું. કામ વહેંચી આપવામાં આવ્યા. શાળામાં અસહકારના અંગરૂપ કાંતણ અને વણાટ દાખલ કરવામાં આવ્યાં. ગ્રામ્યસેવાના વર્ગ લેવાવા માંડયા. મજૂર સંગઠન ચિત્તરંજનદાસની સરદારી હેઠળ આગે ને આગે બઢતું ગયું. આર્થિક બહિષ્કાર સમિતિ નીમાઈ. ઠેર ઠેર ગ્રામ્ય પંચાયતો નીમાવા લાગી. વિદ્યાર્થીઓ જોરશોરથી ગ્રામ્યસેવાના પાઠ પઢવા લાગ્યા. મહાસભાની કારોબારી સમિતિ તરફથી રચનાત્મક કાર્યક્રમ બહાર આવ્યો. તિલક ફંડમાં એક કરોડ રૂ. ભેગા કરવાનો, મહાસભાને દફતરે એક કરોડ સભાસદ નોંધવાનો, અને વીસ લાખ રેંટીયાના નાદથી ભારતને ગુંજતો કરી મૂકવાનો મહાસમિતિએ નિશ્ચય કર્યો. દારૂ નિષેધની ભલામણ કરવામાં આવી. હિંદુ–મુસ્લીમ ઐકયનો મંત્ર દેશે ગ્રહણ કર્યો.

અસહકારીઓને કોર્ટમાં કેસ ન લડવાની સલાહ આપવામાં આવી. નિર્દોષતા સાબિત કરતું નિવેદન પ્રજા સમક્ષ ધરવાનું કહેવામાં આવ્યું. જામીનગીરીનો ઇન્કાર કરવો, જેલમાં જવું પડે તો જવું. અસહકારી વકીલોએ ફી કે વગર ફીએ પણ કોર્ટમાં હાજર ન રહેવું. મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ લગભગ પાર પડયો હતો. કાંતણ અને વણાટ તરફ વધુ ધ્યાન રોકવામાં આવ્યું. મીલમાલિકોને તકનો લાભ લઇ વધુ ભાવ ન ચડાવવાનું કહેવામાં આવ્યું. પરદેશી કાપડનો તદ્દન બહિષ્કાર પ્રવર્તી

રહ્યો. દારૂની દુકાનો પર પ્રથમ પિકેટીંગ કાર્ય શરૂ થયું. અલીગઢમાં સરકારે ખૂબ ખૂબ પજવણી કરી. તેને પરિણામે લોકો ખૂબ ઉશ્કેરાઈ ગયા. તેમને અહિંસક રહેવાની સૂચના આપી. દેશભરમાં સરકાર હદ ઓળંગી રહી હતી. કેટલાય પ્રાંતમાં સહનશકિતની બહાર હોય તેવા પણ અત્યાચાર કરી ચૂકી. પણ પ્રજા બધુ શાંત રીતે સહન કરી લેતી.

મૌલાના મહમદઅલીએ લશ્કરમાં થવાની દાખલ ન હાકલ કરી. દેશભરમાં હજારો સભાઓ ભરાઈ. તેમાં એમનું ભાષણ વાંચવામાં આવ્યું. ને ઠરાવો ઘડવામાં આવ્યા. મહાસભાએ પણ તેવું જ વલણ અખત્યાર કર્યું. અલીભાઇઓને પકડવામાં આવ્યા. પ્રજામાં ઉત્સાહની ભરતી ચડતી જતી હતી. મહાસભાની સામે જે જે મ્યુનિસીપાલિટીઓ થઇ તેનો પ્રજાએ બહિષ્કાર કર્યો. સત્તરમી નવેમ્બરે પ્રિન્સ ઓફ વેલ્સ હિંદમાં ઊતર્યા. અને તે દિવસે સમગ્ર હિંદમાં એનો વિરોધ કરવા હડતાળ પડી. પરદેશી કાપડની હોળી થઈ. થોડી મારામારી થઇ. ખૂનામરકી થઈ. ગાંધીજીએ તેથી પાંચ દિવસ સુધી ઉપવાસ કર્યા. સ્વયંસેવકોનું પોતાનું કાર્ય ચાલુ રહ્યું હતું. ખિલાફતી સ્વયંસેવક દળે વ્યવસ્થિત રીતે બહાર પડી સવિનય ભંગ આદર્યો. બીજા સ્વયંસેવક દળો પણ બહર પડયા. હજારોની સંખ્યામાં તેઓ કેદ પકડાયા. દેશનેતાઓની ધરપકડ થવા લાગી. જવાહરલાલ ને મોતીલાલ, દેશબંધુ ને લાલાજીને કુટુંબ સહિત પકડવામાં આવ્યા.

પ્રિન્સનો બહિષ્કાર ન થાય તે માટે લૅાર્ડ રીડીંગ કાંઈ ને કાંઇ ફોસલામણીના સંદેશા મોકલાવી મહાસભા સાથે કરાર કરવાનો ડોળ કરી રહ્યા હતા. તે વખતે અસહકાર ચાલતો હતો. ગાંધીજીની પીકેટીંગની માગણી અને બીજા હકક સરકાર કબૂલ કરે તેમ ન હતી. સંદેશાઓ અને સમાધાન તૂટી પડયાં. પછી તો હડતાળ અને બહિષ્કાર પૂરજોશમાં ચાલી રહ્યાં હતાં. પ્રિન્સે નવા સુધારા વિષે, હિંદને સ્વરાજ્યની બક્ષિસ મળે છે તેમ નિવેદનમાં જણાવ્યું. પણ લોકો ભોળવાયા નહીં. તેમનો વ્યકિતગત સવિનય ભંગ ચાલુ જ રહ્યો, ૨૦, ૦૦૦ જેલમાં જઈ પહોં-

આ. ૩૦, ૦૦૦ સુધી આંકડો આવી પહોંચવાની તૈયારી થઇ ચૂકી હતી. પણ હવે તો લોકોને સામુદાયિક સવિનય ભંગ આકર્ષી રહ્યો હતો. ગાંધીજી હજુ એની રાહ જોતા હતા.

એક સર્વપક્ષી પરિષદ બોલાવવામાં આવી. તેમાં સમાધાનીનો ઠરાવ પસાર કર્યો. અને જે ન્યાયને માટે લડત ચાલતી હતી તે દરેક વસ્તુ આપવામાં આવે તેની માગણી કરી. ગોળમેજી પરિષદની પણ હિન્દના સ્વરાજ્ય માટે વિચાર કરવા માગણી કરી. પરંતુ સરકારે તે માગણીને તરછોડી કાઢી.

ગાંધીજીની ઇચ્છા ગૂજરાતમાં બારડોલીમાં પ્રથમ ના-કરની લડત ઉપાડવાની હતી. તેમણે બારડોલીને તૈયાર પણ કરવા માંડયું હતું.

પરંતુ ગંતુર જિલ્લાને પ્રથમ લડત ઉપાડવાની રજા આપવામાં આવી. ત્યાં લડતે ખેતરોવાળા વિભાગનું મહેસૂલ નહીં ભરવાનું અને જંગલોવાળા વિભાગનું ચરામણ નહીં ભરવાનું સ્વરૂપ લીધું. પોલીસોએ ગોળીબાર કર્યો. ગમે તે ઉપાયે પણ કર ઉઘરાવવાનું નકકી કર્યું. પરંતુ પ્રજાએ કર ન ભર્યો તે નજ ભર્યો. એ લડત ચાલુ જ રહી.

આ બાજુ ગાંધીજીએ બારડોલી તાલુકા મારફત ના-કરની લડત ઉપાડવાનું નકકી કર્યું. ગાંધીજીએ ગંતુર જિલ્લાને પણ રાહ જોવાનું કહ્યું હતું. પણ તેઓ અધીરા થયા હોવાથી મને કમને પણ રજા આપી. એ લડત ત્યાં શરૂ થઇ ગઇ હતી તે આપણે ઉપર જોઇ ગયા. દેશના તમામ પ્રાંતો, દેશના તમામ ભાગો-વિભાગોને એ લડત તરફ જોવાનું કહેવામાં આવ્યું.

ગાંધીજીનો આટલા મોટા પાયા પર સત્યાગ્રહનો આ પ્રથમ પ્રયોગ હતો. ગાંધીજીએ વાઇસરોયને કાગળ લખી એમની દમનનીતિનો વિરોધ કર્યો. એમને આ લડતની પણ જાણ કરી. અને છેલ્લે છેલ્લે પોતાના સ્વભાવ પ્રમાણે નમ્ર રીતે એ વાત પણ કહી કે હજુ પણ સરકાર દેશમાં અહિંસાત્મક રીતે ચાલતી પ્રવૃત્તિઓમાં કોઇ પણ જાતની દખલ ન કરે અને પ્રેસને સરકારી કાબૂમાંથી સંપૂર્ણ રીતે મૂક્ત કરે તો

હજી પણ તેઓ દેશને સત્યાગ્રહ મુલતવી રાખવાની સલાહ આપે. પરંતુ સરકાર આ બધી શરતોને નકારે છે. ગાંધીજીની એકે માગણીનો તે સ્વીકાર કરી શકે તેમ ન હતું. કારણ કે એનો અર્થ એને મન તો એમજ હતો કે શત્રુને સંપૂર્ણ તયારી કરી લેવા દીધા પછી હલ્લો કરવાની તક આપવી.

બારડોલીમાં તૈયારી થઈ રહી હતી. સારોયે દેશ બારડોલી પ્રત્યે એક નજરે જોઇ રહ્યો હતો.

## સત્યાગ્રહની મોકૂફી

પરંતુ એક ઘટના બની. અને ગાંધીજીએ સત્યાગ્રહની મોકૂફી રાખી. એ ઘટના તે ચૌરીચૌરામાં ઉશ્કેરાયેલી પ્રજાએ એકવીસ કોન્સ્ટેબલ અને એક સબ–ઇન્સ્પેકટરને જીવતા સળગાવી મૂકયા. આ પહેલાં પણ આવા કેટલાક હિંસાયુકત બનાવો બન્યા હોવાથી ગાંધીજીએ સત્યાગ્રહ મોકૂફ રાખવાનો નિશ્ચય કર્યો; કારણ કે તેમને મન અહિંસાની સંપૂર્ણ તાલીમ દેશે હજી લીધી ન હતી. પછી મહાસભા તરફથી વ્યકિતગત સવિનય ભંગ કરવાની છૂટ આપવામાં આવી. સવિનય ભંગ માટે રચનાત્મક કાર્ય કરવાની સૂચના આપી. અહિંસાનું વાતાવરણ સ્થાપવાનું કહ્યું. આ રીતે આ લડતનો અંત આવ્યો.

આ લડતની મોકૂફી પછી ઘણા પ્રત્યાઘાતો ઊઠયા. પ્રજામાં શું શકિત નહોતી ? શું વ્યૂહ યોજનામાં કંઇ ખામી હતી ? શું હિંસાના એક બે છૂટાછવાયા બનાવથી આવી લડતની મોકૂફી થઇ શકે ? ગાંધીજીની ઉપર વ્યક્તિગત પ્રહાર કરતા દેશનેતાઓના ઘણા પત્રો આવ્યા. ગાંધીજી જે કારણો આપે છે તે કેટલીકવાર બુદ્ધિને સ્વીકાર્ય નથી હોતા. ત્યારે આ લડતનું પરિણામ શું ? જનતાને શું લાભ ? લાભાલાભને જ્યારે ત્રાજવાં લઇ તોળવા બેસીએ છીએ ત્યારે મોટે ભાગે દૃશ્ય લાભાલાભ જ જોઇએ છીએ. જે પ્રજાની પ્રતિકારશક્તિ કુંઠિત થઇને પડી હતી તેને ૧૮૫૭ ના મુકિત સંગ્રામ પછી પહેલી વખત જાગ્રત કરવામાં આવી એ શુ નાનો સૂનો લાભ છે ? પ્રતિકારશકિતને જેટલી વધુ જાગ્રત અને સંગઠિત કરવામાં આવે એટલું સ્વાતંત્ર્ય વધુ નજદીક—એ ભૂલ્યે ચાલે તેમ નથી.

બોરસદમાં એક સત્યાગ્રહ યુદ્ધ થયું તેનો આપણે અહીં ઉલ્લેખ કરી લઇએ.

બોરસદ તાલુકામાં બાબર દેવા નામનો એક બહારવટિયો ધાડ પાડતો હતો. એમાં એક બીજો મુસલમાન હરીફ લુંટારો ધાડ પાડવા નીકળી પડયો. સરકારે ખૂબ પ્રયત્નો કર્યા છતાં ધાડ અટકાવી શકાઇ નહીં. પછી સરકારે નિરૂપાય થઇ મુસલમાન લુંટારા સાથે મસલત કરી. બાબર દેવાને પકડાવી આપવા માટે તેને થોડીક રાઇફલો અને બીજાં સાધન આપ્યાં. મુસલમાન ધાડપાડુએ એ સાધનનો ઉપયોગ વધુ ધાડ પાડવામાંજ કર્યો. સરકારે બાબર દેવો ન પકડાવાથી અને ધાડ ન અટકવાથી ગામડાંના લોકો જ અંદર સામેલ છે એમ ગણી લીધું. અને ત્યાં પ્યુનીટીવ પોલિસ બેસાડી. અને તેના ખર્ચ પેટે ભારે કર પ્રજાને માથે નાખવામાં આવ્યો. ખૂબ સખ્તાઇથી એ કર લેવાની શરૂઆત થઈ.

દરમ્યાનમાં સરકારની ખાનગી ગોઠવણ બહાર આવી. ધાડ વખતે ઘાયલ થયેલાઓના જખમ ઉપરથી જે ગોળીઓ મળી આવી તે સરકારની જ હોવાનું માલમ પડયું. આથી એમ સાબિત થયું કે ધાડમાં તો સરકારનો જ દારૂગોળો વપરાય છે. ગાંધીજીની સલાહ લઈ સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ બોરસદ આવ્યા. અને સરકારે જે પ્યુનીટીવ પોલીસના ખર્ચ માટે પ્રજા માથે આવેલો કર નાખ્યો હતો તે કર ભરવાની ના પાડી દીધી. સરકારનો ધાડમાં

હોય છે તેમ કહી સરકારને પડકાર આપ્યો. અને જપ્તી પાછળની પોકળતા જાહેર કરી. સ્વયંસેવકોને ગામડે ગામડે ધ્યાન રાખવા અને કામ કરવા બેસાડી દેવામાં આવ્યા.

પ્યુનીટીવ પોલીસ જ્યારે ધાડ આવતી ત્યારે ઘરમાં ભરાઇ જતી. પ્રજાના રક્ષણને બદલે આમ કરે અને પછી એના ખર્ચ પેટે તેનું બહાનું કાઢી પૈસા લે એ અજુગતું હતું.

પ્રજા પૈસા ભરતી ન હતી. સરકારે જપ્તી કરવા માંડી. ખૂબ સખ્તાઇથી આ અન્યાયી કર ઉઘરાવાયા હતા. એટલામાં ગવર્નરની બદલી થઇ ને એ પદે મિ. લેસ્લી વિલ્સન આવ્યા. ગૃહમંત્રી મારફત તપાસ કરાવી અને પ્યુનીટીવ પોલીસ, તેનો કર ખોટો લાગવાથી ઉઠાવી લેવામાં આવી.

આમ આ નાની શી લડતમાં ખૂબજ જલદીથી વિજય મળ્યો. અન્યાયી કર ન ભરવાનો પ્રજાનો આગ્રહ હતો. અને એને વશ થઇને સરકારે પોલીસ ઉઠાવી લીધી હતી.

બાબર દેવો પણ ત્યાં સરદાર વલ્લભભાઈ આવતાં જ નાસી ગયો હતો.

આ સત્યાગ્રહનું મહત્વ એટલા પૂરતું છે કે એ સત્યાગ્રહે હિંદના તમામ ભાગોનું ધ્યાન ખેંચ્યું હતું. અખિલ ભારતીય પ્રશ્નને કારણે જનતાએ એ સત્યાગ્રહને પોતાને હાથ ધર્યો.

રાષ્ટ્રધ્વજ સાથે લઇને એક સરઘસ નાગપૂરમાં રસ્તા પરથી પસાર થતું હતું. તે શહેરના 'સિવિલ લાઇન્સ' નામના ભાગમાંથી પસાર થતું હતું ત્યારે પોલીસે એ સરઘસને અટકાવ્યું.

અહીંથી આ સત્યાગ્રહનો ઝંડો ફરકયો. સ્વયંસેવકો કહેતા: ત્યાંથી જવાનો એમને હક્ક છે. રાષ્ટ્રધ્વજ તો તેમનો પ્રાણ છે. એની સાથે તેઓ કોઇ પણ જાહેર રસ્તા પરથી જવાને હક્કદાર છે. સ્વયંસેવકોનો આગ્રહ દૃઢ હતો. તેમને ત્યાંથી જવા જ દેવા જોઇએ એવું તેમનું મંતવ્ય હતું.

પોલીસે સૈનિકોને ગિરફતાર કર્યા. જમનાલાલ બજાજ ગિરફતાર થયા. તેમનું ત્રણ હજાર રૂપિયાના દંડનું લેણું વસૂલ કરવા માટે તેમની મોટર જપ્ત કરવામાં આવી. મોટરને જાહેર હરાજીમાં મૂકી પણ શહેરમાંથી કોઇએ ખરીદી નહીં એટલે તે કાઠિયાવાડ મોકલવામાં આવી.

મહાસભા-સમિતિ તરફથી મદદ મળતી. દેશભરમાંથી મહાસમિતિની હાકલને માન આપી સ્વયંસેવકોના જૂથ ત્યાં ઊતરતા. કેટલીયે ધરપકડો થઇ, કેટલીયે જાતની હાડમારીઓ જેલમાં વેઠી.

૧૦ મી જુલાઇએ તેનું નેતૃત્વ શ્રી. વલ્લભભાઇને સોંપવામાં આવ્યું. સરકાર તરફથી કહેવામાં આવ્યું કે તેમને ત્યાંથી જવું હોય તો રજા લેવી જોઇએ. મહાસભાવાદીઓ કહેતા કે એમને જાહેર સ્થળે ઝંડો લઇને ફરવાનો હક્ક છે.

૧૮ મી જુલાઈ; ઝંડા સત્યાગ્રહને માટે આ દિન નિશ્ચિત કરવામાં આવ્યો. તેનો માર્ગ દોરવામાં અને સમય પણ નક્કી કરવામાં આવ્યો. એક વિશાળ સરઘસ નીકળ્યું. આગળ ત્રિરંગી રાષ્ટ્ર ઝંડો, મોખરે સરદાર વલ્લભભાઇ અને તેમની સરદારી હેઠળ બીજા કેટલાય સ્વયંસેવકો; સરઘસનો મનાઇ હુકમ હતો છતાં આ સરઘસને વિના હરકતે પસાર થવા દેવામાં આવ્યું.

આ જ જીત હતી. જ્યાં ખોટું થાય ત્યાં, અને અપમાન લાગતું હોય ત્યાં તેઓએ સહન ન કર્યું. અને જેલ તો જેલ, દંડ તો દંડ, માર તો માર, બધુંય સહન કર્યું. દેશ એમની સાથે હતો. રાષ્ટ્રીય મહાસભાનો એમાં સાથ હતો. શ્રી. વલ્લભભાઇ તેમના નેતા હતા. તેઓ પોતાનું સાચું કરાવીને જ જંપ્યા.

આપણે હવે ખૂબ મહત્વના સત્યાગ્રહ ઉપર આવીએ છીએ.

## ભૂમિકા

જમીન પર લેવામાં આવતા પૈસા એ કર છે, એ ભાડું નથી. ભાડું લેવામાં આવે તો એ જમીન સરકારની થઇ. એમ નથી. સાચી વાત એ છે કે એ જમીનની માલિકી તો સનાતન કાળથી ખેડૂતોની જ છે. એ કર કે ભાડું એની ચર્ચા નિરર્થક છે એમ કહી સરકારે એની અવગણના કરી છે. એ મહત્વના ભેદને ઉડાડી દઇ પોતાના ખીસ્સા સરકાર ભરે છે. આ ઉચાપતનીતિ સરકાર આદર્યે જ જાય છે. સત્તાધીશો બેધડક રીતે કહે છે કે આ જમીન તો સરકારની છે. એ પ્રમાણે જમીન મહેસૂલની બાબતમાં ખેડૂતોને હાથ નાખવાનો જરાય અધિકાર નથી. હિંદમાં સૌથી વધુ મહેસૂલ મુંબઇ ઇલાકાનું છે. મુંબઇ ઇલાકામાં સૌથી વધુ મહેસૂલ ગૂજરાતનું છે. પણ એને માટે ખેડૂતોની પાસે કંઇ બોલવા કે કરવા માટે એકે બારી નથી રાખવામાં આવી. બારડોલીના દાખલામાં જોઇએ તો ૧૮૬૬-૬૭ પહેલાં ૩,૧૮,૧૬૨ રૂા. મહેસૂલ હતું. ૧૮૬૬-૬૭માં એ વધીને ૪,૦૦,૯૩૯ રૂા. થયું. ૧૮૯૭-૯૮ માં ૪,૫૮,૩૮૭ રૂા. વધીને થયું. ૧૯૨૩-૨૪માં એ વધીને ૫,૧૪,૩૬૨ રૂા. થયું. અને તેમાં પણ શ્રી. જયકરે ૩૦ ટકા કરનો વધારો સૂચવ્યો. મી. એંડર્સને ૨૯ ટકા કરનો વધારો સૂચવ્યો. સરકારે ૨૨ ટકા વધારો મંજૂર કર્યો અને પછી ૨૨ ના ૨૦ ટકા થયા.

વધારા માટે કોઈ સબળ કારણ આપવામાં આવતું નથી. કોઈ દિવસ બરાબર તપાસ થઇ નથી. અને કારણમાં કોઇ માલની વધેલી કિંમત તો કોઇના ઘરબારની આબાદી, જે મોટે ભાગે કુટુંબમાંથી પરદેશ ગયેલાઓને આભારી હોય છે. દારૂ પીવાને છોડયો તો એ કારણ પણ કર વધારા માટે પૂરતું થઇ પડે અને પીવા માંડે તો પણ એ કર વધારા માટેનું કારણ ગણાય. કેમ કે એમ માનવામાં આવતું કે દારૂ પીવાનું બંધ કરે તો ઘરમાં પૈસા વધે અને પીવાનું શરૂ કરે તો પૈસા હોય તો જ એ પી શકે ને? એટલે કે જે પૈસા વધે તે બધા સરકારના જ ગણાય. પછી ભલે તે પ્રજાએ કાળી રાતે કે બળતા બપોરે કામ કરી, પરસેવો પાડી મેળવ્યા હોય. આથી પ્રજા તો પોતે કદી પોતાની ઉન્નતિ કરી શકે નહીં. જો ઉન્નતિ કરવા જેટલા પૈસા ભેગા થાય તો તે સરકારની ઉન્નતિ કરવામાં વપરાય, પોતાની નહીં. આ માન્યતાથી જ કરના વધારામાં આવા કારણો ગણાવ્યા હશે. આપણે જોઈ શકીએ છીએ કે આ કારણો કેટલા બેહુદા છે! એની સામે અવાજ ઉઠાવી શકાય નહિ. સીધે સીધો કર ભરી દેવાનો. 'ન ભરે તો જમીન છોડ' એવી નીતિ પ્રવર્તી રહી હતી. પાર્લમેંટ તરફથી રાજ્યતંત્ર પર વિચાર કરવા નીમાયેલી ૧૯૧૯ની જોઈંટ કમીટીએ પણ ધારાસભાના હાથમાં મહેસૂલ ખાતું આવશે તેવાં વચન આપ્યાં. પણ એ વચનોનો અમલ કદી ન થયો.

૧૯૨૪માં ધારાસભામાં એ હેતુને અનુલક્ષીને એક ઘડેલો ઠરાવ આવ્યો. સરકારી સભ્યોએ તેનો વિરોધ કર્યો. છતાં તે ઠરાવ પસાર થયો. ત્યારે એ પોથીમાં જ રાખી મૂકવામાં આવ્યો. ૧૯૨૭માં વળી પાછો એ ઠરાવ ધારાસભામાં મૂકવામાં આવ્યો. પણ કાંઇ પરિણામ જ આવ્યું નહિં. ઉલટું મહેસૂલ વધતું જ ગયું. અનેક તપાસો થયે જતી. પણ બધી ઉપલકિયા.

તેઓએ તપાસમાં હાંકયે રાખ્યું. ઉપલકિયા તપાસને કારણે તેમની તપાસ ખોટી નીવડી. આંકડાઓ ખોટા હતા. કેટલી જમીન ગણોતે

અપાય છે તે વિષે સરકારી તપાસના આંકડાઓને તદ્દન ખોટા પાડતી વાત લોકપક્ષે મૂકી હતી. શ્રી જયકરનો રીપોર્ટ, તેના આંકડા, તેમાં આપવામાં આવેલાં કારણો વગેરે ખૂબજ ખોટા હતાં. તે ઉપરથી સૂચવવામાં આવેલો ૩૦ ટકાનો વધારો અન્યાયી હતો.

ખેડૂતોએ આની સામે હિલચાલ ઉપાડી. ડેપ્યુટેશન ગયું, કાંઇ વળ્યું નહિ. ખૂબ અરજીઓ કરી, નિષ્ફળ નીવડી. સરકારે તો પોતાની ઉચાપતનીતિને ધોરણે ૨૨ ટકા વધારો મંજૂર કર્યો.

## સત્યાગ્રહની શરૂઆત

૧૯૨૭ના સપ્ટેમ્બરમાં એનો વિરોધ કરી બારડોલીના હજારો ખેડૂતોએ આ વધારો ન ભરવાનો ઠરાવ કર્યો. તલાટીઓને નવા ધારા પ્રમાણે કર વસૂલ કરવાના હુકમ થઈ ગયા. હવે શું ? એક જ માર્ગ, એક જ પ્રકાશ અને તે સત્યાગ્રહનો. કાર્યકરોએ ન જોયા દિવસ કે ન જોઇ રાત. અને પગપાળા, વાહનો, વગેરેથી જેટલું ફરી શકાય તેટલું ફરી કેટલાંય ગામડાંઓ ખૂંદી વળ્યા. બારડોલીના ખેડૂતો જો પૂરેપૂરું મહેસૂલ ન ભરવા તૈયાર હોય તો જ લડત ઉપાડવી તેવો ગાંધીજીનો અને શ્રી. વલ્લભભાઇનો મત હતો. વધારો અન્યાયી હતો. ખેડૂતોની સરદારી લેવા વલ્લભભાઇ તૈયાર થયા. ગાંધીજીએ આશીર્વાદ આપ્યા કે 'વિજયી ગૂજરાતનો જય હો.'

પછી તો શ્રી. વલ્લભભાઈ બારડોલી પહોચ્યા. ત્યાં તેમણે ૭૯ ગામોના ખેડૂતોની પરિષદ બોલાવી. પ્રથમ તેઓ ખેડૂતોનું વલણ જોવા માગતા હતા. ચારપાંચ ગામોના ખેડૂતો સિવાય બીજા તમામ ખેડૂતો પોતાના દિલની હાયવરાળ કાઢતાં 'મહેસૂલ નહી ભરીએ' તેમ બોલી ઊઠયા. પછી તો પહેલાં ના પાડનારા ગામો પણ પોતાનો સૂર મિલાવવા માંડયા.

સત્યાગ્રહમાં જયારે જયારે લડતની શરૂઆત કરવામાં આવી છે ત્યારે ત્યારે બે વસ્તુઓ હંમેશાં બનતી આવી છે. જે પક્ષ તરફથી

અન્યાય થતો હોય તેને પહેલાં વિનવવામાં આવે અને અન્યાય સમજાવીને તે દૂર કરવાનું કહેવામાં આવે. અને બીજું લોકોને હંમેશાં પોતાના ભાવિ પથમાં પડેલાં ભયંકર જોખમો દર્શાવવામાં આવે. એ પછી કમર કસીને તૈયાર થયેલા સત્યાગ્રહી લડવૈયા પોતાની સામેનો પક્ષ જો અન્યાય સુધારે નહીં ત્યારે લડતના મંડાણ માંડે.

એવી જ રીતે શ્રી. વલ્લભભાઇએ તમામ વસ્તુસ્થિતિ, અન્યાય અને ખેડૂતોની પરિસ્થિતિ ગવર્નર સમક્ષ મૂકી. નિષ્પક્ષ પંચ નીમવાની માગણી કરી. અને તપાસ ન થાય ત્યાં સુધી કરની મોકૂફી રાખવાનું કહેવામાં આવ્યું. પરંતુ સરકાર પાસેથી બીજી શાની આશા રાખીએ? એણે તો દરેક વખતે માગણીના જવાબમાં કહ્યું હતું તેમજ કહ્યું કે "નિકાલખાતા તરફ વસ્તુ મોકલી આપવામાં આવી છે. ધ્યાન અપાય છે."

૧૧ મી માર્ચ સુધી જવાબની રાહ જોઇ. ૧૨ મી માર્ચે ખેડૂતો સાથે મસલત કરી. કાર્યકરોએ પણ ગામેગામ ફરી ખેડૂતોનું સંગઠન શરૂ કર્યું અને આ વેળાની આ મસલત–સભા મકકમપણે બોલતી હતી કે "અમે તૈયાર છીએ. બીજાએ ગમે તેમ કરે. અમે ખડા છીએ."

## પ્રતિજ્ઞા

શ્રી. વલ્લભભાઇએ કહ્યું કે "આ તો સાચજૂઠનો સવાલ છે. સ્વમાનનો સવાલ છે, અને તેથી ગમે તે પરિસ્થિતિ સામે આવી પડે તેની સામે થજો." વલ્લભભાઇ આગળ ચાલતાં મકકમતાનો પાઠ ભણાવતાં કહે છેઃ "આ સ્થિતિની સામે થવું તે તમારો ધર્મ છે. એવી રીતે સામા થજો કે ઇશ્વરને જવાબ દેવાનું ભારે ન પડે. મિજાજ કાબૂમાં રાખીને, સાચ ઉપર અડગ રહીને, સંયમ પાળીને સરકાર સામે ઝૂઝજો." ભયસ્થાનો બતાવતા તેઓ બોલ્યા : "જપ્તી અમલદારો આવશે, ગમે તેવી ભાષા વાપરશે, તમારી સતામણી કરશે અને જેટલી જેટલી

તમારી નબળાઇઓ તેમના જોવામાં આવશે તે દરેક મારફત તમારી ઉપર હુમલો કરશે, ઉશ્કેરણીના કારણો આપશે, છતાં મુખ્ય વસ્તુ પરથી ન ડગશો. અહિંસાની પ્રતિજ્ઞા પરથી ન ચળશો.” અને સરકારને જવાબ દેવાનું કહેતાં શીખવાડયું કે “કહેજો કે અમે હાથે કરી સરકારને એક પાઇ પણ નહિ આપીએ, જોઇએ તો જપ્તીઓ કરો, જમીન ખાલસા કરો, ખેતર પર જાઓ, હરાજીઓ બોલાવો, જે કાંઇ કરવું હોય તે જબરજસ્તીથી કરો, મરજિયાત કાંઇ નહિ કરાવી શકો.”

સત્યાગ્રહનો ઠરાવ કરવામાં આવ્યો. વધારા વિનાનું મહેસૂલ લેવા જો સરકાર કબૂલે તો તે ભરી દેવું અને વધારો માગે તો મહેસૂલ ન ભરવું અથવા તો નિષ્પક્ષ પંચ ન નીમાય ત્યાં સુધી જરા પણ મહેસૂલ ન ભરવું અને તેથી પડતા તમામ દુ:ખો સહન કરવાનું નક્કી કર્યું.

સારીએ સભાએ કબીરનું સંગ્રામ ગીત લલકાર્યું, “શૂર સંગ્રામ કો દેખ ભાગે નહીં.”

સંગ્રામ મંડાયા. અન્યાયની સામે આત્મબળથી લડવાનું સ્વીકારાયું.

હવે તો અત્યાર સુધીની લડતોમાં ઘડાયેલા અને દેશપ્રેમની ભાવનાથી રંગાએલા કાર્યકરો ગામડે ગામડે બેસી ગયા. પ્રકાશન ખાતું ચાલુ થઇ ગયું. નવા નવા ખબર, ચિત્રો, ફોટાઓ અને તારીખ વાર નોંધ શરૂ થઇ. ખબરપત્રીનું કામ સંભાળી બીજા પત્રોને અહેવાલ મોકલવા માંડયા.

આ પત્રિકા ઉપર જનતાના ટોળેટોળાં ઊતરી પડતાં. તેમાંથી ઉત્સાહ અને પ્રેરણા પામતાં. અને તેઓ ફરી ભેટ બાંધી રણાંગણે ઊતરવા તૈયાર થતા. કેટલાય સ્વયંસેવકો આપમેળે ઊભા થતા. સરદારનું લોકશિક્ષણ, લોકજાગૃતિ અને સત્યનો આગ્રહ તથા અન્યાયનો સામનો શરૂ થઇ ગયાં. તેઓ હવે ગામડે ગામડે ફરવા લાગ્યા. સભાઓ બોલાવી. બારડોલીની જનતા વિરાટની જેમ જાગી રહી હતી.

સરકાર સાથે પત્રવ્યવહાર ચાલી રહ્યો હતો. સરકારને આની સ્પષ્ટ જાણ કરવામાં આવી. પણ સરકારે તો સરદારને અને બીજા કાર્યકરોને બહારના ગણીને ધમકી આપી. શ્રી. વલ્લભભાઇએ પોતાને બારડોલીના જ રહીશ ગણાવીને સરકારને જવાબ વાળ્યો કે "કોઈ પણ ક્ષણે પ્રજા મને રજા આપી શકે છે. તેમના હીરને અહોરાત્ર ચૂસનાર અને બહારથી આવીને તોપ બંદૂકના જોરે ચાલતા આ રાજ્યતંત્રને પણ તેટલી સહેલાઇથી જ વિદાય દેવાનું હોત તો કેવું સારું!" બાપુના આશીર્વચન બારડોલીની જનતાને મળ્યા.

સરકારની ધમકી આવી. અને તરત જ આપખુદ અન્યાયી અમલ એને પગલે પગલે આવી લાગ્યો.

મહિનાને અંતે તાલુકો તૈયાર થઇ ગયો. કાર્ય સુંદર રીતે ચાલતું. અમલદાર આવતો ત્યારે નગારું વાગતું અને ઘરેઘરે તાળાં લાગી જતા.

સરકારે નોટિસો આપવા માંડી. તલાટી મહેસૂલ ઉઘરાવવા નીકળી પડયા. તેઓ લોકોને મહેસૂલ આપવા સમજાવે છે ત્યારે તેઓને સણુ-સણુતો જવાબ મળે છેઃ–'આ તાલુકો થુંકયું નહિ ગળે.'

## લડત પૂર જોસમાં

નિયમિત પત્રિકાઓ, દરરોજના ખબર અને લડતની ચડઉતર બતાવતી પારાશીશી શી બહાર પડયેજ જતી. સ્વયંસેવકો અને કાર્યકરો તથા ખેડૂતોના ટોળેટોળાં સલાહ લેવા આવ્યે જતાં હતાં. સાચી સલાહ પામી તેઓ એ પ્રમાણે વર્તતા. કોઇ મહેસૂલ ન ભરતું. નવા નવા ગામો જોડાયે જતા. પ્રતિજ્ઞાપત્રમાં નવા નવા નામ નોંધાતા. શ્રી. વલ્લભભાઇનું લોકોની જાગૃતિ માટેનું કાર્ય અવિરામ ચાલી રહ્યું હતું. તેઓ લડતના વિધ વિધ પાઠ ભણાવતા. આત્મશ્રદ્ધા ઉપજાવતા. મૂડદાંને બેઠાં કરતા. લડત આગળ ચાલતી ને બળવત્તર થતી જતી.

બહેનો તૈયાર થઇ. રાનીપરજની જનતા ઊઠી. સેંકડો નરનારીઓ નીકળી પડયાં. સ્વયંસેવિકાના જૂથ ઉભરાયા. અળગા રહેલા મુસ્લીમભાઇઓ

પણ ઇમામ સાહેબની પાસે આવીને પ્રતિજ્ઞાપત્રમાં પોતાના નામ નોંધાવવા માંડયા.

જ્યાં મહેસૂલ ભરાયાની વાત આવે છે ત્યાંથી જ પાછો સંદેશો છૂટે છે કે લોકોએ મહેસૂલ ભરનારાનો બહિષ્કાર કર્યો છે. સરદાર તેમને તેમ ન કરવા સમજાવતા. મહેસૂલ ભરનાર બે ભાઇઓએ પ્રાયશ્ચિત્ત કર્યું. એ મહેસૂલ ભરનારે રૂા. આઠસોનું દાન કર્યું. પરિણામ સુંદર આવ્યું. અશુભમાંથી શુભ નીપજ્યું ને એની ફોરમ પ્રસરી—

## જપ્તી

જપ્તીની નોટીસની મુદ્દત પૂરી થઇ. જપ્તી અમલદારો કરગરી-કરગરી પૈસા માગવા માંડયા. લોકોની પાસે તેઓ કહેતાઃ "મારી ખાતર તો એક રૂા. આપો" ત્યારે શ્રી. વલ્લભભાઇ તેમને જવાબ આપવાનું શીખવાડતા ખેડૂતોને કહેતા કે એને કહો. કે "મારી ખાતર તુંય રાજીનામું દે ની." પટેલ તલાટીઓને આ મેલા કામમાં સાથ ન આપવાનું તેમણે સૂચન કર્યું, અને બારડોલી તાલુકાના ૬૦ પટેલ–તલાટીઓએ પ્રતિજ્ઞા લીધી, કે "અમે હરગીઝ આ મેલા કામમાં સાથ નહિં દઇએ." વેઠિયાઓએ પણ જપ્તીની વસ્તુ ન ઉપાડવાનો ઠરાવ કરવા માંડયો. લડત પૂરજોસમાં ચાલી રહી હતી. બધી બાજુથી સાથ મળ્યે જતો હતો. નવા ને નવા સૈનિકો આવ્યે જતા હતા. દેશમાં પણ બારડોલી ધ્યાન ખેંચી રહ્યું હતું. પરિષદો ભરવાની માગણી આવતા અને ફાળો ઉઘરાવવાની વાત આવતાં સરદાર કહેતા કે, "હજુ વાર છે. અમને થોડું ઘણું સહેવા દો."

વર્ગીકરણમાં કેટલાક ગામોને ઉપલા વર્ગમાં મૂકયા હતા. તેથી કેટલાક ગામોમાં ૨૦ થી પણ વધુ ટકા વધારો હતો. સરકારે લોક-જાગૃતિનું આટલું બધું બળ જોઇ તે ગામોના વર્ગ નીચે ઉતાર્યા. હવે તો બધા ગામો એક કક્ષામાં આવીને ઊભા રહ્યા.

જપ્તીનાં પીળાં કાગળિયાંને લોકો હસી કાઢતા. તેની કોઇ દરકાર પણ કરતું નહિં. પ્રજા જાગૃત થઇ હતી. અને સરદાર એને ઉત્સાહ ચડાવતા

કહેતા, "એ કાગળિયાં મઢાવી રાખો. તમારા બાળબચ્ચા ભવિષ્યમાં જોશે ને ગૌરવ લેશે કે અમારા બાપદાદાએ સરકારની સામે લડત માંડી હતી." જપ્તી અમલદારને જનતા જવાબ આપતી કે 'એ અમારાથી નહિં બને; અમે થુંકયું ગળતા નથી.'

સરકારના ફોસલામણી અને પટામણીના ઉપાયો રદ ગયા. હવે જલદ ઉપાયોનો સમય આવી લાગ્યો. જમીન ખાલસાની નોટીસ લગાવી દીધી. જપ્તીની જેમજ ખાલસામાં પણ લોકોએ સરકારી નોકરોને પાછા વાળ્યા. જપ્તી અને ખાલસાની અંદર ક્રૂરતા રહેલી હતી. ગરીબ પ્રજાની માથે મહેસૂલના કોરડા મારી ઘા પાડીને તેમાં 'વધારા'નું મીઠું ભભરાવવામાં આવતું. એને છૂપી કહો તો છૂપી ક્રૂરતા હતી. નાદીરશાહીના એ તમામ અંગો હતાં. ગાંધીજી અને સરદારના વીરતાભર્યા લખાણ અને વાણી સરકારને જવાબ આપી રહ્યા હતા. જનતાની જાગૃતિને જારી રાખી લડતના તમામ પ્રસંગોએ સામે ઝૂઝવાનું શીખવાડવામાં આવતું.

સરકારી તંત્રનું વાજિંત્ર "ટાઇમ્સ ઓફ ઇંડીયાએ" પણ પોક મૂકીને જાહેર કર્યું કે 'આ લડતમાં દઢતા છે, જપ્તી અને ખાલસા નિષ્ફળ ગયાં હતાં.' સમગ્ર ગુજરાત જાગ્યું. ભારતની નજર પણ બારડોલી પર મંડાઇ અને મેઘરાજાની વૃષ્ટિ સમ સહાનુભૂતિના સંદેશા અને ફાળાની રકમ વરસ્યે જતા. બે મહિનાની લડતમાં બારડોલી તાલુકાએ ભોગ આપી આ માન પ્રાપ્ત કર્યું હતું. હવે તો સરદાર પણ આ સહાનુભૂતિનો અસ્વીકાર ન કરી શક્યા.

સરકાર તરફથી ફરી ભોળી જનતાને ભોળવવાના પ્રયત્નો થયા. પોતાથી છૂપી અને ઉઘાડી રીતે અજમાવી શકાય તેવા બધા ઉપાયો અજમાવી જોયા. રાડો પાડી પાડીને ખોટે ખોટું જાહેર કરતા હતા. કેમ જાણે એની રાડોથી સારુંય ભારત અંધારપિછોડી ઓઢી લેવાનું હોય!

ત્યારે આ બાજુ લોક જાગૃતિ પોતાનું કામ ખુલ્લેખુલ્લું ચલાવ્યે જતી. સભામાં સેંકડોની સંખ્યામાં નરનારીઓ ઉભરાતા. તેમનામાં ફક્ત

તુહલ નહોતું. સાચી જવાબદારીનું ભાન મેળવવાનું મન હતું. અને
રદાર તેમને ફરી કહેતા કે "આ જમીન તો કાચો··પારો છે.
એને લેશે તેને આવી સ્થિતિમાં ફૂટી નીકળશે. જમીનને
ાલસા કરવાની તેમની મગદૂર નથી. જે દિવસે જમીન ખાલસા થશે
દિવસે અંગ્રેજોનું રાજ્ય નહીં હોય. પણ લૂંટારાઓનું રાજ્ય હશે.
ાલે લૂંટારાઓનું રાજ્ય આવે. આવા અન્યાયી રાજ્યમાં રહેવા કરતા તે
ંટારાના રાજ્યમાં રસ પડશે."

અને પ્રજા જયારે આ બધું સાંભળતી ત્યારે તેના ચહેરા પર
વાબદારીની રોશની પ્રગટતી. તેઓ અંગ્રેજોની છૂપી નીતિ અને ક્રૂરતા
ાણી શકતા. બહેનો પણ આત્મભાન મેળવી શકિત મેળવતી હતી.

સરકાર હવે જપ્તી જોરશોરથી કરવા માંડી. લોકો બરાબર મક્કમ
તા. પોતાની દુકાનો અને ધર જનતા તાળાં મારી બંધ જ રાખતી.
હેસૂલની રકમોને બદલે કેટલુંય વધુ લેવામાં આવતું. વાલોડના એક
રૂવાળા પારસી દોરાબજીના દારૂના પીપો જપ્ત કર્યા. ત્રણસો રૂ. ના
ણાને બદલે ૨૦૦૦ રૂ. નો દારૂ જપ્ત કર્યો. પીપો કાણા હોવાને
ધે કેટલોય દારૂ જમીન ઉપર ઢળી ગયો. જનતાએ વિનોદ કર્યો કે
જડ પીપો પણ સ્વરાજ્યમાં ભળ્યાં. એણે પણ દારૂ લેવા ન દીધો."
વે સરકાર ગોટાળા કરવા માંડી. દારૂની ઉપર લેવાતા કરના પૈસા
મીનમહેસૂલમાં નાખવા માંડી. અફીણનું પણ એમજ બન્યું. આ પણ
ેક જાતની લૂંટજ ને ? એ ગુન્હો નહિ કે ?

વેઠમાં તો કોઇ હવે મળતું ન હતું. પઠાણો પાસે સામાન ઉપડા-
વામાં આવતો. ઢોર પણ તેમની પાસેજ લેવડાવવામાં આવતા. ખેડૂતો-
ા પ્રાણથી પણ પ્યારા ઢોરને જપ્તીમાં લઈ જઈ તેમને જરાય સાર-
ંભાળ વગર રાખવામાં આવતા. તે જોઇ ને આંખમાંથી આંસુ ટપકતા
ણ પ્રજાએ મહેસૂલ ન ભરવાની તો મનમાં ગાંઠ વાળી હતી. સરકારે
ાણિયાને ચકાસી જોયા, તેઓ પણ અડગ રહ્યા. પારસીને તપાસી
ેયા તેઓ પણ અભંગ રહ્યા મુસલમાનોને પણ ફેરવી ફેરવીને તપાસી
ોયા. પણ તેઓ અખંડ હતા.

ગાડાંઓ ખેંચી જવામાં આવતાં. હવે તો કહોને કે રીતસરની બળજબરી—જુલમ અમલદારો ચલાવતા. જમીનો ખાલસા થવા માંડી. વાણિયા સત્યાગ્રહીઓએ એક મંગળ ઉત્સવ ઉજવ્યો. શ્રી. રવિભાઈને ગાડાં ન આપવાની સૂચના દેવા બદલ જેલમાં લઈ જવામાં આવ્યા. ખાલસા અને જેલની શુભ શરૂઆત આવા માંગલિક પ્રસંગોથી થઈ—એમાં રવિભાઈનો ગુન્હો તો સરકારની જ આંખ જોઈ શકી! આવા શુભ પ્રસંગે બાપુના આશીર્વાદે 'દેશનો જય હો' ની વાણી ઉચ્ચારતા સુગંધ ફેલાવી. વલ્લભભાઈના શાંતિ અને હિંમતના પાઠ તો ચાલુ જ રહેતા. હજાર જેટલી ખાલસાની નોટીસો નીકળી ચૂકી હતી.

શ્રી. મહાદેવભાઈ પોતાના ઇતિહાસમાં લખે છેઃ—

"સરકારે હવે શરમ છોડી. ખાલસાની સેંકડો નોટીસો કાઢી. જપ્તીની અનેક રીતો અજમાવી. નિશાચરોની જેમ રાતે જેની તેની ભેંસો ભગાડી પંચનામા કર્યા. જપ્તીઓ કરી. સાચાં લિલામ કર્યા વિના સેંકડોના માલ પાણીના મૂલે વેચ્યા. છતાં સરકારનો ડર ઓછો થતો ન હતો. તેમના આ કાર્યની વ્યર્થતા તેમની હાંસી કરતી હતી."

સરકાર આ વિરાટની જાગૃતિ જોઈ મુંઝાઈ હતી. પોતાની બુદ્ધિનું પ્રદર્શન કરતા હુકમ કાઢયા, ઢોલ બજાવવાના કામને ગુન્હો ગણવામાં આવ્યો. ગાડાંવાળાને સમજાવનારને પણ ગુન્હેગાર ગણવામાં આવ્યા. આ હુકમો તો તેમના મુંઝારાના હતા. વેઠિયા ન મળ્યા, ન મળ્યા લૂંટેલો માલ ખરીદનાર, એટલે પછી આવા કામોને ગુન્હો ગણીને બધી ચીડ ઉતારી. સરદારે તરતજ કહ્યું" ઢોલ વગાડવા બંધ કરો, શંખ ફુંકવા બંધ કરો, તોપબંદુકવાળી સરકાર ઢોલ શંખથી ડરી ગઇ છે. આપણે તો જમીન મહેસૂલ માટે લડવું છે. તમે આવા જાહેરનામામાં ન ફસાતા." આ ઓર્ડીનન્સ ઉપરાંત હવે ખાલસાની નોટીસોની સંખ્યા ૧૦૦૦ થઈ હતી. અને તેની ખાલસા થયેલી જમી-નની કિંમત કેટલી હતી? અનેક વખત સરકાર ધારો ભરાય તેટલી તેની કિંમત હતી. ભેંસોને ખરીદવા પર પ્રાંતમાંથી ખાટ-

ફીઓને બોલાવવામાં આવતા. લોકો ઉશ્કેરાઇ જતા પણ મહેસુલ ન ભરે. એ તો જીવન મરણનો પ્રશ્ન! એ તો સ્વમાનની ભાવના! સાચ-જૂઠની કસોટી! તેમાંથી કદી પ્રજા ન હટે! ભલેને લાખો ઉપાય અજ-માવવામાં આવે. ભેંસો ટળવળતી હતી. પોતાના પ્રાણ પ્યારા ઢોરને આમાંથી બચાવવાનો વિચાર કર્યો અને તેમાંથી તાલુકાએ કારાગ્રહ બનવાનું નક્કી કર્યું. ઢોર અને પોતે પણ ઘરમાં જ પુરાઇ રહેતા. ઘર અંદરથી બંધ. ઢોરને ગાયકવાડી હદમાં પણ કેટલાકે મોકલી દીધા. સર-કાર તો મહેસૂલ હોય કે ન હોય તે જોયા વગર જપ્તી કર્યા કરતી. કેટ-લાય બિનખાતેદારોની જપ્તી કરી. પછી વળી એને દંડવામાં આવતા. અને કાર્યકરોને જેલના આમંત્રણ મળતા ગયા. પ્રજા પોતે સહર્ષ આંખમાં આંસુ સહ વિદાય દેતી.

અને આ બધા જૂલ્મો હજુ ઓછા પડતા હતા. દિવસના જપ્તી કરવાનું મૂસ્કેલ હોવાથી રાત્રે ધાડો પાડવી, લોકોની વાડો તોડવી. પાછલે બારણેથી પેસવું અને પતરા ઉખેડી વાસણ ચોરવા અને બીજી વસ્તુઓ ઉઠાવી લેવી એ બધા એક એક ખોટાં કાર્યો હતાં. અને આવા આવા તો સરકારે કેટલાંય નામોશી ભર્યાં કૃત્યો આચર્યાં. જપ્તી અમલદારો અને એના પઠાણો નામોશી ભર્યા કૃત્યો કરતાં અચકાતા નહીં. તેઓ રાત દિવસ ભેંસ, વાસણ અને એવી બીજી ચીજોની જપ્તી માટે ભમ્યા કરતા. તેમને કાંઇ હાથ ન લાગતું, રાત કે દિવસ જોયા વિના, પછી ખાતેદાર કે બિનખાતેદાર જોયા વિના, પંચનામા કર્યા વિના, ગેરકાયદેસર રીતે અને ઘરોમાં ઘુસી જઈ પડાવવામાં આવતી જપ્તીની વસ્તુઓ પાણીને મૂલે વેચવામાં આવતી. કોઈ ખરીદનાર ન નીકળતું. તેઓ પોતે જ ઘણીવાર ખરીદી લેતા. હવે ખેડૂતોને પણ પકડવા માંડયા. સાચા ખેડૂતોને હવે જેલ જવાનો વારો આવ્યો હોવાથી આનંદનો ઉત્સવ હતો. જેટલાં ઉપાય અજમાવાય તેટલા અજમાવી જોવામાં સરકારે પાછી પાની ન કરી. બધામાંથી મળેલી નિષ્ફળતાને અંતે કેટલાક મુસલમાનોને 'લડાવનીતિ'થી ફોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો.

કેટલાક મુસલમાનોએ પૈસા ફરીને આપી દીધા. તેમણે તો સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી નહોતી. છતાં બે અઢી મહિના સુધી તેમણે પૈસા ન ભર્યાં. મુસલમાન મામલતદારની મારફત તેમણે પૈસા ભર્યા. તેથી માનવાને કારણ મળે છે કે ધર્મના ઊંધાચત્તા કારણો સમજાવીને પૈસા ભરાવ્યા હોય.

સરકારની દમનનીતિનો બારડોલીની જનતા વીરતાથી સામનો કરી રહી હતી.

## ગવાઈ રહેલું બારડોલી

મે મહિનાની આખર હતી. બારડોલી માટે દેશભરમાં સભાઓ ભરાઈ રહી હતી. ધન્યવાદ અને સહાનુભૂતિ તો પાઠવતા જ હતા. બારડોલી વિષે જાણવાની ઉત્સુકતા લોકોમાં ખૂબ રહેતી. બારડોલીની સત્યાગ્રહ પત્રિકા પર જાણુ માટે લોકોનું ટોળું કૂદી પડતું. નાણાંની પૂછપરછ થઇ રહી હતી. સરદારે રૂા. માટે માગણી કરી. રૂા. આવવા મંડયા. ૧૦,૦૦૦ રૂા. તો તાલુકામાંથીજ મળ્યા. મુંબઈથી નાણાંની ધારા ચાલી. ગાયકવાડી ગામડાંનાં ગરીબ ખેડૂતોએ પણ પૈસા આપ્યા. એક બહેને મહિને મહિને ૫૦૦ રૂા. મોકલવાનું કબૂલ્યું. આ પત્રિકાએ એને સારાયે દેશમાં ગવાતું કરી મૂક્યું. હવે તો જગતની નજર પણ એ પર મંડાઈ. મહાસભાએ પણ બારડોલી માટે એક ઠરાવ કર્યો. પ્રજાએ તન, મન અને ધનથી મદદ આપવી એમ કહેવામાં આવ્યું. ધારાસભાના કેટલાક સભ્યોએ આને માટે રાજીનામા આપ્યા. નિષ્પક્ષ પંચની માગણી માટે સારો ઉહાપોહ થયો. પણ સરકાર તો હઠાગ્રહી અને ખોટો કક્કો સાચો કરવા માટે મહેનત કરનારી રહી એટલે જુલમની વાત તો માને જ નહીં. પંચની વાત તદ્દન ખોટી કહી કાઢી નાખે અથવા તો જેને માટે કદી સત્યાગ્રહી તૈયાર ન થાય તેવી માંગણી મૂકે કે 'વધારો' ને મહેસૂલ ભરી દે તો તપાસપંચ નીમાય. આ ચોકખી ખોટી હઠ જ હતી. પણ તેથી શું ? લોકો કાંઈ પાછા હઠે તેમ ન હતું. મુસલમાન નેતાઓએ પણ બારડોલી આવી સક્રિય સાથ આપવાની મુસલમાનોને ભલામણ કરી.

ડૉ. અન્સારી, મૌલાના શૌકતઅલી અને મૌલવી મહમ્મદ બલોચ સત્યાગ્રહીઓનું સંગઠન જોઈ ખૂશ થઈ ગયા. શ્રી નરીમાન, શ્રી ભરૂચા સરકારની દમનનીતિ જોઇ ઉકળી ઉઠ્યા. મુંબઈની ભેસાણિયા બહેનોએ જુલમ જોઇ ચોધારા આંસુ પાડયા. મુંબઈનો યુવક અને વિદ્યાર્થી વર્ગ ત્યાંના વર્ણનોથી ખળભળી ઉઠયો, સરઘસો નીકળ્યાં. ફાળા ઉઘરાવાયા. અકાલી સત્યાગ્રહીઓની ભરતી થવાની માગણી આવી રહી હતી. સરદાર મંગળસિંહે બારડોલી આવી જઈ પંજાબમાં સચોટ વર્ણન આપ્યું. ડૉ. સત્યપાલને પંજાબ તરફથી ખાસ જોવા મોકલ્યા. શ્રી. જમનાલાલ બજાજ બારડોલી જોઈ પોતાને ધન્ય માનવા લાગ્યા. ગાંધીજી તો હરહંમેશ લખાણો લખી બારડોલીનો રસાસ્વાદ હિંદની જનતાને કરાવી રહ્યા હતા.

એ બધાનું કારણ એ જ હતું કે બારડોલીની જનતા સત્યનું સંપૂર્ણ પાલન કરતી. અહિંસાનો હરહંમેશ આગ્રહ રાખતી હતી. પોતાના કૃત નિશ્ચયથી એક ડગલું પણ પાછળ ન હઠવા પ્રતિજ્ઞાબદ્ધ થઈ હતી. બીજી તરફ સરકાર તરફથી ગુંડારાજ ચાલી રહ્યું હતું. એક તરફ મદથી છકેલા અમલદારો હતા, બીજી તરફ કાળી રાત કે બળતા બપોર જોયા વિના અવિરામ કાર્ય કરનારા સ્વયંસેવકોનું જૂથ હતું. એક તરફ કાયદો ઊંચે મૂકવામાં આવ્યો હતો, બીજી તરફ પવિત્રતાની સુંદર ભાવના હતી. આ બાજુ આપખૂદ અમલદારોના હાથ નીચે નિર્દયી પઠાણો હતાં, ત્યારે બીજી બાજુ બહેનોની સુંદર જાગૃતિ હતી. એમની વીરતા અને દઢતા અજબ હતાં. તેઓ અખંડ અને અડગ હતા. એની મહત્તાના એ મૂલ્ય હતા.

પછી તો સરકારે આ જાગ્યા વિરાટના અનેક ખોટેખોટાં ગુન્હાઓ બતાવતા જાહેરનામા બહાર પાડયા. હિંસાનું નામ નહીં આગ લગાડવાના ગુન્હા નહીં, પરંતુ ગુન્હાઓમાં સરકારી ઉપાયોમાંથી વ્યવસ્થિત રીતે છટકી જવું, ઘરોને તાળાં મારી વાસી રાખવા, વગેરે હતાં. અને એ

જાહેરનામામાં પઠાણોના વર્તન પર મહોર મારતાં લખ્યું કે "પઠાણોનું વર્તન તો દરેક રીતે નમૂનેદાર છે, તેની સરકારને ખાત્રી છે."

વળી જમીન ખાલસાની ધમકી અનેકવાર અપાઇ હતી છતાં આ વખતે ફરી ખૂબજ કડક રીતે આપવામાં આવી. સરદાર એ બધાના આબાદ જવાબ આપ્યા. દેશમાં આ જાહેરનામા પર સખત ટીકાઓ થઇ. વડી ધારાસભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઇએ પણ આખી પરિસ્થિતિ વાઇસરોય પાસે મૂકી. પોતાના તરફથી દર માસે ૧૦૦૦ રૂા. આપવાનું વચન આપ્યું. ૬૨ પટેલ અને તેર તલાટીઓ-એ રાજીનામા આપ્યા. ૧૨ મી જૂનનો દિન 'બારડોલી દિન' તરીકે ઉજવવાનું મહાસભાએ નક્કી કર્યું હતું.

૧૨૦ દિવસ વહી ગયાં. બારડોલીની લડત ચાલુ રહી; એવી જ મક્કમતાથી અને દઢતાથી. 'બારડોલી દિન' સેંકડો ગામે ઉજવાયો. હજારોએ બારડોલીને પ્રણામ કર્યાં. સભાઓ ભરાઇ. અનેક ઠેકાણે ફાળાઓ ઉઘરાવાયા. બારડોલીને માટે ગૂજરાતમાંથી તો પૈસા આવતા જ, પરંતુ ભારતમાંથી પણ આવતા જતા અને દૂર દૂર દેશોથી—ફ્રાન્સ, બેલ્જીયમ, જાપાન, ચીન, ન્યુઝીલેંડ, મલાયા સ્ટેટસ અને ફીજીમાંથી પણ આવવા લાગ્યા. દક્ષિણ આફ્રિકામાંથી પણ પૈસા આવ્યા. કોઇએ ઘીદૂધનો ત્યાગ કરી, તો કોઇએ મજૂરી કરી, શાકભાજી છોડી પોતે આગ્રહપૂર્વક પૈસા મોકલ્યા. હજારો નર ને નારીઓએ તે દિવસે બારડોલીના વીર સૈનિકોને માટે પ્રાર્થના કરી. ૨૦૦૦૦૦ રૂા. નો ફાળો ભેગો થયો હતો. દમનનીતિ ચાલુ હતી.

## દમનનીતિ

દમનનીતિનો કોરડો ફરી ફરવા લાગ્યો. ખાલસાની નોટીસોની સંખ્યા ૫૦૦થી ઉપર થઇ. જમીનો ખાલસા થવા માંડતી. કોઇ જમીન ખરીદ-

નાર ન નીકળતું. 'આપણાથી એ જમીન ન ખરીદાય, ન ખેડાય કે ન તો મજૂરી કરાય' એવા ઠરાવ લોકો કરતા હતા. કોઈ પારસી ગ્રહસ્થે એક જમીનનો ટુકડો ખરીદ્યો તો એમનો કડક બહિષ્કાર વ્યાપી રહ્યો.

અનેક જૂઠાણાથી ભરેલી સરકારે વધુ જૂઠાણા બહાર પાડયા. ખોટી ખોટી કેદની સજા સ્વયંસેવકોને ફરમાવી. આ બધાને વિદાય દેતી વખતે 'વંદે માતરમ'નો ધ્વનિ ઊઠતો. એક પટેલે પોતાની ૨૫ વર્ષની નોકરીનું રાજીનામુ આપ્યું.

સરકાર કેટલાંય જૂઠાણાં બહાર પાડી, જાહેરનામા અને પત્રિકાનો ઉપયોગ કરી કેટલાય સત્યાગ્રહીઓને નીચા પાડવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા, કરતી. ન્યાયના ખોટા નાટકો ઊભા કર્યા. કેટલાયને જેલમાં ધકેલી દીધા.

કેટલીયે જમીન જપ્ત થઇ હતી. કેટલાય ઢોરો લઇ જવામાં આવ્યા હતા. કેટલાય જેલ ગયા અને એ બધાનો સામનો કરતી જનતા મહેસૂલ ન ભરવાના કૃતનિશ્ચયથી અડગ હતી. લડત આકરીનેઆકરી થતી જતી હતી.

## વિષ્ટિના પ્રયત્નો

લડત જેમ જેમ વધુ આકરી થતી જતી હતી તેમ તેમ સત્યાગ્રહની આ લડત તરફ આજુબાજુના સદ્‌ગૃહસ્થોનું વધુ ધ્યાન ખેંચાતું. તેઓ વિષ્ટિના પ્રયત્નો કરવા લાગ્યા. ગાંધીજીએ તેમને પ્રથમ લોકોની સ્થિતિ જોઇ વિચારી, લોકોને દયા નહીં પરંતુ શુદ્ધ ન્યાય જોઇએ છે તે ધ્યાનમાં રાખી વિષ્ટિ ચલાવવાની સૂચના આપતા.

તેઓએ પોતાનાથી બનતું કર્યું. એમાં એક તો શ્રી કનૈયાલાલ મુનશી, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ અને હિંદી વેપારી ચેમ્બરના બીજા સભ્યો હતા. આ લોકોએ સરકારને ખૂબજ કડક પત્રો લખ્યા. કેટલાકે ધારાસભાની બેઠકના રાજીનામા આપ્ય. પરંતુ આ વિષ્ટિના પ્રયત્નોમાં કાંઈ વળ્યું નહિ. જો કે કેટલાકની ઊંઘ ઊડી. કેમકે આ લોકો તો ધારાસભાના સભ્યો અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો હતા. સરકાર પણ અંદરથી હવે તપાસ કરવા લાગી.

બીજા કેટલાય વિનીત સભ્યો શ્રી સપ્રુ, શ્રી. ચિંતામણિ, શ્રી કુંઝરૂ વગેરેએ પણ સરકારની પાસે નિષ્પક્ષ પંચ નીમવાની માગણી કરી. દેશના હિંદી વર્તમાનપત્રો તો સત્યાગ્રહીઓની તરફેણમાંજ હતા. પરંતુ અંગ્રેજ સરકારને ટેકો આપવાનો લાંબા વખતથી આચાર લઇને બેઠેલા 'સ્ટેટસમેન' અને 'પાયોનીયરે' પણ ખેડૂતોના પક્ષમાં ન્યાય કબૂલ્યો અને તપાસસમિતિ નીમવાની માગણી વ્યાજબી છે તેમ જાહેર કર્યું. આખાય હિંદની નજર ખેંચી રહેલું બારડોલી પોતાની તરફ હિંદનો જબ્બર લોકમત ખેંચી ગયું. બારડોલીના પક્ષનો ન્યાય એટલો બધો શુદ્ધ હતો કે ઉપર બતાવ્યા તેવા વર્તમાનપત્રને પણ સ્વીકારવો પડ્યો. બારડોલી પોતાની સત્ય અને ન્યાયની લડત આગળ ચલાવતું ગયું.

પણ આટલી બધી બૂમરાણ મચ્યા પછી પઠાણો પાછા ખેંચી લેવામાં આવ્યા હતા. જપ્તી હવે કવચિત કવચિત થતી. ૧૯ મી જૂને ખાલસાની નોટિસ પૂરી થઇ. ૧૮–૧૯ ગામોની જમીન ખાલસા પણ થઈ ચૂકી. જ્યાં નહોતી થઈ ત્યાં કાંઇ નથી બન્યું તેમ ખેડૂતો જમીન ખેડવા માટે તૈયાર થઇ ગયા. કોટન સુપ્રીટેન્ડન્ટ પાસેથી અને જીનમાંથી, ખેડૂતોનો રહેલો કપાસ સરકારે વેચી તે જાણે મહેસૂલ ખાતે આવ્યા હોય તેમ લઈ લીધા. આ પણ એક જાતની ઉચાપત નીતિ જ !

અને આખાય હિંદમાં સરકાર વિરુદ્ધ લોકમત તૈયાર થતો હતો. ઠેર ઠેર સભાઓ ભરાતી, યુવકસંઘોની સભાઓમાં ફાળા થતા, વર્તમાનપત્રો સરકાર પર દબાણ કરતા, ભરૂચમાં, નડિયાદમાં ને અમદાવાદમાં પરિષદો ભરાઇ. હજારો માણસોની હાજરી ને હજારો રૂપિયાનો ફાળો !

આ બાજુ મી૦ સ્માર્ટને સૂચના મળવાથી તેઓ તપાસે નીકળ્યા હતા. નવા લશ્કરી અમલદારો ગોઠવ્યા. ૧૬ મી જુલાઇએ ના. ગવર્નરે નિવેદન બહાર પાડ્યું કે અરજી મળશે તો મુલાકાત સ્વીકારાશે. સરદાર પોતાની સાથે થોડા મિત્રો લઇ ગવર્નરને મળવા ગયા. પણ એ મસ-

લતોનું પરિણામ શું ? કાંઈજ નહીં. ગવર્નરે શરત મૂકી કે પહેલાં મહેસૂલ ભરી દેવામાં આવે અથવા તો અનામત પૈસા મૂકવામાં આવે પછી તપાસ કરીએ અને આ મહેસૂલ ન ભરવાની ચળવળ તુરત બંધ કરવામાં આવે.

આમાં ચોકખી હડ હતી. બધું લઈ લીધા પછી હવે જે કહો તે તમારું એવી નીતિ અખત્યાર કરી. સમાધાન શક્ય ન થયું. એમાં ચોકખું પાખંડ હતું. કેમકે શ્રી વલ્લભભાઇની નાની નાની અને સાદી સાદી માગણીઓને પણ નકારી હતી. ન્યાયને કોરે મૂકયો હતો. 'પાયોનીયર' પત્રે એ શરતોને 'ઘોડા આગળ ગાડી મૂકવા' જેવી ઉંધી કહી. સરકારને પ્રતિષ્ઠાનો હડકવા લાગ્યો હતો. ગવર્નરે તો ધારાસભામાં ફરી જોરદાર ધમકી આપી. એમજ લાગે છે કે તેઓ માનતા હશે કે 'હાઉ હાઉ' કરવાથી આ લોકો ડરી જશે. પણ ૮૦,૦૦૦ માણસની આટલા દિવસની અહિંસા અને દૃઢતા તેમને પાછા પાડે તેવા હતાં. હવે સરકારે 'મા ભયંકરી'નું રૂપ લીધું હોય એમ લાગ્યું. ગવર્નરે એક ખૂબ કડક ભાષણ ધારાસભામાં આપ્યું. ગવર્નરના આ રૂપને જોઈ બારડોલી બહારના માણસો હરખાવા લાગ્યા કે હવે સત્યાગ્રહી થવાનો લહાવો મળશે. શ્રી મુનશીએ ફરી સમાધાની માટે પ્રયત્નો કરી જોયા. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ પાસેથી સમાધાનીની શરતો માગી. ગવર્નર પાસે તે મૂકવામાં આવી પણ સંતોષ ન મળ્યો. આમ આ બાજુ ધમાચકડી અને બારડોલીમાં ભવ્ય શાંતિ હતી. 'સરદાર પકડાશે' એવા ભણકારા કાન પર અથડાયા કરતા. સરદાર પકડાય તો તેમની પછી નેતૃત્વ ગાંધીજી સ્વીકારી લે તેમ હતું. હવે ગાંધીજીએ બારડોલીની ૨જી ઓગસ્ટે મુલાકાત લીધી અને કહ્યું કે 'બારડોલી ઇશ્વર ભરોસે કુશળ છે.' ગાંધીજી ત્યાં મકકમતાના રંગે રંગાએલી પ્રજાને જોઇ રાજી થયા.

## સુલેહ અને પ્રજાનો વિજય.

આ બાજુની વાત જોઇએ તો બહારના મિત્રો તરફથી સમાધાનીના પ્રયત્નો ચાલી રહ્યા હતા. સર ચુનીલાલ મહેતા સરકારના નાણાંમંત્રી

હતા. તેમણે એક એવો કાગળ તૈયાર કર્યો કે જેમાં સરકારની ખોટી પ્રતિષ્ઠા જળવાઈ રહે.

આ બાજુ વાતાવરણ પલટાતું જતું હતું. સમાધાન માટે સરકારની આતુરતા વધતી હતી. પણ એમને એમ કેમ સમાધાન થાય? સરકાર દરેક બાબતમાં નમ્યાજ કરે તે સરકારને કેમ ગમે? એટલે થોડાક ધારાસભ્યોની સહી વાળો સરકારી પ્રતિષ્ઠા જાળવે તેવો એક કાગળ લખાવી લીધો. આપણે જોઇએ તો ખબર પડે છે કે સત્યાગ્રહીઓ પોતાની પ્રતિજ્ઞામાં અડગ અને અચળ હતા. સરકારે સમાધાની કરી. મૂળ જમીન પાછી વેચાતી લઇ ખેડૂતોને આપી. તપાસસમિતિ પણ નીમવામાં આવી. કેદીઓને છોડી મૂકવામાં આવશે અને પટેલ તલાટીઓને ઘટતા શબ્દોમાં અરજી કરશે તો નોકરીએ લેવામાં આવશે તેમ સ્પષ્ટ જાહેરાત આપી. સરદારે આમાં સંતોષ માન્યો અને પ્રજાએ આ જાહેરાત પછીજ મહેસૂલ ભર્યું.

આમ પ્રજાનો વિજય હતો. ગૌરવભરી સમાધાની થઇ હતી. આત્મભોગી અને અડગ, અખંડ અને ટેકીલા ખેડૂતોએ છ છ મહિના સુધી પશુબળ ઉપર નભતી સત્તાનો સામનો કર્યો અને છેવટે વિજય મેળવ્યો.

આ સત્યાગ્રહના વિજયનો ઇતિહાસ આગલા બધા સત્યાગ્રહ કરતા અપૂર્વ હતો, કેમકે બારડોલીની રાંક અને ભોળી પ્રજાએ કટિબદ્ધ થઇ, છુંદી નાખવા કમર કસીને ઊભી રહેલી સરકારને નમાવી હતી. સમાધાનીનો કાગળ અર્થહીન અને ખોટી પ્રતિષ્ઠાના ભૂતને જાળવી રાખવા માટેજ કરવામાં આવ્યો હતો તેમ સૌ જાણતા હતા. સરકારે ભલે એમાં સંતોષ માન્યો. એ સંતોષ તો મનને ખાલી મનાવવાની વાત હતી. એમાં તો સરકારે પોતાના હૃદયને છેતર્યું હતું. એ તો એમ જ હોય. એક અસત્યને ઢાંકવા જતા બીજા કેટલાંય અસત્યો ઊભા કરવા પડે એ અનુભવવાણી ખોટી નથી.

અભિનંદનો આવી રહ્યા. દેશને ખૂણે ખૂણે સભાઓ ભરાઇ. ગાંધીજી તો સરદાર સાથે બારડોલીમાં વિજયી જનતાને અભિનંદવા ફરી રહ્યા

હતા. અનેક અભિનંદનો આવ્યા. એ બધા અહીં ક્યાં મૂકાય? પણ દેશનેતાઓ અને પ્રાંતે પ્રાંતે, શહેરે શહેરે, અને ગામડે ગામડે મળતી સભાઓ બારડોલીની જનતાને હૃદયથી અભિનંદન આપી રહી હતી. ભારતવર્ષને લાગ્યું કે તેનો પોતાનો જ વિજય થયો.

આ વિજયી સત્યાગ્રહથી સારોયે દેશ જાગૃત થયો હતો. સામ્રાજ્યની નજર પણ ચોકખી થઇ હતી. આ સત્યાગ્રહ અત્યારસુધીમાં અજોડ હતો. ગાંધીજીએ આ સત્યાગ્રહને સારા પ્રમાણમાં વિજયી ગણ્યો અને આખો તાલુકો કેળવણી પામ્યો છે તેમ પણ તેમણે કહ્યું.

આ સત્યાગ્રહનું સૌથી વધુ મહત્વનું પરિણામ એ આવ્યું કે ચાર પાંચ વર્ષ સુધી નિષ્ક્રિય પડી રહેલી ભારતની જનતા જાગૃત થઇ. વિજયી બંધુ–ભગિનીઓને નિરખી અસત્ય અને અન્યાયનો સામનો કરવાની ભાવનાનું જબરું મોજું ફેલાઈ ગયું. હિંદ જ નહીં, સામ્રાજ્ય આખું મીટ માંડી જોઇ રહ્યું. વિજયની વરમાળા કષ્ટ સહન કરીને અન્યાયનો સામનો કરતી પ્રજાને ગળે પડી. એમાં હિંદે પોતાનાં વિજયચિન્હ જોયાં અને નજીકના ભવિષ્યમાં પોતાની સ્વતંત્રતાના પ્રતીક નિહાળ્યાં. બારડોલી અમર છે! બારડોલીની જનતા અમર છે! ત્યાંનો આ સત્યાગ્રહ અમર છે! એની ઇતિહાસાવલિ અજોડ અને અપૂર્વ ઊભી છે.

આપણે હવે તપાસસમિતિને જોઈ લઇએ. એનું પરિણામ શું આવ્યું તે જાણવાની પ્રબળ ઇચ્છા તો રહેજ. બારડોલીની જનતાની ફરિયાદ સાચી પડી. એમાં સરકારનો બારડોલી અને ચોર્યાસી તાલુકામાંનો જે ૧,૮૭,૪૯૨ રૂ.નો વધારો હતો તે ઓછો કરીને ૪૮,૬૪૮ રૂ. નો વધારો ઠરાવ્યો.

આથી તાલુકાને એક વર્ષે ૧,૪૦૦૦૦ રૂ.નો ફાયદો થયો. નહિ વપરાતા કૂવાનો કર રદ થયો. કેટલીક જમીન બેવડો ધારો ભરતી હતી તે રદ કરવામાં આવ્યો, જે જમીન બીલકુલ કામમાં ન આવતી તેનો કર પણ રદ થયો. અને એ રીપોર્ટમાં જનતાની કેટલીયે ફરિયાદો સાચી પડી. સરકારના જૂઠાણાં અને અન્યાય તથા ઉચાપતનીતિ બહાર આવી. આ બધા જ સત્યાગ્રહી લડતના જ પરિણામ!

સત્યાગ્રહનો એવો નિયમ છે કે કોઇને દુશ્મન ન ગણીએ, પણ એવા મનુષ્યો હોય છે, જેમને આપણે દુશ્મન ન ગણીએ તો પણ આપણને દુશ્મન ગણે ને પોતાને આપણા દુશ્મન મનાવે. આપણે તેવા મનુષ્યોનો નાશ નહિ, હૃદયપલટો ઈચ્છીએ......

..............ગાંધીજી.


૧૯૩૦-૩૨ની લડત
પેશાવર
લાહોર
અમૃતસર
દિલ્હી
કાનપુર
અલ્લાહાબાદ
બનારસ
પટના
મીદનાપુર
કલકત્તા
કરાંચી
ધોલેરા
વીરમગામ
અમદાવાદ
બોરસદ
બારડોલી
ધારાસણા
મુંબઈ
પુના
સોલાપુર
ગુંતુર
નાગપુર
મદ્રાસ
નાકરની લડત.
જંગલ-સત્યાગ્રહ.
ચોકીદારી વેરો બંધ
પશુનેય લજાવે તેવા અત્યાચાર-સ્થળો.
મીઠાના કાયદાનો સવિનય ભંગ.
લડત પૂરજોસના સ્થળો.
પિકેટીંગ - પરદેશી કાપડ અને દારૂ પર બહિષ્કાર.
લડત નહિ.

હવે આપણે ૧૯૩૦ની લડત તરફ વળીએ, ગાંધીજીએ એ લડતને 'આખરી લડત' કહી હતી. આ લડત એ કોઇ એક નાની સૂની વસ્તુ માટેની નહોતી, પરંતુ ભારતવર્ષની સમગ્ર જનતાની સ્વતંત્રતા માટેની લડત હતી.

## લડતનાં બીજ

૧૯૨૮ ની બારડોલી લડત લડાઇ, હિંદમાં જાગૃતિ ફેલાઇ, યુવક પ્રવૃત્તિનાં જોશભેર મંડાણ થયા, વાતાવરણમાં તેજી આવી, કલકત્તામાં ૩૬ ઘોડાની ગાડીમાં બેસીને માન પામેલા મોતીલાલજીના પ્રમુખપણા નીચે મહાસભા મળી. તેમાં આવેલો 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય'નો ઠરાવ મોકૂફ રહ્યો. પંડિત મોતીલાલજીના નહેરૂ રીપોર્ટનો જવાબ આપવા સરકારને એક વર્ષની મહેતલ આપવામાં આવી. ગાંધીજી યુરોપ જતાં રોકાઇ ગયા અને રચનાત્મક કાર્યમાં લાગી ગયા.

એક બાજુ જાગ્રતિ ને બીજી બાજુ દમનનીતિ ચાલી હતી. કેટલાયને પકડવામાં આવ્યા. કાંઇ ને કાંઇ કારણસર કેદખાનામાં પૂરી દીધા. ભગતસિંહ અને દત્તને પકડવામાં આવ્યા. ચોપડીઓ પર જપ્તીનો સિક્કો લાગતો હતો. જતીન અને વિજયાએ જેલ જીવનમાં રાખવામાં આવતી બેદરકારીને કારણે એ સ્થિતિ સુધારવાને માટે મરણ પર્યંત અપવાસ કરી દેહ છોડયો. આ બધાથી લોકમત કેળવાતો જતો હતો. લોકજાગ્રતિ થતી જતી હતી. લોર્ડ ઇરવીને ગોળ ગોળ ભાષામાં વાતો કરીને કહ્યું કે "ડુમીનીયન સ્ટેટસ' આપવાનો સરકાર વિચાર કરે છે." કેપ્ટન બેન

દ્વિઅર્થી ભાષા વાપરી ગોટાળા વાળતા હતા. હિંદમાં એક જાતનું અને ઈંગ્લાંડમાં બીજી જાતનું બોલતા હતા. દેશનેતાઓમાં ક્રોધ વ્યાપી રહ્યો હતો. અમુક અમુક દેશનેતાઓ વાઈસરીગલ લોજમાં ભેગા મળ્યા અને વાઇસરોય સાથે વાતો કરી. પરંતુ પરિણામમાં મીંડું આવ્યું. રાષ્ટ્રપતિ તરીકે પંડિત જવાહરલાલ નીમાયા હતા. તેમના ભાષણમાં અપમાનોની સામે સારી પેઠે પુણ્યપ્રકોપ ભરેલો હતો, અડગ અને અખંડ નિશ્ચયો તરવરી રહ્યા હતાં. અને એ રાવીને કાંઠે મળેલી જનતાને વાઇસરોય તરફથી મળેલો નહેરૂ રીપોર્ટ માટેનો જવાબ સંતોષકારક ન હોવાથી જનતાએ પૂર્ણસ્વાતંત્ર્યનો ઠરાવ ૩૧ મી ડીસેમ્બરે રાતના બાર વાગે પસાર કર્યો. ગોળમેજીમાં કાંઇ વળે તેમ નથી માટે ન જવું તેવો નિશ્ચય કરવામાં આવ્યો. બાપૂએ પોતે કલકત્તાની મહાસભા વખતે "એક વર્ષમાં જો વાઈસરોય તરફથી કાંઇ ખાત્રી ન મળે" તો લડત ઉપાડવાનું વચન આપ્યું હતું. હવે તેઓને માથેજ તમામ જવાબદારી આવીને ઊભી.

આ વખતે સ્વરાજ્યની યાત્રા વસમી હતી. એક નવો પક્ષ મહાસભાથી જુદો પડયો હતો. નાવ નાનું હતું, દરિયો તોફાની હતો, ખલાસીઓ શીખાઉ અને શિસ્ત વગરના હતાં. પરંતુ સુકાની નિષ્ણાત અને કુશળ હતો. યાત્રીઓ એનાં આદેશને માથે ચડાવે તો પેલે પાર જવાનું નશ્ચિતિ હતું.

સ્વરાજ્યને પંથે કૂચ કદમ કરવાના દિનનું પ્રભાત પ્રગટયું. ધારાસભાના સભ્યોને રાજીનામું આપવાનું કહેવામાં આવ્યું. મતદારોને મત ન આપવાની સલાહ આપવામાં આવી. વડી ધારાસભાના ૨૭ સભ્યોએ રાજીનામા આપ્યા. ૨૬ મી જાન્યુઆરીએ દેશભરમાં 'સ્વાતંત્ર્ય દિન' ઉજવવામાં આવ્યો. સ્વાતંત્ર્યનું જાહેરનામું વાંચવામાં આવ્યું, પછી વાઇસરોયનું ભાષણ બહાર આવ્યું. એમાં જાહેર કરવામાં આવ્યું કે "ગોળમેજી પરિષદ એટલા માટે નથી ભરવામાં આવતી કે એમાં બહુમતિએ બંધારણ રચવાનું છે. એમાં તો બધા પક્ષનો સુમેળ સાધવાનો છે" અત્યાર સુધીની બીજા પક્ષોની રહીસહી આશાઓને પણ આ નિવેદને નિર્મૂળ કરી નાખી.

## ૧૧ મુદ્દાઓ

વાઇસરોયના ભાષણનાં જવાબમાં ગાંધીજીએ નીચેના અગિયાર મુદ્દાઓ જાહેર કર્યા:—

(૧) સંપૂર્ણ મદ્યનિષેધ.

(૨) હુંડિયામણના ૧૬ પેન્સના ભાવની પુનઃ સ્થાપના.

(૩) જમીન મહેસૂલમાં ૫૦ ટકાનો ઘટાડો, અને તેના પર ધારાસભાનો અંકુશ રહે.

(૪) મીઠા વેરો નાબૂદ કરવો.

(૫) લશ્કરી ખર્ચ ઓછો કરવાની શરૂઆત તરીકે પ્રથમ ઓછામાં ઓછો ૫૦ ટકા ખર્ચ ઘટાડી નાખવો.

(૬) ઊંચી પદવીના અમલદારોના પગારમાં ૫૦ ટકા જેટલો એકદમ ઘટાડો કરવો, જેથી આવક કમી થવાને લીધે મુશ્કેલી ન ઊપજે.

(૭) પરદેશી કાપડ પર રક્ષક જકાત નાંખવી.

(૮) દેશી વહાણવટાં માટે જ હિંદના કિનારાનો વેપાર રાખવાનો કાયદો પસાર કરવો.

(૯) ખૂન કે ખૂન જેવા ગુન્હા માટે, સાધારણ અદાલતોમાં ગુન્હેગાર થયેલા કેદીઓ સિવાય તમામ રાજદ્વારી કેદીઓને બીન શરતે મુક્ત કરવા, રાજદ્વારી ચળવળ માટે આરોપી ઠરેલા તમામ સામેથી આરોપ ખેંચી લઇ મુકદ્દમા બંધ કરવા. હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ મી રદ કરવી. ૧૮૧૮ના અને તેના જેવા બીજા કાયદાઓ રદ કરવા. અને પરદેશ પાર થયેલા તમામ હિંદીઓને પુનઃ દેશમાં આવવાની પરવાનગી આપવી.

(૧૦) છૂપી પોલીસ બંધ કરવી. અથવા તો તેને પ્રજાકીય અંકુશ હેઠળ મૂકવી.

(૧૧) પ્રજાકીય અંકુશ હેઠળ આત્મ રક્ષણ માટે બંદૂક વગેરે હથિયારો રાખવા માટે છૂટથી પરવાના આપવા.

ગાંધીજીએ આ ૧૧ મુદ્દાઓ રજુ કર્યા. આ મુદ્દાઓને સરકારની શુભનિષ્ઠા હોય તો તરતમાં જ સ્વીકાર કરી લેવા જેવા હતા. અને સરકાર આમ કરીને પોતાની કૃતજ્ઞતા બતાવવી હોત તો બતાવી શકે તેમ હતું. તેવા મુદ્દાઓને સરકારે સ્વીકાર્યા નહિ. આમ ગાંધીજીએ સરકારની આ બધી ડુમીનીયન સ્ટેટસની ગોળ ગોળ વાતો પાછળની મનોવૃત્તિ જાણુવા મૂકેલા ૧૧ મુદ્દાઓને સરકારે તરછોડયા. સારાયે દેશને તેમજ ગાંધીજીને પણુ ખબર પડી ગઇ કે સરકારની આ બધી વાતો પોકળ છે. એમની ગોળમેજી પરિષદ પોકળ છે.

૨૬મી જાન્યુઆરીએ દેશભરમાં 'સ્વાતંત્ર્ય દિન' ઉજવાયો. સરકારે ધરપકડો કરી. મહાસભાની હાકલને માન આપી ૧૭૨ સભ્યોએ ધારાસભામાંથી રાજીનામાં આપ્યાં. સાબરમતી હવે સારા યે દેશનું કેંદ્ર બની રહ્યું. કાર્યવાહક સમિતિએ મહત્વનો ઠરાવ કર્યો. સારો યે દેશ હવે સ્વતંત્રતાના મહામાર્ગ પર કૂચ કદમ કરવા તૈયાર થઇ રહયો હતો.

સાબરમતીનો સત્યાગ્રહી સૌથી પહેલો સવિનય ભંગ કરે તે પછી જ દેશે તેનો આરંભ કરવાનો હતો. ગાંધીજીની એવી ઇચ્છા હતી કે તેમના પકડાયા પછી લડતમાં આખો યે દેશ ફેરવાઇ જાય અને કાં તો વિજય મેળવવો અથવા તો ધરતીના પડ પરથી ઉખડી જવું તેવા કૃત નિશ્ચયને વળગી રહી જનતાએ પૂર જોસમાં લડત ઉપાડવી. ગાંધીજીએ મીઠાના કાયદાનો પ્રથમ ભંગ કરવાનો છે તેવી યોજના બહાર પાડી.

આ સત્યાગ્રહ હતો. વાતાવરણુમાં ચારે બાજુ હિંસા વ્યાપી રહેલી હતી અને એની સમક્ષ અહિંસાના શસ્ત્રથી પ્રતિકાર કરવાનો ને કરાવવાનો ગાંધીજીનો દૃઢ નિરધાર હતો.

## વાઇસરોયનો પત્ર

અને પછી તો ગાંધીજીએ સત્યાગ્રહમાં કાંઇ પણુ ગુપ્તતા નથી તેમ જાહેર કર્યું. એક શુદ્ધ સત્યાગ્રહીને છાજે તેવી રીતે તેમણે વાઇસરોયને

પ્રિય મિત્રના સંબોધનથી એક પત્ર પાઠવ્યો. તેમાં તેમણે પોતાનું અંગ્રેજો અને ઇંગ્લાડ તરફના પૂર્વગ્રહથી અલગપણું જાહેર કર્યું. અહિંસા વિષેની નિષ્ઠા પ્રગટ કરી. તેમણે નિડરપણે અંગ્રેજી રાજ્ય એક શાપ રૂપ છે તેમ જણાવ્યું. તે પત્રમાં તેમણે લખ્યું હતું, "સતત વધતી જતી શોષણ પદ્ધતિથી અને સત્યાનાશ વાળે એટલા મોટા લશ્કરી અને દિવાની ખર્ચથી ચાલતા તંત્રને લીધે તેણે (બ્રિટિશ અમલે) આ દેશની રાંકડી કોટયવધિ પ્રજાને ભિખારી બનાવી દીધી છે. આ દેશને તે કદી પોષાઈ શકે નહિ"

અને આગળ ચાલતાં ગાંધીજીએ આ દેશની ભીષણ ગુલામીના કારણ રૂપ આ અંગ્રેજી રાજ્યને ગણી લખ્યું, "અમને રાજકીય દૃષ્ટિએ ગુલામ કરી મૂકયા છે. અમારી સંસ્કૃતિના પાયા તેમણે ઉખેડી નાખ્યા છે. અને પ્રજાને નિશસ્ત્ર કરવાની નીતિ દ્વારા અમને ભાવનાની દૃષ્ટિએ પણ પાયમાલ કર્યાં છે." ગાંધીજીએ પહેલાંની રાજ્યનિષ્ઠા અને પછીની દુશ્મનાવટ વિષે લખ્યું. સત્તાધારીઓની જૂલમની નીતિને ઉઘાડી પાડી. ગાંધીજીએ મીઠાના કરનો સામનો કર્યો. દારૂ તથા કેફી ચીજોને આરોગ્ય અને નીતિનો જડમૂળથી નાશ કરનારા ગણાવ્યા. રેંટીયાનો નાશ પણ આ સત્તાને જ આભારી છે તેમ જણાવ્યું. આ બધાથી કોટયવધિ પ્રજા ગરીબ બની છે અને પીડાઇ રહી છે, અને તે બધાનું કારણ આ શાપિત રાજસત્તા છે તેમ જાહેર કર્યું. ખોટા લાદવામાં આવેલા દેવાને પણ જાહેર કર્યાં. અમલદારોના પગારની મોટી મોટી રકમોનો વિરોધ કર્યો. તેમણે કહ્યું, લૂંટના ભારમાંથી મુકિત તે હિંદની પ્રજાને મન સ્વતંત્રતા છે. અને તેને માટે જ ૨૬મી જાન્યુઆરીના સ્વાતંત્ર્યદિને જનતાના ટોળેટોળાં ભેગાં મળ્યાં હતાં. અને છેલ્લે છેલ્લે તેમણે કહ્યું "બધા અન્યાયો અને અનિષ્ટો દૂર કરવાના પગલાં નહીં ભરો તો આ મહિનાની ૧૧ મી

તારીખે હું મારા તથા આશ્રમના બીજા સહકાર્યકરો સાથે મીઠાના કાયદાનો ભંગ કરવા બહાર પડીશ." એ પત્ર એક અંગ્રેજ મારફત વાઇસરોયને પહોંચતો કર્યો. વાઇસરોયે જવાબમાં યુધ્ધનો પડકાર આપ્યો. એમાં લખ્યું હતું કે તેમને ખેદ થાય છે કે ગાંધીજી કાયદા અને શાંતિનો ચોક્કસ ભંગ થાય એવા પગલા ભરવાનો વિચાર કરી રહ્યા છે. ગાંધીજીએ એનો જવાબ આપતાં લખ્યું હતું કે "પગે પડીને મેં રોટી માગી ત્યારે તેને બદલે પથરા મળ્યા......હિંદુસ્તાન એ એક મોટું કેદખાનું છે. આવકમાં જબરદસ્ત ઘટાડો એના રાજવહીવટના ખર્ચમાં એટલા જ જબરદસ્ત ઘટાડા પર આધાર રાખે છે કે આખા રાજ્યમાં ફેરફાર કર્યા વગર આ શક્ય નથી. અને તેથી જ મારા મત પ્રમાણે ગામડાના લોકોએ હજારો અને લાખોની સંખ્યામાં ૨૬ મી જાન્યુઆરીના કાર્યક્રમમાં સ્વયં ભાગ લીધો હતો. સ્વાતંત્ર્યની લડત ગરીબમાં ગરીબ મનુષ્યને માટે છે તેથી આ રીતે તેની શરૂઆત થશે."

## દાંડી કૂચ

ગાંધીજીને હવે સત્યાગ્રહની મશાલ હાથમાં ઝાલી સ્વતંત્રતાના મહા માર્ગ પર નીકળી પડવું અનિવાર્ય થઇ પડ્યું. ૧૦મી માર્ચ આવી. સાબરમતીની રેતીમાં મળેલી ૭૫ હજારની માનવમેદનીએ સ્વાતંત્ર્ય ભણી કૂચ કરવાનો નિશ્ચય કર્યો. ૧૧મીની રાતે હજારોનો માનવસાગર ઉલટયો. એમાંથી કોઇના મનમાં હતું કે ગાંધીજી હવે પકડાઇ જશે માટે તેમના છેલ્લા દર્શન કરી લઇએ; તો કોઈના મનમાં અભિલાષા હતી કે તેમના છેલ્લા વચન સાંભળી લઇએ. વળી કેટલાક આવી જબરજસ્ત બ્રિટિશ સલ્તનત સામે લડવાં જતાં મુઠ્ઠી હાડકાનો માનવી જોવા આવ્યા હતા. રાત વીતી ગઈ. ૧૨ મીનું પ્રભાત પ્રગટયું. અને સારીયે જનતા એને જોવા ઉલટી. દેશપ્રેમ અને આ શાપિત રાજ્ય પ્રત્યેના દ્રોહની પવિત્ર અને મઘમઘતી સુગંધથી આખું વાતાવરણ મહેકતું હતું. વગર વિનંતિ પત્રે, વગર ઢોલ વગાડયે આ બધા—આબાલવૃધ્ધ સૌ એટલા

માટે આવ્યા હતા કે આ મહાપ્રયાણને એ પોતાના મુક્તિપ્રસ્થાન સમું માનતા હતા. એ બારમી માર્ચ અને પુનિત પ્રયાણના દર્શન કરવા જનતા ઉત્સુક થઇ રહી હતી. ૭૯ જણની આ નાની શી સેના લઈ મુઠ્ઠીભર હાડકાંવાળો માનવી સલ્તનતની સામે લડવા નીકળ્યો. દરેકના ગળામાં પ્રેમના તંતુ શા સુતરના હાર અને ભાલે અક્ષત કુંકુંમ શોભી રહ્યાં હતાં. બધાયે ગાંધીજીને વિદાય આપી. ગાંધીજીનું પ્રયાણ શરૂ થયું. કેટલાયની આંખમાંથી આંસુ ટપકયા. કેટલાયના હૃદય ભક્તિભાવથી ઉભરાવા લાગ્યા.

આ પ્રયાણ પહેલાં ગૂજરાતના લાડીલા સરદાર વલ્લભભાઇ પકડાઇ ગયા હતા. અને તેથી ગૂજરાત આખું ખડું થઈ ગયું હતું અને તેમને માર્ગે જવા તત્પર થયું હતું.

ગાંધીજીની કૂચ શરૂ થઇ અને કૂચ દરમ્યાન ત્રણસો પટેલોએ રાજીનામા આપ્યા. ગાંધીજીની કૂચે ગૂજરાતમાં અજબ જાગ્રતિ આણી. ગામડે ગામડે આ નાની શી વીર સેનાના સ્વાગત થતા. ગાંધીજીના બોલ પડતાં જનતા જાગ્રત થતી. ગાંધીજી ફરી આગળ વધતા. ગાંધીજીની કૂચે સારાય ભારતમાં ચેતન આણ્યું. જનતા પોતે તૈયાર થતી ગઇ. તેમની આ કૂચ અગરોમાંથી મીઠું ઉપાડવા માટે જ નહોતી. એ તો ૩૩ કરોડની મહાજનતાની સંમતિ વિનાના અને નીતિ અને સુજનતાથી અલગ એવા બ્રિટિશ કાયદાના વિરોધના પ્રતિક રૂપ હતી. ધરતીના પડ પર આ કૂચ અજોડ હતી. દુનિયાએ જોયું કે હિંદે બ્રિટિશ સલ્તનત સામે અહિંસક યુદ્ધ આરંભ્યું છે કેમકે બ્રિટિશ રાજ્ય તેમને માથે શાપ રૂપ છે.

ગાંધીજીએ કૂચમાં અહિંસાનો ઉપદેશ આપ્યો. મીઠાનો કર એ રાક્ષસી કર છે તેમ કહ્યું. મુખી અને મતદારોને રાજીનામા આપવા હાકલ કરી. અને તમામને સ્વરાજ્યની આ મહાયાત્રામાં ભળવાનું નિમંત્રણ આપ્યું. દારૂનિષેધનો આદેશ આપ્યો. અસ્પૃશ્યતાનું

નિવારણ કરવાનું કહ્યું. વિદ્યાર્થીઓને સ્વતંત્રતાની લડતમાં આવવાનું કહ્યું. અને સમગ્ર હિંદના ખૂણેખૂણામાં સત્યાગ્રહ ફેલાવવાની સંભાવના જાહેર કરતાં કહ્યું, "આજ હું એક ક્ષેત્ર તૈયાર કરવાનું નથી કહેતો. આજે તો કન્યાકુમારીથી કાશ્મીર અને કરાંચીથી દિબ્રુગઢ સુધી વ્યક્તિગત કે વ્યાપક સવિનયભંગ બધાય લોક કરી શકશે. આજે તો હું શાંતિ સિવાય બીજો કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ મૂકતો નથી......"

ગાંધીજી એ સમજાવતા સમજાવતા આગળ વધ્યે જતાં. જનતા જાગ્રત થઈ રહી હતી. ગાંધીજીએ હિંદ પાસે બલિદાનની આશા રાખી હતી, પરંતુ સૌથી વધુ બલિદાન ગુજરાત પાસેથી ઇચ્છયું હતું.

## મીઠાના કાયદાનો ભંગ

ગાંધીજીની આ ઐતિહાસિક કૂચ પૂરી થઈ. તેઓ ૧૯૩૦ ની ૫ મી એપ્રીલે દાંડી બંદર આવી પહોંચ્યા. સરકારે ન તો આ શાંતિ–સેનાને પકડી કે ન પકડયા ગાંધીજીને. એને પણ શરમ લાગી! રાષ્ટ્રીય સપ્તાહને પ્રથમ દિને મંગલ પ્રાર્થના કર્યા પછી સત્યાગ્રહીઓની સાથે દરિયા કિનારે બાઝેલું મીઠું ઉપાડયું. સૌથી પહેલાં ગાંધીજીએ એ કાયદા–ભંગ કર્યો. ગાંધીજીએ ત્યારે કહ્યું: "ગરીબ વર્ગના દ્રષ્ટિબિંદુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે." તેઓ મીઠું ઉપાડી વેચવા નીકળી પડયા. લોકોએ ઉત્સાહપૂર્વક દોડી દોડીને મીઠું ખરીદયું.

ગાંધીજીના સવિનયભંગ પછી તૈયાર થઈ રહેલા દેશે સવિનયભંગ આદરવાની છૂટ મળતાં પૂરજોસથી શરૂઆત કરી. ગાંધીજીએ આબાલ-વૃદ્ધ, સૌને આમાં ભળવા હાકલ કરી. તે પ્રમાણે જનતા ઉલટી પણ ખરી. ઠેર ઠેર આ કાયદાનો ભંગ થયો. કેટલાય પકડાયા. લખનૌમાં પંડિત જવાહરલાલને પકડવામાં આવ્યાં. ગુજરાતમાં, સંયુકત પ્રાંતમાં, પંજાબમાં, દિલ્હીમાં, બંગાળમાં, સિંધમાં, મદ્રાસમાં અને મુંબઈમાં ઢગલાબંધ માણસો પકડાયાં. ઉત્કલ અને ધારવાડમાં પણ

ધરપકડ થઈ. જળગાંવ અને અજમેરમાં પણ સવિનયભંગ થયો. ગિરફતારી થઇ. વિદેશી વસ્ત્રનો બહિષ્કાર અને મદ્યનિષેધનું કામ બહેનોને સોંપવામાં આવ્યું. લોકો જાણી જોઇને પકડાવા પ્રયત્ન કરતાં. ઠેર ઠેર મોટી સભાઓ ભરાતી. સંપૂર્ણ સ્વાતંત્ર્યનો વાવટો ફરકતો. મીઠું વેચાતું, અમલદારો તરફથી અટકાવ થતો.

## અત્યાચારો

અમલદારો અસહ્ય જુલમ ગુજારતા. વિરમગામ અને ધોલેરા સત્યાગ્રહમાં ગોરા અમલદારોએ સખત પજવણી કરી. શ્રી. છગનલાલ જોશીના શબ્દોમાં જ એ અહીં ઉતારીએ છીએ, "દરેક સ્વયંસેવક સામી લાલ આંખો કરી, કમર પકડી, મોઢે ઠૂંસો મારી, આંગળાં ને અંગૂઠા મરડી, છાતી દબાવી, જરૂર જણાય ત્યાં કાતર, ચપ્પુ, પકડ વાપરી, કોથળી કાપી, સિપાઇઓ મીઠું જપ્ત કર્યે જતા. ઓછામાં ઓછા પાંચ પોલીસ એક સ્વયંસેવકને ઘેરી લેતા......

"અમદાવાદના એક જુવાન સત્યાગ્રહી પાસેથી મીઠું ઝૂંટવી લેવા માટે તેની બગલમાં બટકું ભર્યું, બીજી બગલમાં વિખેડા ભર્યા, હાથ અને પગ પર જોડાની એડીઓ ભરાવી, મોઢે ઠૂંસો દીધો, ગળું દાબ્યું અને છેવટે ગુહ્ય ભાગની ગોળીઓ દબાવી ત્યારે તે બેભાન થઇ ગયો." આવા આવા અમાનુષી કૃત્યો ગોરા અમલદારો આચરતા. છતાં સત્યાગ્રહી સૈનિકો શાંતિ જાળવતા. ગુજરાતમાં તો આખી જનતા શાંતિ જાળવતી હતી. બીજે ક્યાંક ક્યાંક જ્યારે પોલીસે અસહ્ય જુલમો કર્યા ત્યારે ટોળાંએ થોડાંક છમકલાં કર્યાં. પરંતુ સત્યાગ્રહીએ તે પ્રાણાન્તે પણ બચાવવાના પ્રયત્ન કર્યા. ભરૂચમાં ને બિહારમાં લોકો પર ઘોડા દોડાવ્યા, કરાંચીમાં ગોળીબાર કર્યો, વિરમગામ અને ધોલેરામાં તો પશુનેય લજાવે તેવાં કૃત્યો થયાં. ઉત્કલ અને મથુરામાં પણ અસહ્ય જુલમો થયાં. છાપાંને મોઢે ડૂચા દેવામાં આવ્યા. અત્યાચારની તપાસ કરવા જતી સમિતિઓને પણ અટકાવવામાં આવી.

## ગાંધીજી પકડાયા

ગાંધીજીએ આ બધા કૃત્યોને અમાનુષી કહ્યાં. વાઇસરોયની દમન-નીતિને પૂરેપૂરી અજમાવવાનું આમંત્રણ આપ્યું, અને એ ગુંડાશાહીના જવાબમાં ધારાસણાના અગરો પર ધાડ લઇ જવાનું ઠરાવ્યું. ત્યારે લોકોને ખબર પણ ન પડે તેવી રીતે ચોરની જેમ રાતે આવીને થાકેલા અને ઊંઘતા ગાંધીજીને જગાડીને તેમની ૫ મી મેએ ધરપકડ કરી. અને યરવડાની જેલમાં પૂરી દીધા. જનતાને ખબર પડી. દેશભરમાં સંપૂર્ણ હડતાળ પડી. મોટા મોટા સરઘસો નીકળ્યાં. મુંબઇમાં તો વિરાટ સરઘસ નીકળ્યું. આખા રસ્તા ને રસ્તા ભરાઇ ગયા. આઝાદ મેદાનમાં સભા મળી, અને લોકોને સંભળાય તે માટે જુદા જુદા વ્યાસપીઠો ઊભા કરવામાં આવ્યા. રેલવેના કામદારોએ હડતાળ પાડી. મીલોના ૫૦,૦૦૦ મજૂરોએ હડતાળ પાડી. આ તો મુંબઇની વાત. પૂનામાં પણ સખત હડતાળ, એ જ પ્રમાણે કલકત્તામાં, અને એ પ્રમાણે સારાય દેશમાં. પણ એની અસર તો હજુએ વ્યાપક હતી. સારીએ દુનિયામાં એ ધરપકડે ખળભળાટ મચાવ્યો. પનામાના હિંદીઓએ હડતાળ પાડી, સુમાત્રાના હિંદીઓએ હડતાળ પાડી, ફ્રેંચ પત્રોએ ખબર મંગાવ્યા, નૈરોબીની હિંદી આલમે પણ સંપૂર્ણ હડતાળ પાડી. અમેરિકાના પ્રતિષ્ઠિત એકસો ને બે પાદરીઓએ વાઇસરોયને ગાંધીજી સાથે સમાધાન કરવાનો સંદેશો મોકલ્યો.

પણ આ હંમેશાં લૂંટ કરતી સરકાર એ બધું માને ખરી? એનો કોરડો તો વીંઝાયે જ જતો હતો.

## લડાઇ પૂર જોસમાં

ઠેરઠેર માર, પીટ, જેલ અને ગોળીબાર. અને આ જ વખતે સરકારે એક જાહેરનામું બહાર પાડી તેમાં સવિનયભંગની ચળવળને વખોડી. આ બાજુ ગાંધીજી પછી 'ધોળી દાઢી'ના નામથી પ્રસિદ્ધ થયેલા અબ્બાસ બાપુએ સરદારી લીધી. પ્રાર્થના અને કુંકુંમ અક્ષતના ચાંલ્લા

થયા પછી પાંચ મિનિટ ચાલ્યા ત્યાં તો આખી ટુકડીની ધરપકડ થઇ. આ ૧૨ મી મે હતી. ૧૫ મી મેએ ધારાસણા પર ધાડ પાડવા છેક સુધી સરોજીની નાયડુ—ભારતવર્ષની કોકિલાની સરદારી હેઠળ સત્યાગ્રહીઓ ગયા. તેમને આખો દિવસ ભૂખ્યા તરસ્યા બેસાડી રાખવામાં આવ્યા. ૧૬ મી મેએ તેમની ધરપકડ કરી, પણ પાછળથી થોડા સમય બાદ છોડી મૂકવામાં આવ્યા. ૨૧ મી મેએ ઇમામ સાહેબની સરદારી હેઠળ ૨૫૦૦ સૈનિકોએ ધાડ પાડી. ઈમામ સાહેબની ધરપકડ કરવામાં આવી. સૈનિકોએ પોતાનું કામ ચાલુ રાખ્યું. પોલીસની લાઠીઓ સહીને તેમની વાડ તોડીને પણ સૈનિકોએ મીઠું લીધું.

આ બાજુ પેશાવરના અત્યાચારના ખબર આવે જતા હતા. એ તો ખૂબ જ ભયંકર! કેવી રીતે કહી શકાય? ત્યાંના ગોરા અમલદારો અને એંગ્લો-ઇન્ડીઅનોએ મોટરની બે બાજુ બેસી હાથમાં તમંચા રાખી શહેરમાં ફર્યા કર્યું. જે જે ધોળી ટોપીવાળાને જોયો તેને ઠાર કર્યો. આખો દિવસ ફર્યાં, મશીનગન ચલાવી. અને શેરીઓમાં, કોઇ પણ જગ્યાએ, બારીઓમાં, બારણા પર, ઝરુખા પર, સીડીઓ-પર ગોળીઓની અવિરત ધારા વરસી રહી, અને એ મોટર લોરીઓ દિવસના ૩ કલાક વિના અટકયે ફરી રહી.. મહાસભામાં ન જોડાવાની પ્રતિજ્ઞા લેવડાવવા બેસુમાર માર માર્યો, કેટલાયના હાથ ખડી ગયા. કેટલાયના શરીરની એક બાજુ નકામી થઇ ગઇ. આ બધું ખૂબ ત્રાસ ફેલાવનારું હતું. એક મોટા અમલદારે કહ્યું:—

"એ હરામખોરોને એવો પાઠ ભણાવ્યો છે કે તેઓ ખો જ ભૂલી જાય અને હજુ પણ અમને ફરી મોકળે હાથે કામ લેવા દે તો ફરી કદી અશાંતિ થાય જ નહીં. અમારા સોલ્જરોએ પોલીસો જેની તરફ આંગળી ચીંધતા ગયા તે તે ચળવળિયા અને આગેવાનોને ગોળીએ ઉડાવ્યા. અમે કાંઇ છુટાછવાયા ગોળીબાર નહોતા કર્યા. ગોળીઓની સતત ધારા ચલાવી હતી."

સોલાપુરમાં ખાદી ટોપી અને રાષ્ટ્રધ્વજ પોલીસોને આકરા થઇ પડ્યા. એને માટે કેટલાયને બેસુમાર માર માર્યો.

બલિદાનની તો જાણે હરિફાઈજ ચાલી રહી હતી, દરેકે દરેક પ્રાંત પોતાનું ખમીર બતાવવામાં પાછળ ન પડી જાય તેનું ધ્યાન રાખતો હોય એમ લાગ્યું. ધારાસણા, વીરમગામ, ખારાઘોડા, પેશાવર, સોલાપુર; એ તો બધા આગળ રહે એવા અત્યાચારોના સ્થાનો. સરકારના જુલમ અને અનીતિ તો સારાયે દેશમાં વ્યાપી રહ્યા હતાં.

પરદેશી કાપડનો બહિષ્કાર થઇ રહ્યો. કેટલાય વેપારીઓએ પરદેશી માલની ગાંસડીઓ ડોકયાર્ડમાં જ પડી રહેવા દીધી. કેટલીયે મીલો મહાસભાના તંત્ર નીચે આવી.

આ સંગ્રામના સમયમાં પંડિત મોતીલાલજીએ પોતાનું વિશાળ ‘આનંદ ભવન’ મહાસભાને ભેટ આપ્યું. તે પંડિત જવાહરલાલે રાષ્ટ્રપતિ તરીકે સહર્ષ સ્વીકાર્યું અને તેનું નામ ‘સ્વરાજ્ય ભવન’ રાખવામાં આવ્યું.

મહાસભાએ હવે બધી જાતના સત્યાગ્રહો કરવાની રજા આપી. અને ઠેર ઠેર સત્યાગ્રહો શરૂ થઇ ગયા. મુંબઇમાં કેટલીયે વાર વિશાળ સરઘસો નીકળ્યાં. અને સરકારી જોહુકમી છતાં શાંતિ જાળવી રહ્યાં. કલકત્તામાં વિદ્યાર્થીઓ અને જુવાનોએ ‘વંદે માતરમ્’નો જપ કરવાનું ન છોડવાને કારણે જ લોહી નીકળે ત્યાં સુધી વીંઝાયે જતા ફટકા સહન કર્યાં. મુંબઇમાં બાબુ ગનુએ પરદેશી કાપડની લોરી આગળ પોતાની કાયા પાથરી દીધી. ખજૂરીના ઝાડ કપાવા લાગ્યા. સારાય હિંદે માતૃભૂમિની સ્વતંત્રતા કાજે જુલમો સહ્યા, ફટકા ખાધા, લોહી રેડ્યાં અને છતાંયે શાંતિ જાળવી, અહિંસાના મંત્રને અપનાવી લીધો. પેશાવરમાં તો લોકો પર ગોળીઓ ન છોડવા માટે બે ગઢવાલી લશ્કરની ટુકડી જેલમાં બેઠી. માતૃભૂમિ પ્રત્યેની ભક્તિનું એક આ અપાર મોજું હતું.

પંડિત જવાહરલાલજીની કેદ પછી પંડિત મોતીલાલજી રાષ્ટ્રપતિ થયા. અને એમની કેદ પછી સરદાર વલ્લભભાઈ રાષ્ટ્રપતિ તરીકે આવ્યા.

સરકારે હવે મહાસભાને લગતી તમામ કચેરીઓને ગેરકાયદેસર ઠરાવી હતી. બધી કચેરીઓને જપ્ત કરી હતી. રાષ્ટ્રપતિ સરદારે જણાવ્યું: **“ભલે બધી કચેરીઓને જપ્ત કરે. આપણે ઘરે ઘરે પ્રાંતિક સમિતિઓ બનાવશું. આપણે એકે એક જણ મહાસભા બનીશું.”**

બોરસદ અને બારડોલી તાલુકામાં નાકરની લડત ઉપડી. અને પછી તો પૂછવુંજ શું? સરકારી અમલદારોએ હાથની ચળ ઉતારી. અસહ્ય જુલમો કર્યાં. બહેનો પણ સામી છાતીએ અડગ ઊભી રહી. પારાવાર નુકસાન, અનહદ અત્યાચાર, પ્રજાએ સહ્યાં. અને ૮૦,૦૦૦ નરનારીઓએ બ્રિટીશ હદનો ત્યાગ કર્યો અને વડોદરાની હદમાં પ્રવેશ્યા.

ગુજરાતમાં જેમ નાકરની લડત ચાલતી હતી તેવી જ રીતે સંયુક્ત પ્રાંતમાં પણ ચાલતી હતી. કર્ણાટકે પણ નાકરની લડતનો વિજયધ્વજ ફરકાવ્યો. જેલભરતીમાં બંગાળે પ્રથમપદ મેળવ્યું. બિહારમાં ચોકીદારી વેરો બંધ કરવામાં આવ્યો. ચોકીદારી વેરામાં ગામની રક્ષાને બહાને સરકાર માણસ રાખે છે અને તેની મારફત ગામની સર્વ હકીકત અને હીલચાલનો અહેવાલ મેળવે છે. તે માણસનો ખર્ચ તે ગામની પ્રજા પાસેથી જ લેવામાં આવે છે. આ ચોકીદારી વેરો બિહારની જનતાએ આપવો બંધ કર્યો, બંગાળમાં પણ આ વેરો બંધ થયો. મધ્ય પ્રાંતમાં જંગલ સત્યાગ્રહ ચાલ્યો. પંજાબ પણ પાછળ ન રહ્યું. સરહદી પઠાણોએ અહિંસાને સુંદર રીતે અપનાવી. તમામ પોતપોતાની પરિસ્થિતિને અનુકૂળ સંગ્રામના રણે ઝૂઝયા જ કરતા. બિહાર અને ઓરિસ્સામાં તો ૯૫ ટકા જેટલી આવક ઘટી ગઇ. નાનામાં નાના કેરલ પ્રાંતમાં પણ સત્યાગ્રહનો ધ્વજ ફરકતો હતો. ટૂંકમાં, તમામ પ્રાંતોએ પોતાનું ખમીર બતાવ્યું. સત્યાગ્રહનો ધ્વજ ઊંચો રાખ્યો. મહાસભા તો ગેરકાયદેસર થઇ ગઇ હતી. એની કારોબારીને તાળાં લટકયાં હતાં. મહાસભાના પત્રકો, દફતરો,

હિસાબ, નોંધો બધું જપ્ત કરવામાં આવ્યું. રાષ્ટ્રધ્વજ જપ્ત કરવામાં આવ્યા, 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' જપ્ત થયાં, છાપાંઓનાં મોં બંધ કરવામાં આવ્યા. અને ગેરકાયદેસર રીતે સરકારે પરદેશી કાપડની અને દારૂની દુકાનો ઉપર પીકેટીંગ કરતા સ્વયંસેવકોને માર મારી તે દુકાનોને પડખામાં લીધી. સત્યાગ્રહના કોઇ પણ સૈનિકને પાણી આપે તેને પણ સજા કરવામાં આવતી. કલકત્તામાં તો દેશબંધુ દાસની સંવત્સરીયે ઊજવવાની મના કરી. અને પછી સરઘસ નીકળ્યું, ત્યારે ઘોડાઓ દોડાવ્યા, નીચે ચગદયાં, આંખો મીંચીને માર ઝૂડવામાં આવ્યો. કોલેજના મકાનોમાં ઘૂસીને વિદ્યાર્થીઓને માર માર્યો. ગોપીનાથપુરમાં અસહ્ય પજવણી પછી લોકોએ પોલીસને મકાનમાં પૂરી આગ લગાડી, ત્યારે સૈનિકોએ પોતાના પ્રાણને જોખમે પણ પોલીસોને અંદરથી બચાવ્યા. મધ્યપ્રાંતમાં દારૂની દુકાનોના લીલામમાં સરકારને ૬૦ ટકા ખોટ ગઇ. બિહારમાં કેટલાય ભાગોમાં દારૂ ઉપર ચોકી ચાલતી હતી. તેથી સરકારને ૪૦,૦૦૦૦ રૂ.ની ખોટ ગઇ. કેરલ પ્રાંતમાં તાડીનું વેચાણ ૭૦ ટકા જેટલું નીચે ઊતરી ગયું. સરહદ પ્રાંતના પહાડી પઠાણો અહિંસાના જીવંત ઉપાસક બન્યા. ગોળીબાર, લાઠીમાર, સહજ હતાં. જેલો ને દંડો સામાન્ય થઇ પડયા હતાં ભાઇઓ, બહેનો, ટોળાબંધ નીકળી પડયા હતાં.

હવે આપણે બોરસદની બહેનોને જોઇએ. લડતના એક માસિક પર્વને દિવસે ઉત્સવ ઊજવવાને ભેગી થયેલી બહેનોની તરસ છિપાવવાને રાખેલા માટલા ફોડી નાખ્યા. પછી તો તેઓ બહેનો પર પણ બળ–જબરી કરતા અચકાયા નહીં. આખા હિંદુસ્તાનમાં નહોતા અચકાયા તો અહીં શેના અચકાય! બહેનોની છાતી પરથી ચાલ્યા, પણ બહેનો તો શાંત જ રહી. બહેનોને નીચે હડસેલી મૂકવામાં આવી. ગુંડાશાહી હજુ અટકી ન હતી.

## વિષ્ટિના પ્રયત્નો

આ પહેલાંની જૂન, જુલાઇ અને ઓગસ્ટમાં થયેલી વાતોને જોઇ લઇએ. તે વખતે વિષ્ટિના પ્રયત્નો થતા હતા. સપ્રુ–જયકર એના દૂત

હતા. પંડિત મોતીલાલજીએ પ્રથમ શરત મૂકી કે બ્રીટીશ અને હિંદી સરકાર જો હિંદની સંપૂર્ણ સ્વરાજ્યની માગણીને પોતાનો ટેકો આપશે એવી ખાત્રી આપે તો જ ખાનગીમાં તેઓ ગાંધીની અને જવાહરલાલની સાથે સમાધાનના સંદેશા ચલાવે. વાઇસિરોયે એના જવાબમા 'સ્વરાજ્ય'ના સ્વરૂપને વધુ ઝાંખુ કરી નાખ્યું. સપ્રુ જયકર હવે ગાંધીજીને આ બે ખરીતાઓ સાથે મળ્યા. ગાંધીજીએ માગણી કરી કે સરકાર જ્યાંસુધી દારૂબંધીની અને પરદેશી કાપડની બંધી ન કરે ત્યાં સુધી ચોકી કરવાનો હક્ક, નિમક પકાવવાનો હકક, પરિષદની રચના સંતોષકારક, અને સ્વતંત્રતાનો વિષય પણ તેમાં હોવો જોઇએ. હિંદના હિતોની અને તેની સલામતીઓની ચર્ચા થાય. પંડિત પિતા–પુત્રની બેલડીએ એનો વિરોધ કર્યો. ગાંધીજીએ બીજી માગણી મૂકી કે રાજય બંધારણની કોઈ એવી યોજના જોઈએ કે જેમાંથી હિંદને સામ્રાજયમાંથી છૂટા થવાનો હક્ક હોય. જેમાં હિંદને તેમના ૧૧ મુદ્દાઓનો નિકાલ કરવાનો હક્ક હોય. બધા નેતાઓએ આ માગણીને કબૂલ કરી. વાઇસરોયે જ્યારે ફકત રાજદ્વારી કેદીઓના સંબંધમાં સૂચના કરવાનું સ્વીકાર્યું ત્યારે મોતીલાલજીએ "આ પત્રનો મિજાજ જોતાં સરકાર સુલેહની ઇચ્છા જ નથી રાખતી." તેમ લખ્યું. સમાધાનીના સંદેશા તૂટી પડયા.

લોર્ડ ઇરવીન ઓર્ડીનન્સો બહાર પાડયે જ જતા હતા. લગભગ ડઝનેક ઓર્ડિનન્સો બહાર પડયા હશે. બન્ને બાજુ વાગતી લોર્ડ ઇરિવીનની ઢોલકી છૂપી રહી શકે તેમ ન હતું. ગોળમેજી પરિષદ ૧૯૩૦ ના નવેમ્બરમાં મળી. મહાસભાએ ભાગ ન લીધો. પછી અઠવાડિયામાં ગાંધીજી સહિત ૨૦ જણને છોડી મૂકવામાં આવ્યા. આગેવાનો ધીમે ધીમે મુકત થયે જતા હતા. સંખ્યા ૨૬ સુધી પહોંચી. પંડિત મોતીલાલજીએ છેવટની ઘડી સુધી સ્વરાજ્યનું રટણ કરતા કરતા અને મુકત ભૂમિમાં સૂવાની આશા સેવતા સેવતા દેહ છોડયો.

## ગાંધી-ઇરવીન કરારનામું

પછી ગાંધી-ઇરવીન મુલાકાત થઇ. એ મુલાકાતમાં પરદેશી કાપડ સામેનો પીકેટીંગ કરવાનો હક્ક કબૂલ કરવામાં આવ્યો. તેમણે એક કરારનામું બહાર પાડયું. તે પહેલાં ૧૫ દિવસ સુધી અંદર અંદર અને મહાસમિતિમાં પણ ચર્ચા થઇ. પંડિત જવાહરલાલે બંધારણની કલમનો વિરોધ કર્યો હતો, સરદારે જમીન-ખાલસાની બાબતમાં વિરોધ કર્યો હતો, અને કેદીઓની બાબતમાં તો બધા જ અસંતુષ્ઠ હતા. ગાંધીજીએ બધાને માંડ માંડ સમજાવ્યા અને કહ્યું: "મારાથી બનતું કરીશ. આપણે પણ થોડું જતું કરવું જોઇએ." છેવટે ગાંધીજી બધાની સંમતિ મેળવી શકયા. ગાંધી-ઇરવીન કરારનામું પંદર દિવસની સતત મહેનત અને વાટાઘાટને પરિણામે બહાર પાડયું.

એ કરારનામામાં નીચેની શરતો મુખ્ય હતી:

(૧) હિંદી તથા પ્રાંતીય સરકારે અમુક કાર્યો કરવાનું મંજૂર કર્યું છે માટે સવિનયભંગ બંધ કરવો.

(૨) બંધારણના સવાલોની બાબતમાં નામદાર શહેનશાહની સંમતિથી એમ કહેવામાં આવ્યું છે કે ગોળમેજી પરિષદમાં ચર્ચાયેલી હિંદી સરકારના બંધારણની યોજનાનો વિચાર આગળ ચલાવવાના હેતુથી કરવામાં આવશે. જે યોજનાની રૂપરેખા ત્યાં આંકવામાં આવી છે તેનું સમૂહતંત્ર એ એક અનિવાર્ય અંગ છે. એ પ્રમાણે હિંદીઓની જવાબદારી તથા હિંદના હિત માટેની કેટલીક બાબતોમાં સલામતીઓ-રક્ષણ, બાહ્ય સંબંધો, લઘુમતી કોમોની સ્થિતિ, હિંદની નાણાં સંબંધી શાખ અને કરજોની ભરપાઇ વગેરેમાં એ પણ એનું એક અનિવાર્ય અંગ રહેશે.

(૩) મહાસભાના પ્રતિનિધિઓને બંધારણીય ચર્ચામાં લેવામાં આવશે.

(૪) પરદેશી કાપડને બહિષ્કાર અને પીકેટીંગ કરવાની સંપૂર્ણ છૂટ રહેશે. પરંતુ તેનો ઉપયોગ રાજકીય દબાણ લાવવામાં નહીં થાય.

(૫) શાંતિભંગનો હમણાં ભય હોવાથી સરકાર હમણાં પોલીસ અત્યાચારની તપાસ નહીં કરે.

(૬) સરકાર બધા સત્યાગ્રહને લગતા ઓર્ડિનન્સ પાછા ખેંચી લેશે.

(૭) અધૂરા મુકદ્દમા પાછા ખેંચી લેવામાં આવશે.

(૮) લડત દરમ્યાન વકીલોની સામે વકીલાતની રૂએ માંડવામાં આવેલા મુકદમાઓ પાછા ખેંચી લેવામાં આવશે.

(૯) જો હિંસા માલુમ નહીં પડે તો હિંસાત્મક કામોમાં સંડોવાયા હોય તે બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવશે. જેલના ગુન્હાસર થયેલી સજા રદ થશે, અને જો મુકદમો ચાલતો હશે તો પાછો ખેંચી લેવામાં આવશે.

(૧૦) વસુલાત નહીં થઇ હોય તેવા દંડ માફ થશે.

(૧૧) જામીનગીરી જપ્ત નહીં થઇ હોય તે જપ્ત નહી થાય.

(૧૨) પ્યુનીટીવ પોલિસ ઉઠાવી લેવામાં આવશે. રહીશોએ નહીં આપેલી રકમ માફ કરવામાં આવશે.

(૧૩) નહીં વેચાયેલી જંગમ મિલકત પાછી સોંપવામાં આવશે, પરંતુ વેચાયેલી મિલકત કે બગાડને માટે વળતર આપવામાં નહીં આવે. કાયદેસર લેણા કરતાં જો રકમ વધુ ઊપજી હશે તો તે પાછી સોંપવામાં આવશે.

(૧૪) ગેરકાયદેસર થયેલી જપ્તી પાછી સોંપવામાં આવશે.

(૧૫) ન પૂરાયેલી જગ્યાઓમાં હોદ્દેદારોને અરજી મળ્યે દાખલ કરવામાં ઉદાર નીતિ રાખવામાં આવશે.

(૧૬) મીઠાના ક્ષેત્રની નજદીક આવેલા ગામડાંઓને પોતાની વપરાશ માટે મીઠું ભેગું કરવાની અને પકવવાની છૂટ રહેશે.

આને વિજય ન કહી શકાય, આ તો સમાધાન છે. કેટલીયે વસ્તુઓ જનતાએ જતી કરી, તો કેટલીયે સરકારે જતી કરી અને સમાધાન થયું. પરંતુ આ મહાન સત્યાગ્રહથી સ્વરાજ્યની આપણી લડતમાં આપણે જરૂર એક પગલું આગળ વધ્યા. આ જુલમી સરકાર પ્રજાનું કયે દિવસે સાંભળતી હતી ? આ લડતથી એને પ્રજાની ફરિયાદ સાંભળવી પડી અને એ પ્રજાના પ્રતિનિધિ ગાંધીજી સાથે સમાધાનીના કરાર કરવા પડયા.

આપણે આ વખતે ઘણા ભોગ આપ્યા છે પણ તેથી શું ? સ્વરાજ્ય આપણું લક્ષ્યબિંદુ છે, અને ત્યાં પહોંચતાં વચ્ચે રસ્તામાં તો આપણે ઘણુંય સંકટો સહન કરવાના છે, કેટલુંય ખોવું પડે, ગુમાવવું પડે, આત્મભોગના રંગે પૂર્ણ રંગાવું પડે અને એ બધું થવું અનિવાર્યજ છે ને ! કઇ પ્રજાએ કાંઇ પણ ગુમાવ્યા વગર કાંઇ પણ મેળવ્યું છે ? હિંદ તો જગતમાં ચાલી રહેલી ઘોર હિંસાનો પ્રતિરોધ કરવા માગે છે. અને અહિંસા તથા સત્યને માર્ગે આગળ ધપવા માગે છે, તેને તો ઘણુંય સહન કરવાનું છે. આ સમાધાન તો સ્વરાજ્યની લડતમાં વચ્ચે એક વિરામ છે. તેના ગર્ભમાં કેટલુંય એવું છે કે જે આપણને ન ગમે. આપણે બંધારણની કલમમાં હિંદના હિતાર્થે સલામતી રાખવાની છૂટ આપી. પણ હિંદના હિતનો અર્થ અંગ્રેજ સત્તાધારી ઊંધો કરે છે. હિંદના હિત જેવું જ કાંઇ નથી, પોતાનું હિત એ જ હિંદનું સર્વસ્વ એમ તેઓ માનતા લાગે છે. અને પોતાના હિતને હિંદના હિતનું નામ આપી ઢાંકવા માગે છે. આપણી સ્વરાજ્યની અનેક કંટકો અને સંકટોથી ભરેલી વાટ વસમી છે. ૧૯૩૦–૩૧ ની આ સત્યાગ્રહની લડતે કેટલાય કંટકો દૂર કર્યા છે ને પ્રજાને સંકટોની સામે થવાની તાલીમ આપી છે. અસીમ જુલમો પ્રજા

શાંતિથી સહન કર્યે ગઇ. અહિંસાનું પાલન કર્યું. પ્રજામાં શિસ્ત આવી એ પ્રજાને માટે ઓછું ન કહેવાય. જો કે એ અહિંસાના વાતાવરણમાં કદીક કદીક છમકલા થઈ જતા, પણ એ તો અમુક ત્રાસવાદીઓ તરફથી. કેટલીકવાર ટોળું ઉશ્કેરાઈ જતું, પણ કેટલી પજવણી પછી? છતાંય અસહ્ય જુલમો થયાં ને પ્રજાએ શાંતિ જાળવી એમ કહ્યા વગર ન ચાલે. અને સ્વરાજ્યની લડતના વિજય પ્રસ્થાનમાં આ એક ડગલું જરૂર આગળ છે. ગાંધીજીએ કરોડોએ દીધેલો ભોગ અને સહેલું કષ્ટ ધ્યાનમાં લઇને આ યુગને 'ભારત વર્ષના આધુનિક ઇતિહાસનો વીર યુગ' નામ આપ્યું. ગાંધીજીએ અને બીજા બધાએ આશા તો જરૂર રાખી હતી કે ગોળમેજીમાં 'પૂર્ણ સ્વરાજ્ય' નો યત્ન સફળ થાય. આ સત્યાગ્રહની પૂર્ણાહુતિ ગોળમેજીમાં ભાગ લેવાનું નકકી કરીને કરવામાં આવી.

દિલ્હીમાં વાઇસરીગલ લોજના પગથિયા પર વારે વારે ચડ ઉતર કરતા હિંદના આ અર્ધનગ્ન ફકીરે હિંદને માટેની માનભરી સમાધાની કરી અને હવે એને માટે ખુદ બ્રિટીશ શહેનશાહનો સેંટ જેમ્સનો પ્રાસાદ રાહ જોતો ઊભો હતો.

આ વિશાળ સલ્તનતની રાજ્યધૂરા હાથમાં રાખતા રાજપુરુષોની સાથે સમાનભાવે આ અર્ધ નગ્ન ફકીરની વાતોનું ભાવિ નિર્માણ થયું.

૧૯૩૨ ના સત્યાગ્રહની લડત પણ ૧૯૩૦ ની લડત સાથે જ સંકળાએલી છે. આ સત્યાગ્રહની ભૂમિકાનો સમય એ ૩૦ ની લડત પછીનો સમય છે. તેને આપણે જોઇએ.

૩૦ ની લડત પછી રાષ્ટ્રીય વાવટા ગેરકાયદેસર મટી ગયા હતા. એટલે ચારે બાજુ ફરકવા માંડયા હતા. ગૌરવભર્યા સ્વયંસેવકો પ્રતિબંધ વાળું "વન્દે માતરમ્‌નું" ગીત લલકારવા માંડયા.

મહાસભા ગેરકાયદેસર મટી ગઈ એટલે તમામ ઠેકાણે એની કચેરીઓ ચાલુ થઈ. ગઈ કાલનું ભય રૂપ પિકેટીંગ પૂર જોસમાં ચાલી રહ્યું હતું. ગઇ કાલના રાજદ્રોહી ગણાતા સ્વયંસેવકો અને સેવિકાઓ આજ લશ્કરી યા અર્ધ લશ્કરી પોશાકમાં સરઘસો કાઢી કૂચ કરતા થઇ ગયા. ઘડીભર તો એમ થયું કે મહાસભા જ રાજ કરે છે. રાજકેદીઓ રોજ ને રોજ છૂટતા ને રોજે રોજ વિશાળ સરઘસો નીકળે, વિરાટ સભાઓ મળે, દરરોજ ભાષણો થાય અને હમેશ મહાસભાની 'જય' પોકારાય. તેમને હાર તોરા મળે. મહાસભા તરફથી પ્રતિદિવસ ક્યાંક ને ક્યાંકથી કેદી છોડવાની માગણીઓ આવે, તો ક્યાંક મિલકત પાછી માગવામાં આવે, ક્યાંક જમીન પાછી માગે તો ક્યાંક વળી સરકારી નોકરોની જગ્યા માગવામાં આવે.

એમ થતાં થતાં ૧૮ મી એપ્રિલ આવી. આવા વાતાવરણની વચ્ચે લોર્ડ ઇરવીને હિંદનો કિનારો છોડ્યો. લોર્ડ વીલીંગ્ડન વાઇસરોય પદે આવ્યા. વાઇસરોયની બદલી થઇ અને એની સાથે સાથે જ દેશની પરિસ્થિતિએ પણ પલટો લીધો.

## સંધિ ભંગ

દેશમાંની આ પરદેશી નોકરશાહીએ ગાંધી–ઇરવીન કરારને સામ્રાજ્યની અને શહેનશાહની પ્રતિષ્ઠાને અવજ્ઞારૂપ માન્યો. તેથી એ કરારનો આ નોકરશાહીએ જ્યાં ત્યાં ભંગ કરવા માંડયો. બે પક્ષો વચ્ચે કરવામાં આવેલી સંધિ, બેમાંથી કોઇ પણ પક્ષે, તાજ કે જનતા તરફથી કોઇ પણ જવાબદાર પ્રતિનિધિ બદલાય તો પણ અખંડજ રહે. એમાં તૂટ કે ફૂટ ન પડવી જોઇએ. મહાસભા પોતાને પક્ષે સંધિનું અખંડપણું સંપૂર્ણ રીતે જાળવવા પ્રયત્ન કરતી અને જાળવતી. મહાસભાની કચેરીએ ઢગલાબંધ ફરિયાદો આવવા લાગી. ગાંધીજી સમાધાનનો ભંગ ન થાય અને લડત ન ઊપડે તે માટે વારે વારે સાવધાન રહેતા, પરંતુ જ્યારે તેમણે જોયું કે આ ફરિયાદો આવે છે ત્યારે તેમણે તે સહન ના કરવાનું કહ્યું. વાઇસરોયના મુખમાં રામ અને બગલમાં છૂરી હતાં. મોઢેથી અમી ઝરતું અને હાથમાં હથિયાર ચમકતાં. મોટી મોટી સંખ્યામાં કેદની સજા થવા માંડી. રાષ્ટ્રધ્વજો ઉતારવામાં આવ્યા. ના ઉતારે તો અટકમાં લેવામાં આવ્યા. શિક્ષકો અને નોકરોને ફરી મૂળ જગ્યા પર ન લેવામાં આવ્યા. વિદ્યાર્થીઓ પાસે ચળવળમાં ન ભળવાની બાંહેધરી માગવામાં આવી. ગાંધી ટોપી ઉતરાવાતી. કાર્યકર્તાઓના ઘર પર દરોડા પડતા. તાલુકદારો અને હથિયારબંધ પોલીસો સંયુકત પ્રાંતમાં લોકો ઉપર જુલમ ગુજારી રહ્યાં હતાં, લાઠી ચાલુ થઇ. ચોકી બંધ કરવામાં આવી. કેદીઓને છોડવામાં ન આવ્યા. ખાસ કરીને દારૂની અને કાપડની ચોકી પર બંધન મૂકવામાં આવ્યું. ગુજરાતમાં ૨૨ લાખમાંથી ૨૧ લાખ રૂા. મહેસૂલ ભરાઇ ગયું હોવા છતાં દબાણ જપ્તી વગેરે ચાલુ રહ્યાં. કરારનામામાં તો અશકિત હોય તો જતું કરવાની પણ કબૂલાત કરવામાં આવી હતી. સંયુકત પ્રાંતમાં જમીન ખાલસા કરવામાં આવી અને ખેડૂતોને કાઢી મૂકવામાં આવ્યા.

## સંધિભંગ ઉપરાંત શિરજોરી

ચારે તરફથી ફરિયાદો આવી રહી. આવી પરિસ્થિતિમાં લંડન જવાનું અશક્ય છે તેમ ગાંધીજીએ વાઇસરૉયને લખ્યું. વાઇસરૉયે ગાંધીજીની એ માન્યતા બદલ ખેદ દર્શાવ્યો. એક તો સંધિભંગ ઉપરથી શિરજોરી ! ગાંધીજીએ નિરાશાથી લંડન જવા માટે કરેલા પ્રયત્નોની નિષ્ફળતા જાહેર કરી. સરકારનો મુદ્દો તો એ હતો કે કર ન ભરવાની બાબતમાં મહાસભા એટલે કે જનતાનો છેવટનો હક્ક ન હોય. હજુ તો ઇંગ્લાંડ-સાત સમુદ્રની રાણી હિંદ પર સત્તા ભોગવી રહી છે, તેના કાયદા કાનૂન, તેની કબ્જાની શાંતિ હજુ ચાલે છે તે સરકારે સાબિત કરી બતાવવાનું હતું. ગાંધીજીની 'ના' ના બે કારણ હતાં. એક તો ગૂજરાત અને સંયુક્ત પ્રાંત તરફથી અસંતોષ અને બીજું એ કે ડૉ. અન્સારીની પ્રતિનિધિ તરીકેની ગાંધીજીની સૂચનાને ગવર્નર–જનરલે નકારી તે હતું. કેમકે વાઇસરૉયને તો ગોળમેજીમાં સાચા પ્રતિનિધિ તરીકે કોઇને નહોતા મોકલવા. ત્યાં તો એને ભંગાણનું નાટક ભજવવું હતું. તો પણ છેલ્લે છેલ્લે ગાંધીજીનો હંમેશનો સમાધાનીનો માર્ગ ખુલ્લો હતો, પત્રવ્યવહાર થયો.

## લંડન જવાનું શક્ય બને છે.

પછી ગૂજરાતમાં અને યુક્ત પ્રાંતમાં તપાસ કરવાનું કબૂલવામાં આવ્યુ અને ગાંધીજી, મહાસભાના પ્રતિનિધિ તરીકે લંડનની ગોળમેજી પરિષદમાં ખાસ સ્ટીમરમાં ઉપડયા.

## ગાંધીજી ગોળમેજીમાં

ગાંધીજી ગોળમેજીમાં આવી પહોંચ્યા. ત્યાં તેમણે મહાસભાનો ઇતિહાસ, તેની રચના, તેનું બંધારણ, તેનું ઘડતર, તેનું દર્શન, તેની દ્રષ્ટિ, તેની પદ્ધતિ, તેના ઉદ્દેશો વિ. સમજાવ્યા. ગાંધીજીએ સરકારના અને મહાસભાના દ્રષ્ટિભેદોનો ઉલ્લેખ કર્યો. કરાંચી મહાસભામાં પસાર થયેલો પ્રજાના મૂળ હક્કોનો ઠરાવ સમજાવ્યો, તેમણે સામાન્ય

અને સમાનભાવે રહેલા 'કોમનવેલ્થ'ના આદર્શ વચ્ચેનો ભેદ સમજાવ્યો. 'બ્રિટીશ પ્રજાજન' અને 'બંડખોર'ની સ્થિતિમાં રહેલો ભેદ સ્પષ્ટ કર્યો, સરકારની ભાગલા પાડો અને રાજ્ય કરો, (Divide and Rule)ની નીતિ ને ત્યાં સ્પષ્ટ શબ્દોમાં મૂકી અને કહ્યું, "આ બધી લઘુમતી કોમોને જાણી જોઇને જ ઉત્તેજવામાં આવે છે."

## એ મૃત શરીરને ચીરીને વહેંચી ખાવા બરાબર છે

"આ લઘુમતી કોમોની માગણી એ જ પરિષદનું કેન્દ્ર નથી. પરંતુ રાજ્યબંધારણની યોજના એ મુખ્ય કાર્ય છે." તેમણે પ્રશ્ન કર્યો કે "આ બધાને ૬૦૦૦ માઇલથી કોમી ઉકેલ લાવવા માટે જ શું ભેગા કરવામાં આવ્યા છે?......મારે તમે અને તમારા સાથીઓ જે સંતોષ અનુભવતા દેખાઓ છો તે છીનવી લેવો નથી, પરંતુ મારે મતે તમે જે કર્યું છે તે મૃત શરીરને ચીરીને વહેંચી ખાવા બરાબર છે."

## સાફ સાફ વાતો

ગાંધીજીએ સાફ સાફ રીતે ગોરાઓની વચ્ચે તેમની તમામ પોકળતા જાહેર કરી. અને આ ગોળમેજીના દૂષિત વાતાવરણને ઉઘાડું કરતાં કહ્યું, "હું તમને સફળતા ઇચ્છું છું. પરંતુ મહાસભા તેમાંથી તદ્દન બહાર રહેશે. મહાસભાને ભલે ગમે તેટલા વર્ષ સુધી અરણ્યમાં ભટકવું પડે, પરંતુ જેની ભૂંડી છાયા નીચે સ્વતંત્રતાનું જવાબદાર અને સુદૃઢ વૃક્ષ કદી પણ ન ઉગી શકે એવી કોઇ પણ દરખાસ્ત સાથે મહાસભાને કશી લેવાદેવા નથી."

અંત્યજોનો જુદો વર્ગ ગણાય અને તેને જુદા મતપત્રકો મળે તો તે એક હિંદુ જાતિને માટે જબરું કલંક હોવાથી મરણાન્તે પણ વિરોધ કરવાનું જાહેર કરતાં ગાંધીજીએ કહ્યું, "શીખો હંમેશાં શીખ રહેશે, મુસલમાનો હંમેશાં મુસલમાન રહેશે, યુરોપીયનો હંમેશાં યુરોપીયન રહેશે પણ અંત્યજો હંમેશાં અસ્પૃશ્ય રહેશે?" પછી લશ્કરની

વાત કરી, એમાં પણ ગાંધીજીએ સરકારની ઊંડી ભેદનીતિની સખત ટીકા કરી. એ લશ્કર હિંદના રક્ષણ માટે નથી; પરંતુ સામ્રાજ્યના રક્ષણ માટે છે તેમ જાહેર કર્યું. સમસ્ત ગોળમેજી પરિષદની બેઠક સમક્ષ બોલતાં ગાંધીજીએ ઘણી સાફ સાફ વાતો કહી. તેમાં તેમણે ગોળમેજીનું નાટક પણ ઉઘાડું પાડયું. અને ગોળમેજીની ભંગાણ પાડવાની નીતિ ખુલ્લી પાડી. મહાસભા એ એકલી એક પક્ષમાં હોય તો પણ તે ૮૫ ટકા જનતાની પ્રતિનિધિ છે એ ભૂલવું નહોતું જોઈતું. અને ત્યાં મળેલા બીજા પક્ષોની બહુમતી એ ઘણાયે અગત્યના પ્રશ્નો પર ખોટો નિકાલ આપવો નહોતો જોઇતો. લોર્ડ ઇરવીને જાહેર કર્યું હતું કે વધુ મતીને ધોરણે રાજ્યબંધારણ નહીં ઘડાય. ને વિચારનો સુમેળ સાધવામાં આવશે. આમાં ક્યાં વિચારનો સુમેળ હતો ? ગાંધીજીએ મહાસભાની પૂર્ણ સ્વરાજ્યની સ્પષ્ટ વાત કહેતાં કહ્યું, **"મહાસભાનો ઉદ્દેશ હિંદની મુક્તિનો છે, સ્વતંત્રતાનો છે,** પછી એનું જે નામ પાડવું હોય તે પાડો." ત્યાં ભેગા મળેલા બીજા કેટલાય પક્ષો તો પોતપોતાની કોમને હિતાર્થે આવેલા; પરંતુ મહાસભા તો હિંદ આખા તરફથી આવેલી હતી. છતાં તેનો એક પક્ષ તરીકે ગણત્રી થવા બદલ ગાંધીજીએ ખેદ દર્શાવ્યો.

## પૂર્ણ-સ્વરાજ્ય

ગાંધીજીના ત્યાંના ભાષણોમાંની થોડીક વાનગી ચાખી લઇએ. તેમણે કહ્યું "હિંદ અનેક જટિલ સમસ્યાઓમાંથી રસ્તો કાઢી હજુ જીવંત ઊભું છે. હિંદે મરકીના, મેલેરિયાના, સર્પોના, વીંછીના અને વાઘવરૂના સવાલનો નિકાલ કરેલો છે. એ હિંદ હારવાનું નથી. પ્રભુને ખાતર મને ૬૨ વરસના ડોસાને એક જરા જેટલી તક આપો. એને માટે અને એ જે સંસ્થાનો પ્રતિનિધિ છે તેને માટે તમારા હૃદયમાં એક નાનકડો ખૂણો ખોળી કાઢો. તમે મારો વિશ્વાસ કરતા જણાઓ છો છતાં એ સંસ્થા પર અવિશ્વાસ રાખો છો. એક ક્ષણ પણ એ સંસ્થાથી મને જુદો નહીં ગણતા. હું તો તેની આગળ એક

મહાસાગરના બિંદુ જેવો છું. હું જે સંસ્થાનો સભ્ય છું તેના કરતાં હું જરાય મોટો નથી. તેના કરતાં હું અનંતગણો નાનો છું. અને તમે જો તમારા હૃદયમાં મારે માટે સ્થાન રાખતા હો તો, અને તમે મારો વિશ્વાસ રાખતા હો તો હું તમને મહાસભાનો પણ વિશ્વાસ રાખવા નોતરું છું. નહીં તો તમારો મારા પરનો વિશ્વાસ નકામો છે. મને મહાસભાએ આપેલી સત્તા સિવાય મારી પાસે બીજી કશી સત્તા નથી. મહાસભા જેવી છે તેવી પણ એની પાસેથી તમે કામ લેશો તો તમે હિંસાવાદને વિદાય આપી શકશો. પછી તમારે તમારા હિંસાવાદની પણ જરૂર નહીં રહે. આજે તો તમારા તાલીમબાજ અને સંગઠિત હિંસાવાદથી હિંસાવાદીઓના એક વર્ગ સામે તમારે લડવું પડે છે. કેમકે તમે ખરી હકીકત પિછાનવા અને દૈવી વાણી ઉકેલવા જ નથી માગતા. જે લેખ આ હિંસાવાદીઓ પોતાના રક્ત વડે લખી રહ્યા છે તે તમે નહીં જુઓ ? અમારે ઘઉંની રોટી નથી જોઇતી પણ અમારે **સ્વતંત્રતાની રોટી જોઇએ છે. અને આજ હજારો માણસો એવા પડ્યા છે કે જે સ્વતંત્રતા મળતાં સુધી પોતે જંપવાના નથી અને દેશને પણ જંપવા દેવાના નથી."**

ગોળમેજીની નિષ્ફળતા માટેનું છેલ્લું ભાષણ કરતાં તેમણે કહ્યું, "આપણા માર્ગો હવે જુદા થયા છે, અને આપણે હવે જુદી જુદી દિશા તરફ પ્રયાણ કરીશું. મનુષ્ય સ્વભાવનું ગૌરવ એમ માગે છે કે જીવનના પ્રવાહમાં વહેતાં જે વાવાઝોડા થાય, તેની સામે આપણે ટક્કર ઝીલવી જોઇએ. મારો રસ્તો કઇ દિશા પકડશે તેની મને ખબર નથી. પરંતુ તેની મને કશી ફિકર નથી. મારે તેનાથી ઉલટી દિશામાં જવાનું થાય તો પણ તમે મારા હાર્દિક અને ઊંડા અંતરના આભારના અધિકારી છો."

ગોળમેજીના ગાંધીજીના સમાધાનીના પ્રયત્નો અને ગૌરવભર્યા અને હૃદયદ્રાવક ભાષણો પણ ગોરાઓના હૃદય પીગળાવવાને અસમર્થ બન્યા. પત્થર ઓછા જ પીગળે છે !

## દમનનીતિ

સમાધાની વખતે જ હિંદમાં દમનનીતિ ચાલી રહી હતી. યુકત પ્રાંતમાં ગણોતની અન્યાયભરી સરકારનીતિ હોવાને લીધે મહાસભાવાદીઓએ ખેડૂતોને ગણોત ન ભરવાની સલાહ આપી. જો કે એ પહેલાં સમાધાનીના સહકાર સાથે કેટલાય પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. સેંકડો મહાસભાવાદીઓને જેલમાં પૂર્યા. અટકબંધીના કાયદા અનુસાર જવાહરલાલ અને શેરવાણીને પકડયા. બંગાળમાં, ચિતાગોંગમાં અત્યાચાર અને પોલીસની રાતની ધાડો શરૂ થઇ. લોકો પર ગઈ લડતની વેરબુદ્ધિથી ત્રાસ ફેલાવવામાં આવતો હતો.

શુધ્ધ સત્યાગ્રહી ખુદાઇ ખિદમતગાર અબ્દુલ ગફારખાન અને ખાન સાહેબને જેલમાં પૂરી દેવામાં આવ્યા. સરકારે સંધિનો ભંગ કરી લડતનું ચોખ્ખું આહવાન આપ્યું. સંધિભંગ તો જાણે અંગ્રેજી રાજ્યમાં સનાતન કાળથી ચાલ્યો આવે છે. આ વળી એક નવો સંધિભંગ! લડાઇનું ક્ષેત્ર વાઇસરોયે દમનનીતિના ઝાડુથી વાળીઝૂડીને સાફ કરી મૂકયું હતું. ગાંધીજી હિંદમાં આવ્યા તે પહેલાં બધું તૈયાર થઇ ગયું હતું.

મુંબઇમાં હિંદુસ્તાનના ખૂણેખૂણામાંથી આવેલી જનતાએ ગાંધીજીનું સ્વાગત કર્યું. ગાંધીજીને આ સંધિભંગ અને ઓર્ડિનન્સ રાજની ખબર પડી. મિત્રોની જેલભરતી સાંભળીને દુ:ખી થયા. ગાંધીજીએ આ વીતકકથા સાંભળી અને ગોળમેજીની તો પહેલેથી વીતી જ હતી. તેમનું હૃદય અત્યંત ભરાઇ આવ્યું. સામે ઊંડી ખાઇ જોઇ છતાં પણ હિંમતપૂર્વક આગળ ધપ્યા. ગાંધીજીએ આ સંધિભંગનો વાઇસરોય પાસેથી જવાબ માગ્યો. વાઇસરોયે ઉધ્ધત જવાબ આપ્યો:, ત્યારે ગાંધીજીએ આત્મરક્ષણ માટે લડત ઉપાડવાનું કહ્યું. પછી જવાબમાં સરકારે જણાવ્યું, "અમે તેને પહોંચી વળીશું."

ગાંધીજીએ ફરી લડત જાહેર કરવાનું કહ્યું અને લખ્યું, "તેને માટે તમે જવાબદાર છો."

## ફરી સવિનય ભંગ

મહાસભાએ સવિનય ભંગ માટે ફરી દેશને હાકલ કરી. સરકારે અગાઉથી જ તૈયાર કરી મૂકી હતી. સંધિ દરમ્યાન હજારો લાઠી તૈયાર કરી મૂકવામાં આવી હતી. ઓર્ડિનન્સોનો વરસાદ વરસ્યો. ઉપરા ઉપરી ઓર્ડિનન્સો બહાર પડવા લાગ્યા. બધી જાતની તૈયારીઓ, જેલની વ્યવસ્થા અને મનાઇ હુકમોની તો અગાઉથી જ વ્યવસ્થા થઈ ગઈ હતી.

### નાદિરશાહી

મહાસભાની કચેરીઓ ગેરકાયદેસર ઠરી. કચેરીઓ, આશ્રમો, સમિતિઓ અને તેની સાથે કાંઇ પણ લાગતું વળગતું ધરાવતી તમામ સંસ્થાઓ ગેરકાયદેસર ઠરી. મહાસભાવાદીઓને ગુન્હાસર યા બિનગુન્હાસર પણ પકડવામાં આવ્યા. વિદ્યાલયો જપ્ત થયાં. આરંભમાં જ લાઠીરાજ શરૂ થઇ ગયું. ગાંધીજી અને સરદારને ચોથી જાન્યુઆરીએ પકડવામાં આવ્યા. ૯૦,૦૦૦ સ્ત્રી પુરુષો પકડાયાં. બાળકો પણ ગિરફતાર થયાં. ચાર ગણી સંખ્યા તો ઘાયલ થઇ. કેદીઓને મારવાની રીત દાખલ થઈ. માર, પીટ, ધોલથપાટ અને ગોળીબાર શરૂ થયા. દમનનીતિનો અમલ જ ચારે બાજુ વ્યાપી રહ્યો. ખાનગી માહિતી કઢાવવા માટે અસહ્ય જુલમ ગૂજારવામાં આવ્યો. વાળ ખેંચવામાં આવ્યા. મહાસભાને ચારે બાજુથી ઘેરી લેવામાં આવી. સરકારથી મહાસભાની પ્રતિષ્ઠા જોઇ નહોતી જતી. બધી રીતો મહાસભાને ગુંગળાવી મારવા માટે અજમાવવામાં આવી. તમામ ઉપાયો, તમામ રીતો અને તમામ પાશવી બળનો ઉપયોગ કરી માનવતાને હણી નાખવા માટે આ નવા અખતરા યોજવામાં આવ્યા હતા. પશુનેય લજાવે એવા ઓર્ડિનન્સો, અસહ્ય જુલમો, અનહદ અત્યાચારો, દેશભરમાં લોર્ડ વીલીંગ્ડન ચલાવી રહ્યો હતો. ડાયરશાહી દેશભરમાં ત્રાસ ફેલાવી રહી હતી. કોઈ પણ સ્વાભિમાની માણસને માટે હિંદમાં રહેવું અશક્ય થઇ પડે એવી જાતનું ગુંડારાજ ચાલી રહ્યું હતું. પોલીસ અમલદારો ન જોતાં નિર્દોષને, ન જોતાં સ્ત્રીને, ન જોતાં બાળકને, ન જોતાં

વૃદ્ધને, જે હાથમાં આવ્યો તેને ઉડાવ–તેને મારે, એની પર ઘોડા ચલાવે, છાતી પર પગ મૂકીને ચગદતા ચગદતા ચાલ્યા જાય, એને વેઠે પકડે, ટૂંકમાં કહીએ તો એટલું જ કે નોકરશાહી સ્વચ્છંદ રીતે વર્તતી હતી અને હિંદીત્વનો નાશ કરવા તત્પર થઇ હતી. આપણે બંગાળમાં કોન્ટાઇના, ખેરસાઇના અત્યાચારો, સાંભળીએ તો રૂંવાટા ખડા થઇ જાય. મિદનાપુરના અત્યાચારો આંસુ પડાવે. બહેનો પર થયેલા અત્યાચાર ખુબ જ સખત હતા અને મોઢેથી તો એ ન કહી શકાય. અત્યાચારો ખુબ જ ભીષણ હતા. એટલા બધા ભીષણ હતા કે તેને વર્ણવવા માટે શબ્દ જ જડતા નથી. સર સેમ્યુઅલ હોરે આમની સભામાં કબૂલ કર્યું હતું, "આ ઓર્ડિનન્સો ઘણા સખત અને કડક હતા. હિંદીઓના જીવનની લગભગ દરેક પ્રવૃત્તિને તે આવરી લેતા હતા. સરકારે તેમને જાણી જોઇને એટલા સખત બનાવ્યા હતા. કારણ કે તેને ખાત્રી થઇ હતી કે મૂળથી જ સરકારને ઉખેડી નાખવાનો પ્રયત્ન દેશમાં થઇ રહ્યો હતો. અને જો હિંદને અરાજકતા તરફ વળતું રોકવું હોય તો ઓર્ડિનન્સો જરૂરી હતાં."

સંધિના કાળ દરમ્યાન આ બધી યોજના વિચારાઇ હતી. મહાસભાને કઈ રીતે કચડવી, કઇ રીતે નીચે પાડવી, કઇ રીતે તેનું અસ્તિત્વ નાબૂદ કરવું તેની વાતો પહેલેથી જ થઇ ચૂકી હતી. મહાસભાનું તમામ હરણ કરી લેવાના સરકારના પ્રયત્નો જબ્બર હતાં. દમનનીતિ નિર્દય હતી. પ્રજાનું દુઃખ પારાવાર હતું. ૮૫ ટકાની પ્રતિનિધિ મહાસભા ઉપર આફત ઊતરી હતી. છતાં પ્રજા આટલા બધા ગુંડારાજ છતાં અખંડ અને અડગ ઊભી હતી. સરકારે ૪ થી જાન્યુઆરીની વહેલી સવારે ગાંધીજીને અને રાષ્ટ્રપતિ સરદારને પકડી લીધા. જવાહરલાલ તો પહેલેથી જ ગયા હતા. ગામડે ગામડેથી, શહેરે શહેરેથી, જે કાર્યકર્તાઓ, જે આગેવાનો, જે સ્વયંસેવકો, મળવા લાગ્યા તે બધાને પકડીને પૂરવા માંડયા, પણ જનતા તોઊલટી જ હતી. એક પછી એક કાર્યકર આગળ જતા. એક જાય

તો એની પાછળ બીજો હાજર જ હોય. ૧૯૩૦ ની લડત જેવોજ કાર્યક્રમ આ સત્યાગ્રહમાં ફરી ઠેરઠેર શરૂ થઈ ગયો. હિંદને ખૂણેખૂણે એની અસર વ્યાપી ગઇ. દારૂ અને પરદેશી કાપડ ઉપર પિકેટિંગ શરૂ થયું. બ્રિટિશ માલનો કડક બહિષ્કાર વ્યાપી રહ્યો. ગુજરાત અને સંયુકત પ્રાંતમાં ના–કરની લડત ઉપડી. બંગાળમાં પણ થોડે અંશે ના–કરની લડત ઉપડી. મધ્યપ્રાંતો, વરાડ, કર્ણાટક અને યુકત પ્રાંતના કેટલાક ભાગોમાં અને બંગાળ તથા બિહારમાં જંગલ સત્યાગ્રહ શરૂ થયા. જંગલનો કર ન આપે અને એનો છૂટથી ઉપયોગ કરવાનો હક્ક છે એ સાબિત કરવા એ કાયદાનો ભંગ કર્યો. મીઠું પકાવવાની અને બીનજકાતી મીઠું વેચવાની પણ હિલચાલ ચાલી. બિહાર–બંગાળમાં ચોકીદારી વેરો બંધ કરવામાં આવ્યો. મોટી મોટી સભાઓ થતી. વિશાળ સરઘસો નીકળતા અને જનતા સાગરની જેમ ઉછળતી. કેટલાય નવા નવા દિનો ઉજવવામાં આવતા. ગાંધી દિન, મોતીલાલ દિન, ધ્વજ દિન, એવા તો કેટલાય નવા નવા દિન ઉજવવામાં આવતા. જનતા ઉત્સાહપૂર્વક વિરાટ સભામાં હાજરી આપતી. લાઠી અને જેલ સામાન્ય થઇ પડયા હતા. ગોળીબારની પણ બીક ન હતી. ઘોડા દોડાવતા, ફટકા મારતા, ભૂખે મારતા, બરફ સાથે બાંધતા, મોટર લોરીમાં નાના નાના છોકરાંઓને લઈ જઇ દૂર મૂકી આવવામાં આવતા, લોહીની સેરો ફૂટે ત્યાં સુધી ચાબખા માર્યેજ જતા અને પશુ પણ જે કરતાં અચકાય તેવા અનેક જુલમો કર્યાં. છાપાઓ પર પણ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. જામીનગીરીઓ મંગાઇ. 'નવજીવન' જપ્ત થયું. બીજા કેટલાય પ્રેસ બંધ થઇ ગયાં. આ એક સ્વાતંત્ર્ય હરણનો પ્રકારજ તો! પ્રજા દ્રઢતાથી સહન કર્યે જતી. સત્યાગ્રહમાં ભાગ લેતી. આમજનતાને બિવડાવવામાં આવતી. બીક આપવામાં આવતી છતાં દ્રઢતાપૂર્વક સંકલ્પ કરી પ્રજા ના પાડતી. અને ગોળમેજીમાં ગાંધીજીએ કહ્યું હતું તેમ પ્રજાને ભાલાની જરૂર ન હતી, ખંજરની જરૂર ન હતી, વિષની પ્યાલીની જરૂર નહોતી, ફકત આ ૩૫

**કરોડની પ્રજાને એક દૃઢ સંકલ્પની જરૂર હતી.** 'ના' કહેવાની હિંમતની જરૂર હતી. અને પ્રજા તે 'ના' કહેવાનું શીખતી જાય છે તેમ ગાંધીજીએ કહ્યું હતું તે જનતાએ અક્ષરશઃ સાચું કરી બતાવ્યું.

## લડતમાં નવાં તત્ત્વો

૧૯૩૦ની લડતમાં જે કેટલાંક તત્ત્વો નહોતાં ઉમેરાયાં તે આમાં ઉમેરાયા. મહાસભાની જે જે કચેરીઓ સરકારે જપ્ત કરી હતી તે તે કચેરીઓ પર સ્વયંસેવકોના હલ્લા શરૂ થયા. એ ' દરોડા ' કહેવામાં આવતા. છાપાંને મોઢે ડૂચા દેવામાં આવ્યા હતા અને તેથી ' કોંગ્રેસ બુલેટીન ' અને એવી એવી પત્રિકાઓ સાઇકલોસ્ટાઇલ અને નાના નાના પ્રેસોથી અને પ્રેસના નામ વગર બહાર પડતી. રોજ રોજ નવા ખબર, લડતની નવી પ્રેરણા, નવા અમાનુષી અત્યાચાર, પોલીસની ખૂબ તકેદારી હોવા છતાં પત્રિકાઓ બહાર પડયેજ જતી. પોસ્ટ ઓફિસ મહાસભા માટે બંધ હોવાથી મહાસભા પોતાનું પોસ્ટખાતું ચલાવતી. આમ સારાય દેશમાં મહાસભાની આણ પ્રવર્તી રહી હતી, સરકારની ગમે તેટલી સાવધાની છતાં ટપાલ નિયમિત પહોંચતી. સીમા પ્રાંતમાં પણ ખબર પહોંચતા. સરકારી ઇમારતોને કબજે કરવાનું પણ પ્રજાએ હાથમાં લીધું. કોર્ટ પર ઘણીવાર ઉન્નત મસ્તકે ફરકતો રાષ્ટ્રધ્વજ જોવામાં આવતો. કેટલીયે વાર પોલીસ ચોકી પર તે લહેરાતો જોવામાં આવતો 'બ્રિટીશ ગુડઝ બોયકોટ' ના પોસ્ટરો ચોંટાડાઇ ગયા હતા. બ્રિટીશ માલના બહિષ્કારની ચળવળ ખૂબ પૂરજોસમાં ચાલી રહી હતી. ખાસ સપ્તાહો ગોઠવાતા, હોળી થતી, પિકેટિંગ પૂર જોસમાં ચાલતું. સરકારનો કોરડો વીંઝાતો. ખાસ ઓર્ડિનન્સો કાઢયા હતા તેની પણ ઘણીવાર ઉપરવટ જઇને સરકારી અમલદારો મનમાં આવે તેમ કરતાં. જેલની સજા પણ સખત હતી. જવાહરલાલ જેવાને પણ 'સ' કલાસમાં મૂકવામાં આવ્યા હતા.

## દિલ્હી અધિવેશન

સૌથી વધુ ધ્યાન ખેંચે તેવી બીના અને સરકારની આંખમાં પણ ધૂળ નાખે તેવું મહાસભાનું અધિવેશન હતું. મહાસભાના અધિવેશન

પર પ્રતિબંધ હોવાથી કાનૂનભંગ કરવાની મહાસભાવાદીઓને એક ઓર તક મળી. તે ભરવાનું નક્કી થયું. મહાસભા અને જનતાને માટે આ અધિવેશન એક અનુપમ લહાવો હતો. પ્રાંતે પ્રાંતથી, ખૂણે ખૂણેથી પ્રતિનિધિ આવી રહયા હતા. પોલીસની તકેદારી, ચાંપતી તપાસ તથા અનેક ગિરફતારી અને અટકાવ છતાં જુદા જુદા વેશ કાઢી, જુદા જુદા સંકેત રચી, મહાસભાના અધિવેશનમાં દીલ્હીના ચાંદની ચોકમાં ૫૦૦ પ્રતિનિધિઓ ભેગા મળ્યા. અને પહેલો ઠરાવ 'પૂર્ણ સ્વાતંત્ર્ય'નો પસાર કર્યો પૂર્ણ સ્વતંત્રતાનો ધ્વજ ફરકયો. સત્યાગ્રહ સંગ્રામને અનુમતિ આપી. મહાત્માજીની નેતાગીરીમાં વફાદારી જાહેર કરી. આ બધા ઠરાવ પસાર થયા ત્યાં તો નોકરશાહીની ગુંડાશાહી પોલીસ આવી અને બધાને વિખેરી નાખ્યા. સરકારના આટલા આટલા પ્રયત્નો છતાં મહાસભાનું આ અધિવેશન ભરાયું અને ખૂબ શાંતિથી બધા ઠરાવો પસાર થયા.

## સરકારની નવી રંજાડનીતિ

હવે ફરી સંગ્રામ તરફ વળીએ. હવે તો સરકારને ગિરફતારીની સંખ્યાને પહોંચી વળવાનું અશકય લાગ્યું, તેથી હવે ચૂંટી ચૂંટીને યોજકો અને કાર્યકરોને જ ઉપાડયા. જેમ જેમ સરકાર પોતાની દમનનીતિ આકરી કરતી જતી તેમ તેમ જનતા પોતાના ભેજામાંથી નવી નવી તરકીબો કાઢતી અને તેને પહોંચી વળવા સરકારને પગે પાણી ઊતરતા. આટઆટલા અત્યાચાર, અનાચાર, અન્યાય અને કૂટનીતિ આદર્યા પછી એમાં સંપૂર્ણપણે કુશળ એવી સરકારે જનતાના આટલા બધા ઉભરાતા ઉત્સાહને અને મહાસભાની પ્રતિષ્ઠા તોડવા માટે નવા નવા ઉપાયો યોજવા માંડયા. સરકારી કાયદાનો અમલ કરવા પોલીસો અને લશ્કરનો ઉપયોગ કરવો: પડયો છતાં પણ મહાસભાનો એકેએક સંદેશ જનતા પૂરેપૂરા ઉત્સાહથી અને આનંદથી પાળતી. એક છેડેથી બીજે છેડે સુધી મહાસભાની જય બોલાતી. એમ જ લાગતું કે આ હિંદમાં અંગ્રેજી

રાજ્ય જેવી કોઈ વસ્તુ નથી. અહીં તો મહાસભાનું શાસન ચાલે છે. મહાસભા અને મહાત્મા જનતાને મોઢે રમતા. સરકારને પણ કદાચ શંકા થઈ હશે કે કોનું રાજ ચાલે છે! એટલે ફળદ્રુપ ભેજાંવાળી અને અત્યાચારમાં નિપુણ એવી સરકારે એક અત્યાચારની નવી તરકીબ શોધી કાઢી. એમાં એણે જોયું કે સત્યાગ્રહીને કેદમાં પૂરો, મારી નાખો, અસહ્ય જુલમો ગુજારો, અપમાન કરો, તો, તેઓ નમતું આપે તેમ નથી; પરંતુ જો તેમની માલમિલકત જપ્ત કરવામાં આવે અને તેની ઉપર હુમલો કરવામાં આવે તો તેઓ દબાઈ જશે. પ્રજાના કુટુંબીઓને હેરાન કરવામાં આવશે તો પણ તેમની પર દબાણ આવશે. આ અન્યાયી સરકારે આ નીતિ આચરવા માંડી. તે પ્રમાણે સમગ્ર ભારતવર્ષમાં જુલમ ચાલી રહ્યો. દંડ કરવામાં આવ્યા. કુટુંબીઓને હેરાન કરવામાં આવ્યા. કેટલાય ગણી રકમો જપ્ત કરવામાં આવી. અને ખરેખર આથી જનતા ત્રાસી ગઈ. જનતા બીજું બધું સહન કરી શકી. અત્યાર સુધીની લડતોમાં જોયું તે પ્રમાણે જનતાએ ઝડપથી પ્રગતિ કરી હતી. આ વખતે આપણે જોયું કે તેણે ઘણા અત્યાચારો અને અન્યાયો સહન કર્યા. હજુ તો ઘણું શીખવાનું બાકી હતું. તેથી જનતા કુટુંબીઓ પર પડતા દુઃખો ન જોઈ શકી. કુટુંબીઓની ચિંતા અને ઘરબારની ચિંતા તેમને માથે રાતદિન ભમ્યા કરતી. હજુ પેલે પાર આપણે પહોંચ્યા ન હતાં. હજુ પંથ કાપવાનો બાકી હતો. અને તેથી આ અત્યાચારી અમલે સરકારની ઇચ્છાને ઘણે અંશે બર આણી.

આ લડતમાં સરકાર તરફથી કરવામાં આવેલા અત્યાચારો અહીં આટલામાં તો કઇ રીતે વર્ણવી શકાય? એને માટે તો મોટા મોટા ગ્રંથો ભરાય, એ અનીતિ તો પશુ પણ ન આચરી શકે. પત્થર પણ આંસુ પાડે, જડને પણ વાચા ફૂટે એવા સખત એ અત્યાચારો હતા. આ ભીષણ ગુંડારાજ ખૂબ જ જોરમાં ચાલી રહ્યું હતું. સરકારે પોતાની તમામ પાશવતાને જાણે નીતારી નાખી હતી.

## ગાંધીજીના અપવાસ

આ ભીષણુ ત્રાસથી જનતા ત્રાસી ઊઠી. દિવસે દિવસે સત્યાગ્રહ સંગ્રામના ભરતીના પૂર ઓસરવા લાગ્યા. એટલામાં જ એક અણુધાર્યો બનાવ બન્યો. યરવડાની જેલમાં બેઠા બેઠા જ ગાંધીજીએ અચાનક જ એક નવો ધડાકો કર્યો. ગોળમેજીમાં ઉચ્ચારેલા શબ્દો તેમણે અહીં કાર્યમાં ઉતાર્યા. “નવા મતદાર મંડળોમાં આપવામાં આવેલું અસ્પૃશ્યોને જુદું મતદાર મંડળ દૂર નહિ થાય તો હું એકલો હોઇશ તો પણુ મરણાન્તે તેનો વિરોધ કરીશ.” આ શબ્દો ગાંધીજીએ આમરણુ ઉપવાસમાં ઉતાર્યા. સેમ્યુઅલ હોરનો આપેલો એ ચુકાદો ગાંધીજીએ ઉપવાસ કરી નકાર્યો અને તેનો વિરોધ કર્યો. આખા દેશના વાતાવરણુમાં ખળભળાટ થઇ રહ્યો. ૨૦ મી સપ્ટેમ્બર અપવાસની શરૂઆતનો દિન હતો. એ પહેલાં તો ભારતવર્ષની જનતા અને બીજા કેટલાય મિત્રો તેમને આ ઉપવાસ ન કરવા વીનવી રહ્યા હતા. ગાંધીજીનો હેતુ ભારતને આપવામાં આવેલા આ નવા મતદાર મંડળનો સંપૂર્ણ વિરોધ કરવાનો હતો. હજુ ભારતને ગાંધીજીની જરૂર હતી. તેથી તેમને કોઇ પણુ ઉપાયે બચાવવાની જરૂર હતી. અને એને માટે ઉપરા ઉપરી તાર છૂટયા. સત્તાધારીઓ પર કાગળોની ધારા વહી રહી. ત્યારે એ સત્તાધીશો કેવળ ઉપહાસની નજરે જોઇ રહ્યા હતા. તેમણે આ નિશ્ચયને ઉદ્ધત જવાબો આપ્યા. ગાંધીજીના ઉપવાસનો પહેલો દિન જનતાએ ઉપવાસ અને પ્રાર્થના કરી પાળ્યો. અને સંધિના બીજા માણુસોએ કરેલા અનેક પ્રયત્નો પછી ઉપવાસ ચાલુ થયા અને તેના પાંચ દિન વહી પણુ ગયા. ત્યારે ગાંધીજીની એ માગણી અનુસાર એ મંડળો દૂર કરવામાં આવ્યા, ત્યારે ગાંધીજીએ ઉપવાસ છોડયા.

દેશમાં હવે અસ્પૃશ્યતાનિવારણુનું મોજું આવ્યું. ગાંધીજીને તેનો પ્રચાર કરવાની જેલમાં છૂટ આપવામાં આવી.

કલકત્તામાં આ દરમ્યાન મહાસભા ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. ૧૯૩૩ ના ૩૧ મી માર્ચે દિલ્હી કરતાં પણ વધુ શાનદાર બેઠક દિલ્હીથી પણ વધુ સખ્તાઇ હોવા છતાં મળી હતી. વરાયલા પ્રમુખ માલવિયાજીને પકડવામાં આવ્યા હતા. બધા કાર્યકરોને પકડવામાં આવ્યા હતા. હજાર જેટલા પ્રતિનિધિઓની ધરપકડ થઇ. છતાંય ૧૧૦૦ પ્રતિનિધિઓ ભેગા મળ્યા. પોલીસે લાઠી ચલાવી. નેલી સેનગુપ્તા પ્રમુખ હતા. સાતે ઠરાવ વાંચી જવામાં આવ્યા. પોલીસના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને પ્રતિનિધિઓએ શાંતિથી પોતાની જગ્યા પર બેસીને તમામ ઠરાવો પસાર કર્યા.

## ગાંધીજીનો છૂટકારો

દેશમાં હવે માણસો અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં વધુ ને વધુ પડતા ગયા એટલે તેમની શુદ્ધિને સારૂ અને કાર્ય સુંદર થાય તે માટે ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ કરવાનું નક્કી કર્યું. સરકારે આથી તેમને વહેલા છોડી મૂકયા.

ગાંધીજી છુટયા પછી મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી. અણેને છ અઠવાડિયા માટે લડતની મોકૂફી રાખવાની સૂચના આપી. તેમાં તેમણે જણાવ્યું કે આપણામાં હવે ગુપ્ત નીતિરીતિઓ પ્રવેશી છે અને તે આપણા પતનને આભારી નીવડશેજ. તેમણે નિવેદન મારફત સરકારને સૂચના આપી "તમારે ઓર્ડિનન્સરાજ ચલાવવું ન હોય તો તે બંધ કરો. અને કેદીઓને છોડી મૂકો." સરકારે કેદીઓને આ રીતે છોડી મૂકવાની અને ઓર્ડિનન્સ ખેંચી લેવાની ના પાડી. ગાંધીજીએ સમાધાનની માગણી કરી ત્યારે સરકારે લડત ચોકકસપણે મૂકી દેવામાં આવે પછીજ સમાધાન થઇ શકે તેમ કહ્યું. મહાસભાવાદીઓએ ગાંધીજી છુટયા છે એ તકનો લાભ લઇ સુલેહ કરવા માટે લડતની મોકૂફીની સમય છ અઠવાડિયા વધુ લંબાવ્યો. અને ગાંધીજીને વાઇસરોય સાથે સમાધાન કરવાની છૂટ આપી. ગાંધીજી મહાસભા તરફથી સમાધાન માટે ગયા ત્યારે

વાઇસરોયે લડત હંમેશને માટે બંધ નથી થઇ એટલે સમાધાનની ના પાડી. ત્યારે ગાંધીજીએ સ્વમાનને માટે લડત ચલાવવાનો નિશ્ચય કર્યો. પ્રજા સામુદાયિક સવિનયભંગ માટે તૈયાર ન લાગવાથી વ્યકિતગત સવિનયભંગ શરૂ કર્યો.

ગાંધીજીએ એની શુભ શરૂઆત કરી. આશ્રમ, ખેતરો, વગેરે બધું હરિજન કાર્યને માટે આપી દીધું. ગાંધીજીને ગિરફતાર કરી એક વર્ષની સજા કરવામાં આવી. બધા પ્રાંતોમાં વ્યકિતગત સવિનયભંગ શરૂ થયો. સરકારે ગિરફતારીઓ કરી—વ્યકિતગત સત્યાગ્રહ હોવાથી મહાસભાની છાવણીઓ વિખેરી નાંખવામાં આવી, સરમુખત્યારી છોડી દેવામાં આવી અને સાચા અર્થમાં વ્યકિતગત સત્યાગ્રહ શરૂ થયો, ગાંધીજીએ હરિજન પ્રવૃત્તિનો પ્રચાર કરવાની સરકાર પાસેથી છૂટ માગી. એ છૂટ તેમને પહેલા મળી હતી તે હવે બંધ કરવામાં આવી હતી. સરકારે ના પાડી. ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા. તેમની તબીયત લથડી. સરકારે તેમને છોડી મૂકયા. પોતાની કેદની સજા સુધી હરિજન પ્રવૃત્તિમાંજ રહેવાનું નકકી કર્યું. અને તેમણે સવિનય ભંગ માટેની સૂચના લેવા આવે તો તે ફરજ સમજીને તે આપવી તેમ સ્વીકાર્યું. પછી તો મહાત્માજીની તબીયત વધુ લથડતી હતી તે હવે બંધ થઇ. અને તેઓ સાજાસમા થઇ ગયા. માતા સ્વરૂપરાણીની તબીયત બગડતી હોવાને લીધે જવાહરલાલને છોડવામાં આવ્યા. બિહારમાં જબરદસ્ત ભૂકંપ થયો. લાખોનું નુકસાન થયું. દેશે તેમાં પોતે પોતાની તરફથી ફાળો ભર્યો. કેટલાય સ્વયંસેવકો ત્યાં પહોંચ્યા. ત્યાં જઈ આવ્યા પછી જવારરલાલને ફરી પકડવામા આવ્યા. સારાયે દેશમાં કિંકર્તવ્યમૂઢતા વ્યાપી ગઈ હતી.

## ધારાસભા પ્રવેશ

તે દૂર કરવા ધારાસભા પ્રવેશનો કાર્યક્રમ સવિનયભંગમાં ભાગ લેતાં હોય તેવાઓને માટે મતદાર મંડળોને કેળવવાનું કામ હાથમાં

લેવાનું સ્વીકારાયું. પાર્લામેંટરી બોર્ડની સ્થાપના થઇ. મહાત્માજીએ સંમતિ આપી. જુલમી કાયદા રદ કરવા અને ગાંધીજીએ ગોળમેજીમાં સૂચવેલા ધોરણે રાષ્ટ્રની માગણીને સ્વીકારવવી એ તેમનું મુખ્ય કાર્ય હતું. ધારાસભા પ્રવેશ માટે નીમાયેલી સમિતિએ મહાત્માજીને મળી તેમાં તેમની સંમતિ માગી. મહાત્માજીએ તેમને સંમતિ આપી.

## સવિનય ભંગ બંધ

સમિતિએ એક નિવેદન બહાર પાડયું તેમાં તેમણે લખ્યું હતું કે તેમને લાગે છે કે આમ જનતાએ સત્યાગ્રહના સંદેશને પૂરેપૂરો ઝીલ્યો નથી. કાંઇ પણ ગુપ્તતા, દાવપેચ, વગેરેને સત્યાગ્રહમાં સ્થાન નથી. તે દૂર કર્યે જ સત્યાગ્રહનું શસ્ત્ર સફળ નીવડે. શુદ્ધ સત્યથી જ સત્યાગ્રહ લડાય. ગાંધીજીએ પોતે તેના પ્રવર્તક તરીકેની પોતાની ભૂલ ગણી અને આ લડતની મોકૂફી આવશ્યક ગણી. અને પોતાના પુરતીજ છુટ રાખી કે તેઓ સત્યાગ્રહ કરી શકશે. હજુ બીજો કોઇપણ પક્ષ બન્ને પક્ષ ઉપર સત્ય વસ્તુની અસર પાડી શકયો નથી. એ એક માત્ર સત્યાગ્રહીજ પાડી શકે તેમ છે એમ ગાંધીજીએ કહ્યું. સત્યાગ્રહનો સંદેશ સાચા અર્થમાં ન પહોંચાડવાથી એની અસરકારકતા ઘટી ગઇ છે તેમ તેમને લાગ્યું એટલે તેમણે આ દરખાસ્ત સત્યાગ્રહ બંધ કરવાની સલાહ મહાસભા સમક્ષ મૂકી. મહાસભાની કાર્યવાહક સમિતિએ તેમની સ્વીકારી અને દેશની પ્રજાની શકિત ખીલવવાનું અને ધારાસભા માટે પણ મહેનત કરવાનું નક્કી કર્યું. ૧૯૩૪ ના ૨૦ મી મે એ સત્યાગ્રહ બંધ થયો.

આ લડતના બાહ્ય પરિણામો જોઇએ તો નિષ્ફળ ગઇ એમ લાગે છે. પણ એ શું નિષ્ફળતા છે? વગર શસ્ત્રે શસ્ત્રધારી સત્તાધારી સામે આવી પ્રતિકાર શકિત બીજી કઇ પ્રજાએ દાખવી છે? એવી નિડરતા ને હિંમત કોણે બતાવી છે? આપણે સત્યાગ્રહ બંધ કરવો પડયો. ઘણાએ અધીરા થઇ મહેણું પણ માર્યું કે સાવ નિષ્ફળતા મળી. આ લડતની આખી વસ્તુ જોતાં એમ લાગ્યા વિના તો નહીંજ રહે

કે પ્રજા વધુ જાગૃત થઈ અને જુલમી સરકારને તેના નગ્ન સ્વરૂપમાં જોઈ શકી. આમ જનતાને ખાત્રી થઇ ગઇ કે આ સરકાર રક્ષણને બહાને આપણું સર્વસ્વ હણી લે છે. કોઈ ઊંઘતા ટોળા પર જેમ એકદમ હુમલો કરવામાં આવે અને ગોળાઓનો વરસાદ વરસાવવામાં આવે તેમ પ્રથમ સરકારે અચાનક સંધિનો ભંગ કર્યો અને દમનનીતિનો કોરડો ફેરવ્યો. લાઠીની જગ્યાએ ગોળીથી કામ લીધું. છતાંયે પ્રજા અખંડ, અડગ રીતે એનો સામનો કરતી ઊભી રહી. એ શું પ્રજાનો પરાજય છે? પ્રજા પોતે જરૂર એક ડગલું સ્વતંત્રતાની આ લડતથી આગળ વધી છે તેમ અમારૂં માનવું છે. સરકારના આ આટલા જુલમની સામે થવાનું જોમ જરૂર એ બતાવે છે કે પ્રજા જાગી હતી.

પ્રજાનું બળ અનેકગણું વધ્યું હતું. આત્મભાન અને શ્રદ્ધા પ્રગટયાં હતાં. સૌથી વધુ તો એની જડતા જતી રહી. સામનો કરતાં, 'ના' કહેતાં શીખી હજુ પણ પ્રજાને તેમાં લડતની સફળતા, પંથ લાંબો છે પણ પહેલાં જેટલો એ દુસાધ્ય નથી લાગતો—કાંટાકાંકરા છે પરંતુ તે પર ચાલતાં હવે જનતાને અચકાવું નથી પડતું—ખેડૂત અને મજુર લડતમાં ખેંચાઇ આવ્યા છે— લડતની સૌથી મોટી સિદ્ધિ તો એ જ છે

The complete overthrow of Imperialism then, is our objective and we must keep this steadfastly in view. There can be no compromise on this issue. Either we win or we lose. And lose we shall not.

Jayprakash.

ઑગસ્ટ ઠરાવ! ૯ મી ઓગસ્ટ! 'ચલે જાવ'ની ઘોષણા! એ બધું તો હજુ આંખ સામે જ તરવરે છે. લાઠીમાર, ગોળીબાર, ટીઅર ગેસ, જેલ, નજરકેદ, હવાઈ મશીનગન અને મીદનાપુર અને ચીમુર જેવા ભયંકર હત્યાકાંડ...અને એની સામે ઊઠતાં પ્રજાજાગૃતિનાં પ્રચંડ વહેણ! અમદાવાદ અને તાતાનગરના મજુરોએ બતાવેલું ખમીર, બિહાર અને યુક્ત પ્રાંતના ખેડુતોનું ગૌરવ, મિદનાપુરમાં સ્વતંત્ર સરકારની સ્થાપના, આ બધું કેમ ભૂલાય!

એ બધું ભૂલવ્યું ભૂલવાય તેમ નથી કેમકે એ ઇતિહાસકાળની આપણે બહુ નજદીક છીએ. હજુ તો ગઇ કાલેજ આ બધું બન્યું હોય એમ આપણને લાગ્યા કરે છે. અને એની કેટલીય વિગતો બહાર આવવી હજુ બાકી છે! છાપાં બોલી નહોતા શકતા એવું કેટલુંય પ્રજા જાણે છે અને તેમાં સત્ય, અસત્ય અને અર્ધસત્યનું ત્રિવિધ મિશ્રણ રહેલું છે.

આ પ્રચંડ તાકાત જન્મી કયાંથી? કઇ પરિસ્થિતિએ પ્રજાને આટલી બળવત્તર બનાવી? જનતાએ લીધેલા માર્ગો આપોઆપ કયાંથી પ્રગટયા? કયો ભૂકંપ, કયો જ્વાલામુખી, આ બધું હચમચાવી ગયો?

૧૯૩૯ ના સપ્ટેમ્બરની ત્રીજીએ આ સામ્રાજ્યવાદી વિશ્વયુધ્ધની શરૂઆત થઈ. એ માનવતાના લાભ માટે લડાવાનું હતું? પરાધીન પ્રજાઓના સ્વાતંત્ર્ય માટે શું લાખો જુવાનોના ખૂન રેડાવાના હતા? 'જો એમજ હોય તો જાહેર કરો,' રાષ્ટ્રીય મહાસભાએ સ્પષ્ટીકરણ માગ્યું, 'આ યુદ્ધ પાછળની મકસદ શું છે?' બ્રિટીશ સરકારની એ

જાહેર કરવાની દાનત ન હતી અને હવે હિંદ અને દુનિયા માત્ર જાહેરાતથી ભોળવાઇ જાય તેમ ન હતું. એના પુરાવા રૂપ અત્યારે અને અબઘડી શું કરવાની તૈયારી છે તે પણ હિંદ જાણવા ઇચ્છતું હતું. હિંદ સામ્રાજ્યવાદી યુદ્ધથી વિરુદ્ધ છે એ વાત દુનિયામાં જાહેર થઇ અને રાષ્ટ્રીય મહાસભાના પ્રધાનમંડળો પાછા ખેંચાયા. પુનામાં ગાંધીજીથી જુદા પડીને પણ રાષ્ટ્રીય મહાસભાએ સરકાર સાથે સહકાર કરવાની તક માગી, પણ એ માગણીને તરછોડવામાં આવી. તે પછી વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો. ૨૫૦૦૦ માનવીઓને જેલમાં પૂરવામાં આવ્યા. પરંતુ સમૂહલડત કેમ રાષ્ટ્રીય મહાસભા નહોતી ઉપાડતી? શા માટે કંટાળો ઉપજાવે એટલી બધી ધીરજથી રાષ્ટ્રીય મહાસભા આગળ વધતી હતી? કારણ એનું મન દ્વિધામાં હતું! આ યુદ્ધમાં ફાળો આપી માનવતાના નવઘડતર માટે કંઇક નવું જોમ પેદા કરવાની એની ઇચ્છા હતી અને સાથે સાથે પોતાની મુક્તિ લડતને વિસારી શકાય તેમ હતું નહિ. એ બંનેનો મેળ હિંદ સ્વતંત્ર થાય તો જ થાય એમ હતો એમ ધીરે ધીરે સ્પષ્ટ થઇ ગયું.

આ દરમ્યાન મિત્રરાજ્યોની સ્થિતિ યુદ્ધમાં વધુ ને વધુ ખતરનાક બનતી ગઇ. જર્મની રશિયા અને આફ્રિકામાં, અને જાપાન બર્મામાં ઝડપથી આગળ વધી રહ્યા હતા. હિંદ પર આક્રમણનો ભય હતો. સરકારને હિંદની જનતાના સહકારની જરૂર લાગી. એટલે રાષ્ટ્રીય મહાસભાના નેતાઓને છોડી મૂક્યા.

## ક્રીપ્સ દરખાસ્તો

તે પછી ક્રીપ્સ–દરખાસ્તો આવી. બ્રિટીશ સરકારે એને 'સ્વાતંત્ર્યની જાહેરાત'નું સોહામણું નામ આપ્યું હતું! ગાંધીજીએ એને ભવિષ્યની કોઇ તારીખે પાકતા ચેકની ઉપમા આપી. વધુ ઉંડાણથી જોતાં તો એ લગભગ ગુલામીનીજ જાહેરાત હતી. વર્તમાનને બાજુએ મૂકી એમાં મોટે ભાગે ભવિષ્યનીજ વાતો હતી. દેશી રાજાઓ રાજ્યની વસ્તીના પ્રમા-

ણમાં પોતાના પ્રતિનિધિઓને રાષ્ટ્રની પ્રજાપ્રતિનિધિસભામાં નીમી શકે એવી એક કલમ એમાં હતી. દેશી રાજ્યોની પ્રજાનો એમાં કોઇ અવાજ ન હતો. આનો અર્થ એટલો જ થાય કે આ પ્રત્યાઘાતી રાજાઓના પ્રતિનિધિઓ રાષ્ટ્રના કલ્યાણની કોઇ વાત માન્ય ન રાખે. રાષ્ટ્રની પ્રજાપ્રતિનિધિસભામાં ભાગ લીધા પછી તેઓને એમાંથી છૂટા થવું હોય તો છૂટા પણ થઇ શકે. એ પ્રતિનિધિસભા બ્રિટન સાથેના ભાવિ સંબંધો નક્કી કરવાની હતી એટલે એ નીતિ ઘડવામાં આ જનાબોનો શું મત હોય તે સમજી શકાય એમ છે. તે ઉપરાંત રાષ્ટ્રમાંથી જુદા પડી બ્રિટન સાથે સંધિ કરવા તેઓ સ્વતંત્ર હતા. આ રીતે બ્રિટને પોતાનું લશ્કર હિંદમાં રાખવાની, એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવવાની અને એમ કરીને પોતાની સત્તા અબાધિતપણે ચાલુ રાખવાની સગવડ જાળવી હતી. તે ઉપરાંત પ્રાંતો રાષ્ટ્રમાંથી છૂટા પડી શકે એ માન્યતાને પણ એમાં કબૂલ કરવામાં આવી. એ યોજના માત્ર રાષ્ટ્રીય મહાસભાએજ નહિ પણ હિંદના બધા રાજકીય પક્ષોએ નામંજૂર કરી. એજ બતાવે છે કે એ યોજના કેટલી પોકળ હતી.

સર સ્ટેફર્ડે તે પછીની વાટાઘાટો રાષ્ટ્રીય મહાસભા સાથેજ ચલાવી. બીજા કોઇ પક્ષની સાથે જરા સરખીય વિચારણા ન કરી એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. ચર્ચિલના કહેવા પ્રમાણે જો રાષ્ટ્રીય મહાસભા માત્ર નાના એવા ભાગનુંજ પ્રતિનિધિત્વ ધરાવતી હોય તો શા માટે એનીજ સાથે સર સ્ટેફર્ડે વાટાઘાટો ચલાવ્યા કરી? આમ છતાં ભવિષ્યની આ બધી વાતો બાજુએ મૂકીને વર્તમાનમાં જો કંઇ થઇ શકે એમ હોય તો તે કરવાને રાષ્ટ્રીય મહાસભા તૈયાર હતી કેમકે તે વખતે આક્રમણકારીઓ છેક હિંદના દરવાજા સુધી આવી પહોંચ્યા હતા. દેશમાં ભય અને ચિંતાનું વાતાવરણ ફેલાયેલું હતું. તે સમયે દેશનું રક્ષણ એ મુખ્ય પ્રશ્ન હતો. ભાવિના પ્રશ્નોની વિચારણા એ સમય પૂરતી બાજુએજ મૂકવામાં આવી હતી. વર્તમાનના પ્રશ્નોની ચર્ચા દરમ્યાન

એક વખત એવું પણ લાગ્યું કે જાણે સમાધાન થઇ ગયું. આવી જાતની વૃત્તિ ફેલાવવામાં સર સ્ટેફર્ડની વાતચીતે ઘણો ભાગ ભજવ્યો હતો. એમણે 'કેબીનેટ' 'મીનીસ્ટર' અને વાઇસરોય તો માત્ર ઇંગ્લેંડના રાજાની જેમ નામના જ રહેશે એવી વાતો કરેલી. એવાં વચનો પણ આપેલાં. એ બધું ચોક્કસ શબ્દોમાં આલેખવાનું કહેવામાં આવ્યું ત્યારે ક્રીપ્સ સાહેબ ફરી ગયા. મધ્યસ્થ કારોબારી વાઇસરોયને નહિ પરંતુ પ્રજાને જવાબદાર રહે અને એના હાથમાં બચાવખાતું સોંપવામાં આવે તો રાષ્ટ્રીય મહાસભા તંત્રમાં ભાગ લેવા તૈયાર હતી. ત્યારે સર સ્ટેફર્ડે એ બચાવખાતામાં સ્ટેશનરી છપાવવાનો, કેન્ટીન ચલાવવાનો વગેરે વાતોનો જ સમાવેશ કર્યો. હિંદીઓને હસવું આવ્યું. 'આવી વાતોમાંજ બ્રિટીશો અમારી પર વિશ્વાસ મૂકવાને તૈયાર છે!' તિરસ્કારથી એક રાષ્ટ્રનેતાએ કહ્યું. મૂળ વાત એટલે કે બચાવખાતાની નીતિ ઘડવામાં કે લશ્કર પર સત્તા રાખવામાં હિંદીઓનો જરાય હાથ નહિ. કારોબારી પ્રજાને નહિ, પરંતુ વાઇસરોયને જવાબદાર રહે. વધુમાં વધુ વિરોધ તરીકે કારોબારી રાજીનામું આપી શકે. રાજીનામું આપી દે તો પછી દરખાસ્તોનો અર્થ શો? પછી વાઇસરોય હિંદીઓમાંથી પૂતળાં ને રમકડાં શોધીને પોતાની કારોબારીમાં ગોઠવી દે એટલે હતું તેમને તેમ થઇ જાય. તે પછી પ્રેસીડન્ટ રૂઝવેલ્ટના અંગત પ્રતિનિધિ કર્નલ લુઇ જહોનસન તખ્તા ઉપર આવે છે. તેમણે એક નવી ડીફેન્સ ફોરમ્યુલા તૈયાર કરી. રાષ્ટ્રીય મહાસભાએ અને સર સ્ટેફર્ડ ક્રીપ્સે એમાં જુદા જુદા ફેરફાર સૂચવ્યા. રાષ્ટ્રીય મહાસભાએ 'યુદ્ધ ચાલે ત્યાંસુધી સેનાધિપતિ રાષ્ટ્રીય–પ્રધાનમંડળના અસાધારણ સભ્ય તરીકે ચાલુ રહેશે' એમ સૂચવેલું ત્યારે સર સ્ટેફર્ડે 'નવું બંધારણ ઘડાય ત્યાંસુધી સેનાધિપતિ (વાઇસરોયની) એકઝીક્યુટીવ કાઉન્સીલના સભ્ય રહેશે.' એમ સૂચવ્યું. તે પછી રાષ્ટ્રપતિ મૌલાના અબુલકલામ આઝાદ અને પંડીત જવાહરલાલ સાથે સર સ્ટેફર્ડની કર્નલ લુઇ જહોનસને મુલાકાત ગોઠવી. એ મુલાકાતમાં આ નવી દરખાસ્ત પર ચર્ચા થવાની હતી.

પરંતુ એ મુલાકાતમાં સર સ્ટેફર્ડે માત્ર એટલુંજ કહ્યું કે **રાષ્ટ્રીય પ્રધાનમંડળ સ્થાપી શકાય તેમ નથી અને પોતે ઘેર જાય છે.** મંત્રણાઓ પૂરી થઈ. એમાંથી શૂન્ય નીપજ્યું. આ નિષ્ફળતાના કેટલાક ખુલાસાઓ અપાયા છે. કેટલાકે એમ કહ્યું છે કે જ્યારે વાટાઘાટો ચાલતી હતી અને સર સ્ટેફર્ડ કેટલાક વચનો આપી રહ્યા હતા ત્યારે એ જેમને નહોતું ગમતું એવા એમના ઉપરી અધિકારીઓએ એમના પર દબાણ લાવી એમને વાર્યા. એમની દલીલમાં તેઓ જે દિવસે મંત્રણા પડી ભાંગી તે દિવસે જ ક્રીપ્સ સાહેબના ઉચ્ચારાયેલા શબ્દો "મારા દુશ્મનોએ મને હરાવ્યો" ટાંકે છે. કેટલાકે એમ પણ કહ્યું છે કે હિંદમાંના બ્રિટિશ સ્થાપિત હિતોએ એમના વચનોથી ગભરાઇ જઇ પાછળથી દોરીસંચાર કરી આ વાટાઘાટોની અટકાયત કરી. એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે એમણે શરૂઆતમાંજ બ્રિટિશ સ્થાપિત હિતોને જણાવી દીધું હતું કે ભવિષ્યના સ્વતંત્ર હિંદમાં તેમને કોઇ ખાસ હક્કો નહિ મળે. એક ખુલાસો એવો પણ છે કે દરેક બ્રિટિશ પ્રજાજનની જેમ ક્રીપ્સ પણ અંતરથી તો સામ્રાજ્યવાદી જ હતા. જે વાતો કરી તે તો માત્ર ભ્રમનું વાદળ ઉત્પન્ન કરવા માટેજ હતી. એ વાતોમાં ફસાઇ જઇ જો રાષ્ટ્રીય મહાસભા એ દરખાસ્તો સ્વીકારી લે તો રાષ્ટ્રની ગુલામી પુનઃ મજબૂત થઈ જાય, પાછળથી એમણે બહાર પાડેલાં નિવેદનો આ ખુલાસાના ટેકા રૂપ બને છે. નિષ્ફળતાનું કારણ ગમે તે હોય પરંતુ એમ લાગે છે કે કદાચ આ રીતે પ્રજા સાથે રમત કરવાની નીતિમાં એમનો પહેલેથી હાથ નહિ હોય પણ તે સાથે એટલું તો ચોક્કસ છે કે પાછળથી તેઓ એ નીતિના પક્ષકાર બની ગયા હતા.

## 'ચલે જાવ'ની ઘોષણા

આ દરખાસ્તો ને વાટાઘાટો પછી દેશમાં હતાશાનું વાતાવરણ ફેલાઇ ગયું. જાણે આપણાથી કશું થઇ શકતું જ નથી એમ જનતાને

લાગવા માંડયું, આનો કંઈક જવાબ આપવો જોઇએ પણ અપાતો નથી. જાણે એક પ્રકારની હતવીર્યતા આવી ગઇ. બ્રિટન પ્રત્યે તિરસ્કારની માત્રા વધી. ગાંધીજીને લાગ્યું કે આ પરિસ્થિતિ ચાલુ રહેવા દઈ શકાય નહિ, કોઇ ઉપાય શોધી જ કાઢવો જોઇએ. એમણે એક નવો જ વિચાર–'Quit India' '**હિંદ છોડી ચાલ્યા જાવ**' રાષ્ટ્ર સમક્ષ મૂકયો. એ વિચાર તેમને કઇ રીતે સ્ફૂર્યો તે વિષે એક અમેરિકન ખબરપત્રી સાથેની વાતચીતમાં ગાંધીજી કહે છે:

"એ સમગ્ર વિચાર મારા હૃદયમાં ઘોળાઈ રહ્યો હતો. બ્રિટીશોને અહીંથી ચાલ્યા જવાનું કહેવાનો વિચાર મને અચાનકજ આવી ગયો. ક્રિપ્સ મિશનના ફજેતાએ ( fiasco ) એ વિચારની મને પ્રેરણા આપી, ક્રિપ્સની નિષ્ફળતાનો જવાબ આપવો જોઇએ એ મારી પ્રથમ લાગણી હતી......ધારો કે હું તેમને જવાનું કહું ! અમારા હૈયામાં જે મહદ્ આશા ભાંગીને ભુક્કો થઈ હતી તેમાંથી જ આ વિચારની ઉત્પત્તિ હતી. ક્રિપ્સ વિષે જવાહરલાલજી અને બીજાઓ પાસેથી સારૂં સાંભળ્યું હતું. છતાં આખું મિશન નિષ્ફળ નીવડયું. કઇ રીતે મારે આ પરિસ્થિતિ સુધારવી? **બ્રિટીશોની હાજરી જ અમારો માર્ગ રૂંધી રહી છે** સોમવારના મૌન દિવસે જ એ વિચાર મારા મનમાં જન્મ્યો."

ક્રિપ્સ દરખાસ્તો નિષ્ફળ ગઈ. ગાંધીજીનો એને લગતો જવાબ પણ મળી ગયો: "હિંદ છોડી ચાલ્યા જાવ."

"તમે તો અહીંથી જાવ જ. અમે અમારું ફોડી લઈશું. તમારાથી અમારું ભલું એવું કશું થવાનું જ નથી. તમે જે કરશો તે રાષ્ટ્રને નુકસાન કરનારૂં જ હશે" એવી સામાન્ય હિંદીની બ્રિટીશો પ્રત્યેની લાગણી હતી. એ લાગણીનો જ ગાંધીજીએ પડઘો પાડયો.

તે પછી ગાંધીજીએ એ અવાજને વેગ આપ્યો. જનતાના માનસનું જ જાણે પ્રતિબિંબ! એકેએક પ્રશ્નનો એક જ ઉકેલ: 'બ્રિટીશો હિંદ છોડી ચાલ્યા જાવ.'

બ્રિટન પ્રત્યેનો દ્વેષ પણ એ જ રીતે મટે એમ છે. એમ ગાંધીજીએ જોયું. જુઓ એમના જ શબ્દો:

"આમ લોકોમાં બ્રિટન પ્રત્યે દ્વેષ છે અને લડાઇન બનાવો સાથે વધતો જાય છે. તેનો હું ઇન્કાર કરતો નથી..... આથી મારી ખાતરી છે કે લડાઇ પૂરી થયા પછી નહિ, પણ તે દર મ્યાનજ અંગ્રેજો અને હિંદીઓએ એકબીજાથી તદ્દન જુદા પડવાન વાતને માની લેવાનો સમય આવી પહોંચ્યો છે. તેમાં અને તેમાંજ બંન્નેની અને જગતનીયે સલામતી રહેલી છે....આ એક તીવ્ર રોગ છે અને એનો ઇલાજ પણ તીવ્ર લેવાવો જોઇએ. આ ઇલાજ મેં દેખાડ્યે છે..........પૂરેપૂરી, તુર્ત અને વ્યવસ્થિત રીતે અંગ્રેજોએ ખરેખ નીકળી જવું." (હરિજનબંધુ પા. ૧૩૨. તા. ૧૦—૫—૪૨)

ગામડાંઓની મુશ્કેલીઓ દૂર કરવાનો પણ એજ ઉપાય એમને સૂઝયો છે. તેઓ કહે છે:

"હજારો ગામડિયાઓને પોતાનાં ઘરબાર છોડી ખસી જવાનુ કહેવામાં આવે છે. કારણ? કારણ કે લશ્કરને એરોડ્રોમ માટે જગ્ય જોઇએ છે. પણ હુ પૂછું છું કે એ બાપડા જાય કયાં? એને મા કોઈ જગ્યા કાઢી રાખી છે? એ લોકોને જૂજજાજ પૈસા અને નામન નોટિસ આપી કહેવામાં આવે છે, 'ભાગો' સ્વતંત્ર દેશોમાં આ વર બને?......એટલે મેં નિર્ધાર કર્યો કે હવે બીજો રસ્તો નથી; સિવા કે એમને કહી દેવું: 'તમે અહીંથી વિદાય થાઓ!'
(હરિજનબંધુ પા. ૧૭૦ તા. ૧૪-૬-૪૨)

"પૂર્વ બંગાળના લોકોનો જળ તેમજ સ્થળ બંને પર નિવાસ એમ કહી શકાય. તેઓ અડધા જમીન પર ને અડધા નદીઓના પાણ પર વસે છે. તેમની પાસે નાના નાના મછવા હોય છે. તેમાં બેસી તેઓ એક ગામથી બીજે ગામ જઇ શકે છે. એ મછવાઓ રખેને જાપાનીએ

વાપરે એ બીકે લોકોને તે સરકારના હાથમાં સોંપી દેવાનો હુકમ કરવામાં આવ્યો છે. બંગાળીને મન પોતાનો મછવો જતો કરવો તે લગભગ જીવ જતો કરવા જેવું હોય છે. તેથી જેઓ તેનો મછવો લઇ જાય છે તેમને તે પોતાના શત્રુ લેખે છે." (હરિજનબંધુ: પા. ૧૪૦ તા. ૧૭–૫–૪૨)

રંગભેદ પણ એજ માર્ગે દૂર થઇ શકે એમ છે એમ એમને લાગ્યું. "હજારો નહિ તોયે સેંકડો લોકો બરમાથી આવતાં ભૂખે અને તરસે મૂઆ અને એ કમનસીબ સ્થિતિમાંય તેમને અકારો ભેદભાવ અનુભવવો પડયો. ગોરાઓનો રસ્તો જુદો અને કાળાઓનો જુદો! ગોરાઓને માટે રહેવાખાવાની વ્યવસ્થા હાજર, કાળાઓ માટે કશું નહિ! આ બધું હિંદીઓના રક્ષણ માટે તો નથીજ; ભગવાન જાણે કે કોના રક્ષણ માટે છે! આથી એક ભલી સવારે હું એ નિખાલસ માગણી કરવાના નિર્ણય પર આવી ગયો કે, ભગવાનને ખાતર, હિંદુસ્તાનને એના નસીબ પર છોડી જાઓ. અમને છૂટાપણાનો દમ લેવા દો." (હરિજનબંધુ પા. ૧૭૧ તા. ૧૪–૬–૪૨)

હિંદીઓની પર લાદેલા એમના હિત વિરૂદ્ધના કરભાર સામે પણ એમનો એજ ઇલાજ છે: "મારા જેવા યુદ્ધમાત્રના વિરોધીની પાસેથી તેઓ અનેક રીતે લડાઇના કર ભરાવે છે. દાખલા તરીકે, હું જેટલા પરબીડિયાં મોકલું છું તે દરેક પર બે પૈસા, દરેક પોસ્ટકાર્ડ પર એક પૈસો અને જેટલા તાર મોકલું છું તે દરેક પર બે આના લડાઇના કર તરીકે ભરું છું. આ તો દુઃખદ ચિત્રની હળવી બાજુ છે. પણ તે અંગ્રેજોની કરામત બતાવે છે. જેને સ્વેચ્છાએ આપેલા ફાળાનું ખોટું નામ આપવામાં આવે છે તે ઉપરાંત હિંદુસ્તાન પાસેથી લડાઇના કામને સારૂ કેટલો પૈસો લેવામાં આવ્યો છે એ વિષેના ચોંકાવનારા આંકડા હું જો અર્થશાસ્ત્રનો અભ્યાસી હોઉં તો રજુ કરી શકું." (હરિજનબંધુ ૧૪૦ ૧૭–૫–૪૨) પ્રત્યેક અંગ્રેજને તે વ્હડીએજ ચાલ્યા જવાની વિનંતિ કરતા પત્રમાં આ વસ્તુ લખાઇ છે.

તે પછી બહુ ગવાયેલી કોમી એકતા વિષે ગાંધીજી લખે છે: "હું એટ-લુંજ કહી શકું કે ત્રીજા પક્ષની દુષ્ટ અસરમાંથી છૂટતાંજ બધા પક્ષોની સામે ખરી પરિસ્થિતિ પ્રત્યક્ષપણે ઉભેલી જણાશે અને તેઓ મેળ કરવા મંડી પડશે. મને પોતાને તો એમ ખાત્રી છે કે અમને છૂટા પાડનારી અંગ્રેજી સત્તા વચ્ચેથી ખસી જતાં જ અમારા ઝઘડા અદ્રશ્ય થઇ જવાનો સેંકડે ૯૦ ટકા સંભવ છે." (હરિજનબંધુ ૧૭૯ ૨૧-૬-૪૨)

અને પછી ચીન અને રશિયાને મદદ પણ એજ રીતે થઇ શકે એમ છે એમ પ્રતિપાદિત કરતાં ગાંધીજી કહે છે: "બ્રિટનને હિંદ છોડી જવાને સમજાવવું અને સ્વતંત્ર હિંદને યુદ્ધ પ્રયાસમાં પોતાનો ફાળો પૂરેપૂરો આપવા દેવો એજ ચીનને અસરકારક રીતે સહાય કરવાનો ઉપાય છે......મેં સૂચવેલો ઉકેલ વીરને છાજે એવો ઉકેલ છે.......બ્રિટન, ચીન અને રશિયાનો હું સાચો મિત્ર છું એટલે મારે એ ઉકેલ દાબી રાખવો જોઇએ નહિ." (હરિજનબંધુ ૧૬૭ ૭-૫-૪૨)

## લડતનો પ્રકાર

આ અવાજને માન આપી બ્રિટન હિંદ છોડી ચાલ્યું જાય એમ માનવું એ તો બહુ કહેવાય! એટલે જનતાને માટે એકજ ઉપાય બાકી રહે છે કે એમ કરવા બ્રિટનને ફરજ પાડવી. પોતાની લડતને જોરદાર અને અસરકારક બનાવવી જોઇએ. એ કેવી હોવી જોઇએ તે વિષે ગાંધી-જીના મનમાં થોડો ઘણો ખ્યાલ હતો.

એક તો એ સામુદાયિક હોવી જોઇએ, અહિંસક હોવી જોઇએ. એમાંથી રચનાત્મક કાર્યકરો પણ અળગા ન રહી શકે. 'જો મહાસભા તેમજ જનતા મને સાથ આપે તો એ કંઇક ભારે બુલંદ વસ્તુ બનશે' એમ એમને લાગતું હતું. એમના લખાણોમાંથી લડતના પ્રકાર વિષે થોડી ઘણી ઝાંખી થતી હતી.

"અહિંસાયુક્ત હડતાળો થઈ શકે અને થયેલી પણ છે. જો આગગાડીઓનો માત્ર બ્રિટીશ સત્તાનો હિંદુસ્તાન પરનો કબજો મજબૂત કરવા માટેજ ઉપયોગ કરવામાં આવે તો તેમને મદદ કરવાની જરૂર ન ગણાય." ( હરિજનબંધુ પા. ૧૭૦ ૧૪–૬–૪૨ )

"કાર્યક્રમમાં સામુદાયિક હિલચાલમાં આવી શકે એવી કોઈ પણ સંપૂર્ણપણે અહિંસક પ્રવૃત્તિનો સમાવેશ થઇ શકે. એટલે બેશક, તમે જણાવી તે વસ્તુઓનો ( મીઠાના કાયદાનો ભંગ, સરકારી નોકરોને નોકરી છોડી દેવાનો અને મજૂરોને કામ છોડવાનો ) એમાં સમાવેશ થઇ જાય છે." ( હરિજનબંધુ પા. ૨૨૧. ૨૬–૭–૪૨ )

કાર્યક્રમની વધુ ઝાંખી એક અમેરિકન ખબરપત્રી સાથેની ગાંધીજીની વાતચીતમાંથી થાય છે. પોતાના પુસ્તકમાં એ ખબરપત્રી એ મુલાકાતનો નીચે પ્રમાણે અહેવાલ આપે છેઃ

> મેં પૂછ્યું "તમે તમારી આવતી સવિનયભંગની લડતને કેવા સ્વરૂપમાં જોઇ રહ્યા છો? એ કેવા પ્રકારની હશે?"
>
> ગાંધીજી એ સમજાવ્યું, "ગામડામાં ખેડુતો કર આપવાનું બંધ કરશે. તેઓ સરકારી પ્રતિબંધ છતાં મીઠું પકવશે. આ આમ તો નાની વાત લાગે છે. મીઠાનો કર સરકારને માત્ર નજીવી જ રકમ આપે છે. પરંતુ કર આપવાની ના પાડવી એ જ વસ્તુ ખેડુતોને હિંમત આપશે અને તેમને થશે કે તેઓ સ્વતંત્ર કાર્ય કરવાને શક્તિમાન છે. એમનું બીજું પગલું જમીન પર કબજો મેળવવાનું હશે."
>
> મેં પૂછ્યું, "હિંસાથી?"
>
> "કદાચ હિંસા થાય, પરંતુ જમીનદારો એમાં સહકાર આપશે."
>
> "તમે તો બહુ આશાવાદી લાગો છો."
>
> "તેઓ નાસી જશે એ જ મોટો સહકાર." ગાંધીજીએ કહ્યું.
>
> "કદાચ તેઓ હિંસક પ્રતિકાર પણ સંગઠિત કરે."

"અંધાધુંધીના પંદર દિવસો કદાચ આવી જાય" ગાંધીજીએ અનુમાન કર્યું, "પરંતુ હું ધારૂં છું કે તે બધું અમે તરતજ કાબુમાં લાવી શકશું"

"ત્યારે તમે એમ માનો છે કે કંઈ પણ બદલો આપ્યા સિવાય જમીન લઇ લેવી જોઇએ ?"

"જરૂર" ગાંધીજી સંમત થયા. "કોઇને માટે પણ જમીનદારોને બદલો આપવાનું આર્થિક રીતે અશક્ય છે."

"એ તો માત્ર ગામડાંની વાત થઇ," મેં કહ્યું. પરંતુ એ કંઇ આખું હિંદુસ્તાન નથી."

"નહિ જ તો" ગાંધીજીએ કહ્યું, "શહેરના મજુરો કારખાનાઓ છોડી દેશે. રેલ્વે ચાલતી બંધ થશે."

"સાર્વત્રિક હડતાળ !" મેં મનમાં વિચાર્યું. પ્રગટ રીતે કહ્યું, "હું જાણું છું કે ભૂતકાળમાં ખેડુતો તરફથી તમને ઘણોસારો સહકાર મળ્યો છે. પરંતુ તમને શહેરના મજુર વર્ગનો એટલો ટેકો નથી."

"ના, એટલો ટેકો નથી. પરંતુ આ વખતે તો મજુરો પણ સહકાર આપશે. હું દેશનું વાતાવરણ જાણું છું. દરેક જણ સ્વાતંત્ર્ય ઝંખે છે. હિંદુ, મુસલમાન, શીખ, મજુર, ખેડુત, ઉદ્યાગપતિઓ, સીવીલ સર્વિસવાળાઓ અને રાજાઓ પણ."

દુર્ભાગ્યે આ અહેવાલ જનતા સમક્ષ તે સમયે ન હતો. આ ઉપરાંત ગાંધીજી સ્વાતંત્ર્યના પ્રશ્ન પર કોઈ જાતની વાટાઘાટ કરવા નહોતા માગતા. એમના જીવનની આ મોટામાં મોટી લડત થવાની હતી. એને ટૂંકી અને ઝડપી બનાવવાની હતી. તેઓ આ વખતે કોઇ પણ પ્રકારનું જોખમ ઉઠાવવા તૈયાર હતા.

## ઓગસ્ટ ઠરાવ

જાપાન હિંદના દરવાજા ખખડાવતું ઊભું હતું. રોમેલ કેરો-પ્રવેશની તૈયારીમાં દેખાતો હતો. ફોન બોક કોકેસસની ધરતી તરફ ધસતો હતો. ધરી રાજ્યો જીતમાં હતા. સામ્રાજયવાદી લડાઈ પૂરજોસમાં હતી.

નિર્દોષોના બલિદાન અપાયે જતા હતા. એ બધું તટસ્થ ભાવે અને પોતાની મુક્તિને બાજુએ રાખી જોવાનું બને એમ નહોતું. વધુ રાહ જોવાય તેમ ન હતું. ત્વરિત પગલાં લેવાવાંજ જોઇએ. હિંદ સ્વતંત્ર થવું જ જોઇએ. પોતાના રક્ષણનો પ્રશ્ન પોતે જ હાથમાં લેવો જોઇએ. પ્રજાનું મન જાપાનને આવકાર આપવા તરફ ઢળતુ હતું. આ ચિન્હ સારૂં ન હતું. ભય હતો, ચિંતા હતી, ઉતાવળ હતી. નિર્ણય લેવાવોજ જોઇએ—મક્કમ અને મજબૂત, ત્વરિત અને તાત્કાળિક.

અને ૧૪મી જુલાઇએ રાષ્ટ્રીય મહાસભાની કારોબારીએ 'હિંદ છોડી ચાલ્યા જાવ'નો ઠરાવ પસાર કર્યો. હિંદમાં આનંદ અને ઉત્સાહની ભરતી ચડી. ઇંગ્લેંડ અને અમેરિકામાં ટીકાઓનાં પૂર ઊમટયાં.

નેતાઓ એને ક્રાંતિ તરીકે વર્ણવતા ગાંધીજીએ એને 'ખુલ્લો બળવો' કહ્યો હતો. ગામડાના ખેડૂતો, શાળા–કોલેજના વિદ્યાર્થીઓ, અને શહેરના મજૂરોને ક્રાંતિનો સંદેશ દેશનેતાઓ આપ્યે જતા હતા. બધાને કટિબદ્ધ થવાનું કહી રહ્યા હતા. ૧૮૫૭ પછી ફરી એવો પ્રસંગ હવે પહેલીજ વાર આવતો હતો. આ આપણું સર્વાંગીય યુદ્ધ હશે એવી વાતો થતી હતી. નિઃશસ્ત્ર હિંદી પ્રજા પોતાનું સ્વાતંત્ર્ય મેળવવા કટિબદ્ધ થઇ હતી. મહાપ્રાણ, મહાકાય, વિરાટ આળસ મરડી ઊઠતો હતો.

૭મી ઓગસ્ટે અખિલ હિંદ મહાસભા સમિતિ મુંબઇમાં મળવાની હતી. સૌની, માત્ર હિંદીઓનીજ નહિ, પણ જગતભરની આંખો મુંબઇ પર મંડાઇ હતી વિરાટકાય હિંદની આ કૂચ કેવા પ્રકારની હશે? કેવો કાર્યક્રમ મુકાશે? ગાંધીજી શું કહેશે? આ પ્રશ્નો હજારો આતુર હૈ પૂછી રહ્યા હતા.

'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે'—ના મંત્રદાતા લોકમાન્ય તિલકની સંવત્સરી ૧ લી ઓગસ્ટે હજારો હિંદીઓએ નવાજ જોમ અને ઉત્સાહથી ઉજવી.

આવા ઉગ્ર પ્રચાર છતાં સરકારે કેમ કોઇને ન પકડયા? પ્રશ્ન છે વિસ્મય ઉપજાવે તેવો. પરંતુ સરકાર શાંત નહોતી બેઠી. એના

ચક્રો ચાલતા હતા. **પ્રત્યાઘાતીઓનો શંભુમેળો રાષ્ટ્રીય મહાસભાની વિરૂદ્ધમાં ખડો કરતી હતી. કમ્યુનીસ્ટોને છોડવા માંડયા હતા-લડતને અટકાવવા અને શરૂ થાય તો તોડી પાડવા, કોમવાદીઓને ભડકાવ્યા હતા-લડતને નિષ્પ્રાણ કરવા. મુડીવાદીઓને કાગળની નોટો છાપી છાપી આપવા માંડી હતી-લલચાવીને લડતથી વિમુખ કરવા.** ૧૪ મી જુલાઇએ રાષ્ટ્રીય મહાસભાનો ઠરાવ પસાર થયો તે પછી ત્રીજાજ દિવસથી પરદેશી સરકારની એની વિરૂધ્ધની ગલીચ હિલચાલ શરૂ થઈ ગઇ હતી. મધ્યસ્થ સરકારના મંત્રી સર ફ્રેડરીક પકલનો પરિપત્ર એની સાક્ષી પૂરે છે.

"અખિલ હિંદ મહાસભા સમિતિ ઓગસ્ટની ૭ મીએ મુંબઇમાં મળે તે પહેલાંના ત્રણ સપ્તાહ આપણી પાસે છે. આ સમય દરમ્યાન રાષ્ટ્રીય મહાસભાના ઠરાવમાં જે ચોકક્સ સૂચનો રહ્યા છે તેની સામે પ્રચાર કરવાનો અને જનમત કેળવવાનો પ્રશ્ન મુખ્ય છે......"

અને એ 'પ્રચાર'ની દલીલો પકલ સાહેબ પૂરી પાડે છે: "સવિનયભંગની લડત મિત્રરાજ્યોના હેતુને નુકસાનકારક છે અને ધરીરાજ્યોને ઉત્તેજનરૂપ છે. જાપાનને એ સીધું આમંત્રણ છે"

ને બીજાં ચોકક્સ સૂચનો આપતાં એ પરિપત્રમાં પકલ સાહેબ કહે છે: "અત્યારની ઘડીએ કોંગ્રેસ પર બહુ સીધા પ્રહાર કરવા નહિ. જેમકે એને અત્યારે 'પાંચમી કતાર' ન કહો, વ્યકિતઓ ઉપર તો જરૂર આક્ષેપ ન લગાડવા......વફાદાર અને ઢીલા માણસોને ખાત્રી આપવી કે સરકાર પાસે મુસ્કેલીઓને પહોંચી વળવાના પૂરતા સાધનો છે અને એનો ઉપયોગ કરવાનો તેનો ઇરાદો છે......ભાષણો, સ્થાનિક છાપાઓ પર પત્રો, ચોપાનીયા, કટાક્ષ ચિત્રો, ભીંતપત્રો અને વાતચીતો એ સ્થાનિક જાહેરાતનાં સંભવિત સાધનો છે. મધ્યમાં ઓલ ઇન્ડીયા રેડીયો સ્ટેશનોને સૂચનાઓ આપવામાં આવશે."

પણ બ્રિટિશોના કૃત્યોથી કંટાળેલી, એમનાં વચનો અને વર્તણૂંક પર શંકાશીલ બની ગયેલી હિંદની પ્રજાને ગોરી ચામડીવાળા સર ફ્રેડરિક પકલ હજાર હજાર પ્રયત્નો છતાં લડતથી વિમુખ ન કરી શક્યા. સ્વાભાવિક રીતે જ હિંદીઓ બ્રિટિશ વિરોધી હતા. તેઓ શા માટે બ્રિટિશવિરોધી છે એ પ્રશ્ન ઉઠવો જ ન જોઈએ–ગુલામ માલિકની વિરુદ્ધ હોયજ.

તે પછી ૭ મી ઓગસ્ટ આવી. લાખો અને કરોડો લોકોની દૃષ્ટિ મુંબઈ પર કેન્દ્રિત થઈ હતી. પ્રેક્ષકોની ઠઠ જામી હતી. દેશને ખૂણે ખૂણેથી અ. હિં. મ. સ. ના સભ્યો આવી ગયા હતા. આજે તેમના જીવનનો ધન્ય દિવસ હતો. તેમના પર જનતાને ક્રાંતિ–પથ પર દોરી જવાની જવાબદારી હતી. તેઓનો નિર્ણય રાષ્ટ્રના ઇતિહાસમાં અપૂર્વ સ્થાન પ્રાપ્ત કરવાનો હતો તે તેઓ જાણતા હતા. ગંભીરતા, જવાબદારી, આનંદ અને ઉત્સાહનો કેવો સુંદર સમન્વય હતો! ખબરપત્રીઓ દુનિયાના ઇતિહાસમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરનાર બનાવના સમાચાર સ્વહસ્તે પહેલવહેલા આલેખી રહ્યા હતા.

એ મહાસમિતિના મંચ પરથી રાષ્ટ્રપતિ આઝાદે, પંડિત જવાહરે, સરદાર પટેલે અને છેવટે રાષ્ટ્રનાયક ગાંધીજીએ ભારતની વેદના અને ભારતનો મક્કમ નિરધાર જાહેર કર્યો. જગતભરની માનવતા સમક્ષ બ્રિટિશ રાજતંત્રને તેના મૂળ સ્વરૂપમાં તેમણે છતું કર્યું. એ પછી ૧૭૦૦ શબ્દોનો ઓગસ્ટ ઠરાવ જેણે ભારતની કલ્પના જગાવી છે, જેણે ભારતની જનતાના અંતરમાં વિપ્લવનો અગ્નિ પ્રગટાવ્યો છે તે ઐતિહાસિક ઠરાવ પસાર થયો. એ ઠરાવના મુદ્દાઓ આ રહ્યાઃ

(૧) તાત્કાળિક સ્વાતંત્ર્યની માગણી.

(ક) ચીન અને રશિયાની બગડતી જતી પરિસ્થિતિ સુધારવા માટે એની અનિવાર્ય જરૂરિયાત.

(ખ) સ્વતંત્ર હિંદજ નાઝીવાદ, ફાસીવાદ અને સામ્રાજ્યવાદ સામેની લડાઈમાં ઉભું રહી શકે અને જરૂર ઉભું રહેશે એવી ખાત્રી.

(ગ) ભવિષ્યના વચનો અત્યારની પરિસ્થિતિને સુધારવા અશકિતમાન છે અને માત્ર સંપૂર્ણ આઝાદીની પ્રભાજ જનતાને ઉત્સાહિત કરી શકે.

(૨) ભારતના સ્વાતંત્ર્યની જાહેરાત સાથે જ બધા અગત્યના પક્ષોની એક સંયુકત અને કામચલાઉ સરકારની સ્થાપના થશે.

(ક) તે મિત્ર રાજ્યોના પક્ષમાં સશસ્ત્ર અને અહિંસક બળોથી લડશે. અને હિંદનું ધરી રાજ્યો સામે રક્ષણ કરશે.

(ખ) તે કિસાનો અને કારખાનાના મજદૂરો—જેઓ સર્વ સત્તાના સાચા અધિકારી છે તેમની સુસ્થિતિ અને પ્રગતિ માટે કાર્ય કરશે.

(ગ) તે નવું બંધારણ ઘડવા માટે પ્રજાપ્રતિનિધિસભા બોલાવવાની યોજના ઘડી કાઢશે.

(ઘ) તેમાં જોડાયેલા એકમોને વધુમાં વધુ સત્તા આપવામાં આવશે.

(૩) બીજા પરાધીન રાષ્ટ્રો પણ સ્વતંત્ર થવા જોઇએ.

(૪) સમગ્ર વિશ્વનું સમવાયતંત્ર રચાવું જોઇએ.

(૫) જો આ પ્રમાણે સ્વાતંત્ર્ય ન આપવામાં આવે તો મોટામાં મોટા પાયા ઉપર અહિંસક સમૂહલડત ગાંધીજીના નેતૃત્વ નીચે શરૂ કરવાની મંજુરી આપે છે જેમાં છેલ્લા ૨૨ વરસોમાં લડાયેલા યુદ્ધોમાંથી પેદા થયેલી અહિંસક શકિતનો પ્રજા ઉપયોગ કરશે. જો સૂચનાઓ પ્રજાને ન પહોંચી શકે એવો સમય આવે તો જનતાએ જે 'સામાન્ય સૂચનાઓ' આપવામાં આવે તેની મર્યાદામાં રહી પોતેજ કાર્ય કરવાનું છે.

(૬) સત્તા મળશે ત્યારે તે રાષ્ટ્રીય મહાસભાની નહિ, પરંતુ સમગ્ર હિંદી પ્રજાની હશે.

ઠરાવ સુંદર હતો: જગતના રાજકારણ પ્રત્યેની એની નીતિ સ્પષ્ટ હતી. ભારતનો પોતાની આઝાદી માટેનો મક્કમ નિરધાર એમાં મુર્ત થતો હતો. આમજનતાની લડતના આ ઠરાવે અપ્રતિમ ઉત્સાહ પ્રેર્યો હતો. સૌના મનમાં એકજ વાત રમતી હતી–સમૂહ લડત–જનતાની લડાઇ! તે છતાં ૧૭૦૦ શબ્દોના ઠરાવમાં લડત અંગેની વાત માત્ર ૩૦૦ શબ્દોજ રોકતી હતી. એ કેવી હશે, અને કેવી હોવી જોઇએ તે વિષેનો કાર્યક્રમ એમાં નહોતો કે નહોતો મહાસમિતિની સભામાં પણ આપવામાં આવ્યો. આઝાદી આમવર્ગને શું આપશે-તે એમાં કહેવામાં આવ્યું નહોતું; માત્ર એકજ વાકય ઠરાવમાં ગોઠવાઈ ગયું હતું કે "કિસાનો અને કારખાનામાં અન્ય સ્થળોએ કામ કરતા મજદૂરો જેઓ સર્વ સત્તાના સાચા અધિકારી છે તેમની સુસ્થિતિ અને પ્રગતિ માટે કામચલાઉ સરકાર કાર્ય કરશે." રાષ્ટ્રનેતાઓના મહાસમિતિના ભાષણોમાં પણ કંઇ કાર્યક્રમ આપવામાં નહોતો આવ્યો. ગાંધીજીએ એટલું કહેલું ખરું કે સૌ પોતાની જાતને સ્વતંત્ર માને અને એક જ મંત્ર ધ્યાનમાં રાખે કે "કરેંગે યા મરેંગે." પરંતુ એમાં ચોકકસ કાર્યક્રમ મૂર્ત નથી થતો. એમના વકતવ્યમાં જેમને એમણે અપીલ કરી હતી તેમને માટે પણ લડત અંગેનો કશો કાર્યક્રમ એમણે નહોતો આપ્યો. સિપાઇઓ રાજીનામુ આપ્યા વગર પ્રજા પર ગોળી છોડવાની ના પાડે. છાપાવાળાઓ પ્રતિબંધોની મર્યાદામાં છાપવાની ના પાડે. સરકારી નોકરો રાજીનામાં ન આપતાં માત્ર કોંગ્રેસ સાથે તેઓ છે એમ જાહેર કરે. વિદ્યાર્થીઓ આઝાદીનું ભણતર ભણે અને રાજાઓ પ્રજાના ટ્રસ્ટી બને એટલું ગાંધીજીએ તાત્કાલિક માગ્યું હતું, તેઓ હજી વાઈસરોય સાથે પત્રવ્યવહાર કરવાના હતા, અને મુલાકાતે પણ જવાના હતા. તેઓ તુરત જ લડત શરૂ નહોતા કરવાના. એત્રણ અઠવાડિયા હજુ રાહ જોવાની હતી.

## સરકારી આક્રમણ

પરંતુ અહીં મહાસમિતિની બેઠક ચાલતી હતી તે વખતે જ નવી દીલ્હીમાં વાઇસરોય પોતાનાં પૂતળાં પ્રધાનમંડળ સાથે બેઠા હતા. અહીં ઠરાવ પસાર થયો કે તરતજ ત્યાં પણ એક ઠરાવ પસાર થયો. એમાં સરકારે તાત્કાલિક પગલાં લેવાનું નક્કી કરી નાખ્યું. એમાં રા. મહાસભાના સમગ્ર હિંદ વતી બોલવાના દાવાને નકાર્યો. રા. મહાસભાની વર્તમાન નીતિને સાથી રાષ્ટ્રો પ્રત્યેના દ્રોહ તરીકે વર્ણવી હિંદના સ્વાતંત્ર્યની કોઇ ભાવિમાં ભેટ આપવાની જાહેરાત કરવામાં આવી અને વર્તમાનમાં કશુંજ થઈ શકે એમ નથી એમ જાહેર કર્યું. રા. મહાસભાના આ આહ્વાનનો જવાબ આપવાની એમની ફરજ છે એમ જાહેર કર્યું અને સરકારે તુરતજ ઝડપી અને આક્રમક પગલાં લીધા.

૮ મી ઓગસ્ટની રાતના ૧૦–૩૦ વાગ્યે અ. હિં. મ. સ. ની બેઠક પૂરી થઇ. બીજે દિવસે જવાહરલાલજીના નેતૃત્વ નીચે સ્વયંસેવકોની કવાયત હતી. તે દિવસે સાંજના જ સરદારના પ્રમુખપણા નીચે શિવાજી પાર્કમાં ગાંધીજીનું ભાષણ હતું. પરંતુ હિંદી સરકારને હવે ભાન નહોતું રહ્યું, અને તેથીંજ ફાસીસ્ટ સરકારની અદાથી એનો જવાબ આપવાની શરૂઆત કરી. ટેલીફોનની ઘંટડીઓ મધરાતથીજ વાગતી બંધ થઇ. બોરીબંદરને સ્ટેશને ભેદી ગાડી મધરાતે જ આવી હાજર થઇ ગઇ. સરકારી યંત્ર ચાલવા માંડયું હતું. હજૂ પરોઢ નહોતું થયું ત્યાં તો તમામ નેતાઓને એક સાથે ગિરફતાર કરી લેવામાં આવ્યા. રાષ્ટ્રનાયક ગાંધીજી, રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ, કારોબારીના તમામ સભ્યો સૌને પરહેજ કરી પ્રજાને એમના નેતૃત્વથી વંચિત કરવામાં આવી. આચાર્ય નરેન્દ્રદેવ, મહેરઅલી અને અશોક મહેતા સહિત કોંગ્રેસ સમાજવાદી પક્ષના કેટલાય સભ્યોને લઇ જવામાં આવ્યા. હિંદના લગભગ બધા આગેવાનો ગિરફતાર! અ. હિં. મ. સ. ના સભ્યોમાંથી ઘણા

ખરાને એમના સ્વસ્થાને પહોંચવા દીધા સિવાય ઉપાડી લેવામાં આવ્યા આ હતું નવમી ઓગસ્ટનું પ્રભાત! જનતા સ્વયંસેવકો સાથે ગોવાલિયા તળાવના મેદાન પર ઉભરાયે જતી હતી, માનવસાગર ઉલટતો હતો ટીયરગેસની તૈયારી સાથે લાઠી અને બંદૂક લઇ લશ્કરી ટુકડીઓ હિંદી સરકારનો પ્રજાને જવાબ આપવા તૈયાર ઊભી હતી. સમય થયો, રાષ્ટ્રધ્વજ ફરક્યો, ધ્વજવંદન થયું અને હુકમો અપાયા. ટીયરગેસ છૂટયો. સેંકડો સ્વયંસેવકો જમીન તરફ મોં રાખી સૂઇ ગયા. હવે લશ્કરે લાઠીથી કામ લેવા માંડયું. વગર નેતાએ જનસરઘસ આગળ વધ્યું. સાર્વત્રિક હડતાળની જનતાએ હાકલ કરી! મીલો ને દુકાનો બંધ થઈ, મોટરો અને ટ્રામબસ અટક્યાં. વાહનવ્યવહાર સદંતર બંધ કરવાનો પ્રજાએ હુકમ આપ્યો. શિવાજી પાર્કમાં મળેલા જનસમુદાયે પોલીસને થકવી નાખી. મુંબઇના સમાચાર હિંદ અને જગતના ખૂણે ખૂણે પહોંચી ગયા.

## પ્રજાનો પ્રતિકાર

૨. મહાસભાએ હિંદના સ્વાતંત્ર્યનો પ્રશ્ન ઉઠાવી સાથીરાજ્યોના યુદ્ધહેતુઓને કસોટીના પથ્થર પર ચડાવ્યા હતા. એ હેતુઓનું નૈતિક બળ ઓસરી ગયું હતું. બ્રિટિશોએ તો હિંદના સ્વાતંત્ર્યની સાધી અને સ્પષ્ટ ના પાડી હતી. બ્રિટિશ સામ્રાજ્યના અમેરિકન મદદગારોએ એ બ્રિટનનો ઘરનો પ્રશ્ન છે એમ જાહેર કર્યું હતું. ૯ મી ઓગસ્ટના લંડનના એક ખબર કહેતા હતા કે સોવિયેટ એલચીખાતું ઓગસ્ટ ઠરાવની રાહ જોતું હતું—જે રાષ્ટ્રિય મહાસભાએ સોવિયેટ એલચીને સ્ટેલીનને પહોંચાડવા માટે મોકલી આપ્યાનું કહેવાતું હતું. સ્ટેલીને હિંદની આઝાદી માટે પ્રયત્નો કર્યા હોય તો તે આપણી જાણમાં નથી. પરંતુ એને ઇશારે નાચતી ને રમતી અહીંની કોમ્યુનીસ્ટ પાર્ટીએ આ લડતને તોડી પાડવામાં જે ભાગ ભજવ્યો છે તે તો સૌ કોઇ જાણે છે. સાથીરાજ્યોમાં માત્ર એક ચીનજ એવું છે કે જેણે હિંદની પ્રજા પ્રત્યે સાચી સહાનુભૂતિ દર્શાવી છે.

ચુંગકીંગનો ૯ મી ઓગસ્ટનો સંદેશો કહેતો હતો કે ચીનના રાજકીય વિભાગના નિયામક શ્રી. ટી. એફ. સીઆંગે હિંદની પરિસ્થિતિ પ્રત્યે ચાઇનીઝ સરકારની નીતિ ઉપર ખાસ બોલતાં એવી સૂચના કરી કે 'હિંદ, બ્રહ્મદેશ, કોરીઆ અને ચીનના ભાવિ વિષેની ખાત્રી આપતું એક પાસિફિક ખતપત્ર મદદકર્તા નીવડશે....ચીનની સરકારને બ્રિટન સાથે મૈત્રીસંબંધ છે અને ચીન એનું સાથીરાજ્ય છે, જ્યારે ચીની પ્રજાને હિંદની પ્રજા સાથે ભાવભરી મૈત્રી છે. આ છેલ્લી ઘડીએ પણ હું આશા રાખું છું કે હિંદની પરિસ્થિતિ સુધારવા કોઇ માર્ગ શોધી કાઢવામાં આવશે. જો એમાં ચીન કંઇ કરી શકે એમ હોય તો તે કરવાને ચીન ખુશી છે." (A Report to Gandhijiમાંથી પાનું ૪) પરંતુ ચીનને સાંભળવાની બ્રિટનને કયાં દરકાર હતી ?

રા. મહાસભાએ જનતાની આ લડતનું નેતૃત્વ લેવાની જાહેરાત કરી હતી અને તે પછી મહાત્મા ગાંધીજીને સેનાપતિપદ આપ્યું હતું. એ પ્રમાણે જાહેરાત થયા પછી એ નેતાઓને પકડવામાં આવે ત્યારે રા. મહાસભાવાદીઓ અને પ્રજાની એ ફરજ થઇ પડે છે કે તેઓ શરૂ થયેલી લડત ચાલુ રાખે. ને રા. મહાસભા પોતે લડત શરૂ કરે તે પહેલાં જો નેતાઓની ધરપકડ કરવામાં આવે તો એ ધરપકડને લડત શરૂ કરવા માટેનું ચિન્હ ગણવું જોઇએ. કોઇ લશ્કરનો સેનાપતિ પકડાઈ જાય એટલે લશ્કરે નિષ્ક્રિય બેસી ન રહેતાં જે લડાઇ સામા પક્ષે સેનાપતિને પકડી લઇ શરૂ કરી છે તેને ચાલુ રાખી પોતાના સેનાપતિને છોડાવી લેવા જોઇએ અને પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવું જોઇએ.

આથી આ ધરપકડથી સરકાર અને પ્રજા વચ્ચે જે લડત શરૂ થઇ તેનું નેતૃત્વ રા. મહાસભાનુંજ છે.

સરકારી આક્રમણ સામે પ્રજાએ જવાબ આપવો રહ્યો. કેવી રીતે આપવો તે રા. મહાસભાએ કહ્યું નહોતું. ગાંધીજી વાઇસરોય સાથેના પત્રવ્યવહારમાં કહે છે કે તેઓ કોઈ સૂચનાઓ પાછળ મૂકી ગયા ન

હતા. તો પછી ઠરાવમાં જે 'સામાન્ય સૂચનાઓ'ની મર્યાદા આંકી હતી તે સામાન્ય સૂચનાઓ ક્યાં હતી? ક્યારે મળવાની હતી? આથી એમ માનવાને કારણ મળે છે કે જો પોતે લડત શરૂ કરે તો કેવો કાર્યક્રમ આપવો અને એને કેમ વિકસાવવો તેની ગાંધીજીએ કદાચ વિચારણા કરી રાખી હશે પરંતુ જો સામો પક્ષ આક્રમણ કરે તો એનો કેવો જવાબ આપવો એની એમણે કશીજ વિચારણા કરી નહોતી અને કરી હોય તો પ્રજા સમક્ષ મૂકી નહોતી. પૂછવાનું મન થાય છે કે સામા પક્ષ તરફથી હલ્લો થશે એવી કલ્પનાજ નહિ કરેલી? એવી કલ્પના ન હોય એમ મનાતું નથી. તો પછી એમ માનેલું કે તેઓ સૌ પકડાઇ જાય તો પણ પ્રજા લડત શરૂ નહિ કરે, માત્ર બેસી જ રહેશે? અને એમ પણ જો ન માન્યું હોય—અને નહિજ માન્યું હોય—તો પછી પ્રજાને કાર્યક્રમથી વંચિત શા માટે રાખી? કે પછી કોઇ પણ જાતના કાર્યક્રમ વગર માત્ર અહિંસાની મર્યાદા બાંધી પ્રજાને લડવા દેવાની હતી?

રાષ્ટ્રનેતાઓની ગિરફતારી પછી જનતાની સ્વયંભૂ લડત શરૂ થઇ. એ લડતનો કાર્યક્રમ, અ. હિં. મ. સ. ના જે સભ્યો ધરપકડમાંથી બચી ગયા હતા તેમણે ગાંધીજીના લખાણો અને ભાષણોના પાયા પર ઘડી કાઢ્યો. એ કાર્યક્રમના ૧૨ મુદ્દાઓ નીચે પ્રમાણે છે:

(૧) સાર્વત્રિક હડતાલ.

(૨) મીઠાના કાયદાનો ભંગ.

(૩) સરકાર સામે નાકરની લડત અને અસહકાર. જમીનદાર જો પ્રજાના પક્ષમાં રહે અને સરકારને કોઇ પણ જાતનો સહકાર ન આપે તો તેના ભાગનો કર તેને આપવો.

(૪) ૧૬ વર્ષની ઉપરના વિદ્યાર્થીઓ વિદ્યાપીઠો છોડી લડાઇનું નેતૃત્વ લે.

(૫) સરકારી નોકરો રાજીનામાં આપે. જો એ ન બને તો પ્રજાને દબાવવાના જે પ્રયત્નો થાય તેમાં સહકાર આપવાની ના પાડે.

(૬) સૈનિકો તેમના રા. મહાસભાવાદી તરીકેના પોતાના અંતરને ખૂંચે તેવા હુકમોનું પાલન ન કરે. આ અનાદરમાંથી ઉપસ્થિત થતા પરિણામોને હસતે મોંએ બરદાસ્ત કરે.

(૭) દેશી રાજ્યોની પ્રજા પરદેશી સરકાર સામેની આ લડતને પોતાની બનાવે અને જો રાજાઓ એ સરકાર સાથે સહકાર સાધે તો એમની સામે પણ લડત ઉપાડે.

(૮) સ્ત્રીઓ આ લડતમાં ભાગ લઇ પ્રજાને પ્રેરણા આપે અને એમ કરી લડતને ટૂંકી અને ઝડપી બનાવે,

(૯) 'કરેંગે યા મરેંગે' ના મંત્રનો બિલ્લો સૌ ધારણ કરે.

(૧૦) દરેક કોમ આમાં ભાગ લે. મુક્તિની લડતમાં કોમન વિભાગ નથી.

(૧૧) મહાત્મા ગાંધીજીની ધરપકડથી હિંદના દરેક નર અને નારી એના વારસદાર બને છે. 'વિજય યા મૃત્યુ' એ ભારતના પ્રત્યેક માનવીનો મંત્ર છે. આપણે જીવીએ તો આઝાદ માનવી તરીકે ને મરીએ તો પણ આઝાદ માનવી તરીકે. જ્યાં સુધી ગાંધીજી જેલમાં છે ત્યાં સુધી આપણે માટે આરામ નથી.

આ આપણી છેલ્લી લડત છે. જો સૌ પોતાની ફરજ બજાવે તો લડત બે મહિનામાં પુરી થાય. દરેક વર્ગને આ યુદ્ધમાં ભાગ લેવાની હાકલ કરવામાં આવે છે. અહિંસક સમૂહલડતમાં જે પ્રવૃત્તિ હોઇ શકે તે તમામ પ્રવૃત્તિઓ માટે આ લડતમાં છૂટ છે. દિવસે દિવસે આપણું આ લડતને વધુ ને વધુ બળવાન બનાવો જેથી એની સામે કોઇ ઉભુ ન રહી શકે અને આપણે આપણા વારસાને પુનઃ પ્રાપ્ત કરીએ ગાંધીજી જે 'કરેગે યા મરેંગે'નો મંત્ર આપી ગયા છે તેને આપણે સૌ વફાદાર રહીએ.

આપણું ધ્યેય પરદેશી રાજ્યતંત્રનો અંત આણવાનું છે. એ ધ્યેયને પ્રાપ્ત કરવામાં જે કંઇ પણ ઉપયોગી હોય તે જો અહિંસાની અનિવાર્ય મર્યાદામાં આવતું હોય તો તેને માટે સંપૂર્ણ છૂટ છે. પ્રાંતપ્રાંતના પ્રજાજનોએ રાજ્યતંત્રને ખોરવી નાખવાના ઉપાયો યોજવાના છે. દરેક જણ પોતાનો આગેવાન અને માર્ગદર્શક છે. જનતાની લડતને ચાલુ રાખવાને માટે પ્રત્યેક પ્રાંતને પૂર્ણ સ્વાતંત્ર્ય છે. માત્ર અહિંસાને વળગી રહેજો અને પછી લડતને માટે કોઇ જાતનો ભય રહેશે નહી. ભયને આ લડતમાં સ્થાન નથી. આપણા મન અને હૃદયમાં એને માટે કોઈજ ખૂણો ખાલી નથી. આપણામાંના પ્રત્યેકને લાગવું જોઇએ કે એ સ્વતંત્ર છે અને એ પ્રમાણે એણે જાહેર કરવું જોઇએ. આ જાહેરાતને પરિણામે જે બલિદાન આપવા પડે તેને હસતે મોંએ બરદાસ્ત કરજો. આપણા નેતાઓએ તેમનું કાર્ય કર્યું છે—જેઓ બહાર છે તે સૌએ પોતાનું કાર્ય કરવાનું છે. લડતને ચલાવવાનો ભાર તેઓની ઉપર છે. તેઓ પોતાનું કાર્ય સુંદર રીતે પાર પાડે.

(૧૨) કાંતવું.

ગાંધીજી આ સૂચનાઓમાં જરા જેટલીય હિંસા જોતા નથી. ('ગાંધીજી સાથેનો પત્રવ્યવહાર' પા. ૬૭). અહિંસાની મર્યાદામાં રહીને કંઇ પણ કરવાની છૂટ હતી એટલે આ કાર્યક્રમને ગાંધીજીનો ટેકો હોય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રજા સમક્ષ એ સત્તાવાર ગાંધીજી તરફથી મૂકવામાં નહોતો આવ્યો એટલું એનું વજન ઓછું હતું. તે છતાં આ કાર્યક્રમ દેશભરમાં ફેલાઇ ગયો. આમાંના ૧૨ મુદ્દાઓ ઉપરાંત બીજી અનેકવિધ પ્રવૃત્તિઓ પ્રજાએ શોધી અને અજમાવી. પ્રજાની પાસે શ્રી. કિશોરલાલ મશરૂવાળાનો અભિપ્રાય હતો. 'અહિંસાની મર્યાદામાં રહી રાજ્યતંત્રને ખોરવી નાખવા માટે કયા ઉપાયો લેવાની છૂટ છે?' આ પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું છે, "હું માત્ર મારો પોતાનો જ મત આપી શકું. મારા અભિપ્રાય અનુસાર ઓફિસ, બેન્ક

અને અનાજભંડાર વગેરેને લૂંટવા કે બાળવાની છૂટ ન હોવી જોઇએ. કોઇ પણ જિંદગીને જોખમમાં મૂકયા સિવાય અહિંસક રીતે વાહનવ્યવહાર અટકાવવા માટે છૂટ છે. હડતાળના સંગઠનની યોજના ઉત્તમ છે અને જો એ પાર પાડવામાં આવે તો એ જ અસર-કારક અને પુરતી થઇ પડશે. એ કોઈ પણ જાતના ડાઘ વગરની અહિંસા થઇ. જો જિંદગીને બચાવવાની પૂરતી સાવચેતી લેવામાં આવે તો આવી જાતની લડતમાં તાર કાપવા, પાટા ઊખેડવા અને નાના પૂલોનો નાશ કરવામાં વાંધો ન લઈ શકાય. જો જાપાની આક્રમણ થયું હોત તો માત્ર અહિંસક બચાવના સિદ્ધાંત ઉપર જ આ ઉપાયો યોજવા પડત તે વિષે કોઇ જાતની શંકા નથી. **અહિંસક ક્રાંતિકારીઓ વરી–આક્રમણકારીઓ અને બ્રિટિશ સત્તાને સમાન કક્ષામાંજ મુકે અને એમની સામે સમાન ઉપાયો યોજે.”** તે ઉપરાંત ગેરકાયદેસર ઠરેલી અ. હિં. મ. સ. ના નામ નીચે નીચેની સૂચનાઓ પ્રાંતિક મહાસભા સમિતિઓ અને બીજી સમિતિઓને મોકલી આપવામાં આવી હતી. એ સમિતિઓને ગ્રામવિભાગ માટે કહેવામાં આવ્યું હતું:

(૧) મુકિતની જાહેરાતની સભાઓ આપણા સાતે સાત લાખ ગામડાંઓમાં ભરવાની યોજના કરો.

(૨) એક ગામડેથી બીજે ગામડે સ્વાતંત્ર્ય અને બંધુત્વની કૂચ લઇ જવાની યોજના કરો.

(૩) રાજ્યસત્તા અને ખાસ કરીને હિંદ સંરક્ષણ ધારાની અવગણના કરો અને પ્રજાની કારોબારીની સ્થાપના, મીઠાનું ઉત્પાદન, સૈન્ય ભરતી અને યુદ્ધ ફાળાની અટકાયત જેવા સીધા પગલાંની યોજના કરો.

(૪) તેહસીલ, થાણા અને છેવટ જીલ્લાની કચેરીઓને અહિંસા મારફત કાર્ય કરતી બંધ કરવાની યોજના કરો.

(૫) લગભગ ચાર અઠવાડીયાઓમાં આ કાર્યક્રમને મૂર્ત કરવા માટે પગલાં લ્યો. આપણે સાવધાન અને સાવચેત રહેવું જોઇએ જેથી પ્રજાના જુસ્સા કરતાં આપણે પાછળ ન રહી જઇએ.

અને શહેરી વિભાગ માટેની સૂચનાઓ આ પ્રમાણે આપે છે:

(૧) પ્રજાના સ્વયંભૂ અને સ્વાભાવિક આંદોલનને ચોક્કસ પ્રકારનું વલણ આપવા માટે એને વ્યવસ્થિત રૂપ આપવું જોઇએ. જ્યાં સુધી ગાંધીજી અને બીજા રાષ્ટ્રનેતાઓ આપણી વચ્ચે ફરી પાછા ન આવે ત્યાં સુધી સાર્વત્રિક હડતાળનો આથી આદેશ આપવામાં આવે છે અને ભારતના પ્રથમ વીસ શહેરમાં એને પૂર્ણ રૂપ આપવાનો પ્રયત્ન કરવો જોઇએ.

(અ) જ્યાં સુધી આઝાદી ન મળે અને ગાંધીજી આપણી વચ્ચે ફરી પાછા ન આવે ત્યાં સુધી વિદ્યાપીઠો અચોક્કસ મુદત સુધી બંધ રહેવી જોઇએ. હડતાળ પર ઊતરેલા વિદ્યાર્થીઓ (૧) શહેરોમાં દેખાવોનું નેતૃત્વ લે (૨) ગામડામાં જઇ આપણા ચાર અઠવાડિયાનો કાર્યક્રમ આગળ ધપાવે.

(બ) જથાબંધ ધંધો કરનારી દુકાનો અને ઓફિસો, બેન્ક અને બીજી ધંધાદારી સંસ્થાઓ બંધ થવી જોઇએ અને એના કારકુન વર્ગ બહાર આવવો જોઇએ. ખોરાક કે એવી બીજી ખાદ્ય પદાર્થો સિવાયની તમામ છુટક દુકાનો બંધ થવી જોઇએ.

(ક) અચોક્કસ મુદત સુધીની સાર્વત્રિક હડતાળના ગાળામાં કાપડ કે એન્જીનીઅરીંગ જેવા ઉત્પાદનના ઉદ્યોગો બંધ કરવાનું કાર્ય પૂર્ણતાએ પહોંચવું જોઇએ. અને મજદૂરોને બહાર આવવા જોઇએ.

(૨) જ્યારે બીજા ક્ષેત્રમાં સાર્વત્રિક હડતાળ પરિપકવ થતી હોય ત્યારે રેલ્વે કે બંદર જેવા વાહનવ્યવહારના ઉદ્યોગો અને રાજ્યસત્તાના પોસ્ટ, ટેલીફોન અને રેડીઓ જેવા વિભાગો અને વિદ્યુત

ઉત્પન્ન કરતા અને તેની વહેંચણી કરતા ઉદ્યોગોમાં કામ કરતા મજદૂરો અને કારકુન વર્ગ સુધી પહોંચવાના પ્રયત્નો થવા જોઇએ. જ્યારે સાર્વત્રિક હડતાળનો પૂર્ણતાએ પહોંચવાનો સમય આવે ત્યારે લગભગ ત્રણ કે ચાર અઠવાડીયા પછી આ મજદુરો અને કારકુન વર્ગને હડતાળનો આદેશ આપવો જોઇએ.

(૩) આજથી ચાર અઠવાડિયા સુધીમાં આપણી ગ્રામ વિભાગની તેમજ શહેરી વિભાગની લડત પરાકાષ્ઠાએ પહોંચે તેની ખાસ સંભાળ રાખવી જોઇએ.

(૪) આપણી જરૂરિયાતો અને પરિસ્થિતિ પ્રમાણે ઓછાવત્તા ભાર સાથે ચોક્કસ સૂચનો આપતી દૈનિક પત્રિકાઓ, સભાઓ અને સરઘસો દ્વારા આપણી વસતિના પ્રત્યેક વર્ગને, ઉત્પાદક ઉદ્યોગોના અને વાહન વ્યવહાર તેમજ રાજ્યની કાર્યસંસ્થાઓના મજદૂરોને લગતી અપીલો કરવી જોઇએ. આંદોલનો દબાવવાના ગમે તેવા પ્રયત્નો છતાં શહેરમાં સેંકડો અને હજારોની સંખ્યામાં હરહંમેશ નાની સભાઓ અને સરઘસો યોજવા જોઇએ અને જયાં જયાં શકય હોય ત્યાં ત્યાં આઝાદીની જાહેરાત કરતી મોટી સભાઓ અને દેખાવોની યોજના કરવી જોઇએ.

ઊપરના કાર્યક્રમો સરકારના પુસ્તકના પરિશિષ્ટમાંથી લેવામાં આવ્યા છે. સરકારના પુસ્તક '૧૯૪૨–૪૩ ના તોફાનોની રા. મહાસભાની જવાબદારીમાં લેખક કહે છે કે આ સમગ્ર આંદોલનમાં સરકારે પ્રથમ પગલું લીધું હોય તો તે માત્ર ધરપકડ કરી ત્યારે જ. તે પહેલાં તો લડત શરૂ થઈ નહોતી એટલે ધરપકડથી જ આંદાલનનો આરંભ થયો. તે સાથે જ સભાઓ અને સરઘસો પ્રજાએ આપમેળે યોજ્યા, ઉપરનો કાર્યક્રમ પ્રાંતપ્રાંતની મહાસભાસમિતિ પાસે પહોંચતા વિગતવાર કાર્યક્રમ તેમણે ઘડી કાઢયો અને જનતાની શક્તિને ચોકકસ પ્રકારનું વલણ આપવા પ્રયત્ન કર્યો. રા. મહાસભા અને તેને લગતી સંસ્થાઓને ગેરકાયદેસર જાહેર કરવામાં આવી હતી. રાષ્ટ્રીય મહાસભાના કાર્યકરોને વીણીવીણીને

પકડી લેવામાં આવ્યા હતા. વર્તમાનપત્રોને પ્રતિબંધોથી બોલતાં બંધ કરવામાં આવ્યા હતા. તે છતાં પ્રજાએ જે પ્રતિકાર કર્યો છે તે ભવ્ય, અપૂર્વ અને અપ્રતિમ છે.

સરકારી પુસ્તક '૧૯૪૨–૪૩ના તોફાનોની રા. મહાસભાની જવાબદારી'ના લેખકના શબ્દોમાંજ પ્રજાનો પ્રતિકાર જોઇએ.

"ઓગસ્ટની ૯મીએ મુંબઈ, અમદાવાદ અને પુનામાં આંદોલન થયું હતું જ્યારે દેશના બીજા ભાગો શાંત હતા. ઓગસ્ટની ૧૦ મીએ દીલ્હી અને યુકતપ્રાંતોના કેટલાંક શહેરોમાં આંદોલન થયું હતું પરંતુ એના ગંભીર પ્રત્યાઘાતોના અહેવાલ બીજે કયાંયથી મળ્યા ન હતા. ઓગસ્ટની ૧૧મી થી જ પરિસ્થિતિ એકદમ ઝડપથી બગડવા લાગી." ઓગસ્ટની ૯ મી અને ૧૦ મી એ તો સમગ્ર રાષ્ટ્રને સરકારે શું પગલાં લીધા તેની ખબર પણ ન હતી. જેમ જેમ જનતાને ખબર પડતી ગઈ અને શું કરવાનું છે એનો ખ્યાલ આવતો ગયો તેમ તેમ જનતાએ સરકારની સામે માથું ઉંચક્યું.

એજ લેખકના શબ્દોમાં લડતને આગળ વધતી જોઇએ. "એક સમયે યુકત–પ્રાંતમાં પૂર્વ ભાગમાં અને છેકછેડાના દક્ષિણ જીલ્લાઓ સિવાયના સમગ્ર બીહારમાં પરિસ્થિતિએ અતિશય ગંભીર સ્વરૂપ લીધું હતું. આ ક્ષેત્રમાં શહેરોમાંથી આજુબાજુના વિભાગોમાં તોફાન તરતજ ફેલાઈ ગયું. હજારો બંડખોરો વાહન વ્યવહારના સાધનો અને સરકારી સંપત્તિના વિનાશના કાર્યમાં મચી પડયા. સરકારી અમલદારો અને પોલીસના જૂજજાજ રક્ષણવાળા એ બધા જીલ્લાઓ કેટલાય દિવસો સુધી બીજા વિભાગોથી જુદા પડી ગયા. સમગ્ર બી. એન. ડબ્લ્યુ. રેલ્વે અને ઈ. આઈ. રેલ્વેના મોટા ભાગને ખોરવી નાખવામાં આવ્યા. ઠીક ઠીક સમય સુધી બંગાળ ઉત્તર હિંદથી જુદું પડી ગયું. ગંતુર જીલ્લામાં અને બેઝવાડાની આજુબાજુમાં રેલ્વેને જે નુકસાન પહોંચાડવામાં આવ્યું હતું તેથી મદ્રાસ સાથેના વ્યવહારમાં ભંગાણ પડયું હતું."

તે પછી તે સમયના ગૃહમંત્રી મેકસવેલે ધારાસભામાં આપેલા આંકડા જોઇએ. "જે નુકસાન કરવામાં આવ્યું છે તેમેં હમણાં વર્ણવ્યા તે પ્રાંતોમાં જ (બિહાર, યુ. પી., બંગાળ અને મદ્રાસ) માત્ર **નથી સમાઇ** જતું અને એ વિભાગમાંથી આવતી અમારી માહિતી હજુ સંપૂર્ણ નથી થઇ. પરંતુ અત્યાર સુધી સમગ્ર હિંદમાંથી જે કંઇ અહેવાલો આવ્યા છે તે ઉપરથી તૈયાર કરેલા આંકડાઓ, જે વિનાશ કરવામાં આવ્યો છે તેનો થોડો ઘણો ખ્યાલ આ સભાને આપશે. ૨૫૦ રેલ્વે સ્ટેશનોને ગંભીર નુકસાન થયું છે અથવા તેનો વિનાશ કરવામાં આવ્યો છે. એમાંના ૧૮૦ તો બિહાર અને યુક્ત પ્રાંતના પૂર્વ વિભાગમાંજ હતા. એ વિભાગો સિવાયની બીજી જગ્યાઓએ પાટા ઉખેડી નાખવાના ૨૪ કિસ્સાઓ નોંધાયા છે. એ ક્ષેત્રમાં કેટલાક રેલ્વે એંજિનોને નુકસાન પહોંચાડવામાં આવ્યું છે. ટપાલ અને તાર વિભાગમાં ગયા અઠવાડિયા સુધીના આંકડા પ્રમાણે સમગ્ર હિંદમાં ૫૫૦ પોસ્ટ ઓફિસ પર હલ્લો કરવામાં આવ્યો હતો. એમાંની ૫૦ને પૂરેપૂરી બાળી મૂકવામાં આવી છે અને ૨૦૦ ઉપરાંતને ગંભીર નુકસાન પહોંચાડયું છે. ૩૫૦૦ ઉપરાંત તાર કાપવાના કિસ્સાઓ નોંધાયા છે અને સંભવતઃ આ આંકડાઓ પૂરા નથી.....૭૦ પોલીસ સ્ટેશનો અને ચોકીઓ અને બીજા ૮૫ સરકારી મકાનો પર હલ્લો કરવામાં આવ્યો હતો અને એમાંનો મોટો ભાગ બાળી અથવા તોડી નાખવામાં આવ્યો છે." પ્રજાએ જે જે સરકારી પ્રતીક દેખાયું તેને તોડી પાડયું અથવા તો પોતાના કબજામાં લીધું. જે સરકારી અફસરો હતા તેમને મુક્તિસંગ્રામના સૈનિક બનવાની વિનવણી કરવામાં આવી અને જેણે એ વિનંતિ માન્ય ન રાખી તેમની સાથે અસહકાર કરવામાં આવ્યો. તેમ છતાં જ્યારે દમનના ચક્રો ચલાવી મુક્તિ–પ્રયત્નોમાં આડખીલી નાખવાનું તેઓએ કાર્ય કર્યું ત્યારે ક્યારેકજ પ્રજાએ સરકારના પાશવી બળના ઉપયોગથી ઉશ્કેરાઇ જઇ એમની ઉપર હાથ ઉગામ્યો. પ્રજાએ જે સ્વાતંત્ર્ય સરકારને પડકાર આપી મેળવ્યું હતું

તે જાળવી રાખવાની એની તીવ્ર ઇચ્છા હતી. એટલે પ્રજાએ પોતપોતાના પ્રાંતને પરદેશી રાજ્યના સશસ્ત્ર સૈનિકોથી બચાવવા માટે એને અલગ કરી નાખવાના પ્રયત્નો કર્યા હતા. અને 'રાષ્ટ્રીય મહાસભાની ૧૯૪૨–૪૩ ના તોફાનોની જવાબદારી' ના લેખક કબૂલે છે તેમ કેટલાય દિવસો સુધી આ વિભાગો પ્રજાના હાથમાં રહ્યા હતા. ધરપકડ અને ખુવારીના ૧૯૪૨ ના અંત સુધીના નીચે પ્રમાણેના સરકારી આંકડા બહાર પડયા છે.

| | |
|---|---|
| ધરપકડ : | ૬૦૨૨૯. |
| નજરકેદીઓ : | ૧૮૦૦૦. |
| પોલીસ કે લશ્કરના ગોળીબારથી માર્યા ગયેલાઓ : | ૯૪૦ |
| પોલીસ કે લશ્કરના ગોળીબારથી ઘાયલ થયેલાઓ : | ૧,૬૩૦ |

ઉપરના આંકડાઓ અતિશય અધૂરા અને ઓછા છે એમ ધારાસભાના સભ્યોના ભાષણો ઉપરથી લાગે છે.

બીજા પણ કેટલાંક આંકડાઓ જોઇ લઇએ :

**૩૦ મી નવેમ્બર સુધીના કેટલાક સરકારી આંકડાઓ :**

| | |
|---|---|
| નાશ અથવા સખત નુકસાન પામેલી પોલીસ ચોકીઓ : | ૧૯૨ |
| ,, ,, ,, ,, પામેલા સરકારી મકાનો : | ૪૯૪ |

**૩૧ મી ડીસેમ્બર સુધીના કેટલાક સરકારી આંકડાઓ :**

| | |
|---|---|
| નાશ અથવા સખત નુકસાન પામેલા રેલ્વે સ્ટેશનો : | ૩૧૮ |
| ,, ,, ,, ,, પામેલી તાર ટપાલ ઓફિસો : | ૩૦૯ |
| રેલ્વેના પાટા પરના સખત નુકસાનના કિસ્સાઓ : | ૧૦૩ |
| ટેલિફોન અને તારના નુકસાનના કિસ્સાઓ : | ૧૧૨૮૫ |

સાર્વત્રિક હડતાળની હાકલ પડી હતી. તેમાં અમદાવાદ અને જમશેદપુરના મજદૂરોની હડતાળ અજોડ હતી. સારાય દેશમાં કારખાનાઓ ઓછાવત્તા દિવસો સુધી બંધ રહ્યા હતા. કોમ્યુનીસ્ટોએ જો પીઠ પાછળ

ઘા ન માર્યો હોત તો મજદૂરોની આ હડતાળોએ પરદેશી તંત્રના પાયા ખોરવી નાખવામાં મોટો ભાગ ભજવ્યો હોત એમ લાગે છે. બીજી પરચુરણ દુકાનો અને ધંધાદારી સંસ્થાઓ ઠીક ઠીક લાંબા સમય સુધી બંધ રહી હતી. નિશાળો અને કોલેજો ઘણા સમય સુધી બંધ હતી.

પ્રજાની આ લડતે અતિશય ઉગ્ર સ્વરૂપ લીધું હતું. તે ઉપરના ઉતારાઓ પરથી દેખાઈ આવે છે. સરકારી કાતરમાંથી કપાઈને આવતા સમાચારો પણ પ્રજાપ્રકૃતિનું અચ્છું દર્શન આપતા હતા. સભા, સરઘસ, હડતાળ, બહિષ્કાર, વાહન વ્યવહારનાં સાધનોનો વિનાશ અને છેવટ સ્વતંત્ર સરકારની સ્થાપના!

## સરકારની સૈનિક હિંસા

સરકારે લીધેલાં પગલાંઓ આપણે હવે જોઈએ. સરકારે જે માર્ગનું અવલંબન લીધું હતું તેનો વિચાર કરતાં પ્રજાની આ લડતની શકિતનો વધુ ખ્યાલ આવશે.

નેતાઓને પકડી લીધા બાદ રાષ્ટ્રીય મહાસભાના સમગ્ર સંગઠનને ગેરકાયદેસર ઠરાવ્યું. જેટલા રા. મહાસભાવાદીઓ હાથમાં આવ્યા તે સૌને જેલમાં પૂરવા માંડયા. સર્વવ્યાપી હિંદ સંરક્ષણ ધારો આ લડતને પહોંચી વળવા માટે અધૂરો પડયો. તે સમયના ગૃહમંત્રી મેકસવેલના શબ્દોમાં "આ ધારા (હિંદ સંરક્ષણ ધારો)ની મદદમાં હડતાળને પહોંચી વળવા અને જે સ્થાનિક સત્તાવાળાઓ આ આંદોલનો આગળ વધારવા પ્રયત્નો કરે તેને અંકૂશમાં રાખવા વધારાની સત્તાઓ આપવામાં આવી. **વધારામાં 'પેનાલટીઝ (એનહેન્સમેન્ટ) ઓર્ડિનન્સ' અને 'સ્પેશીઅલ ક્રીમીનલ કોર્ટ ઓર્ડિનન્સ' જેનો ઉપયોગ મૂળ તો દુશ્મનના આક્રમણમાંથી ઊભી થતી પરિસ્થિતિને પહોંચી વળવા માટે કરવાનો હતો તેને પણ આ આંદોલનને લાગુ પાડવામાં આવ્યા............તેથી ગુન્હાઓનો એકદમ નિકાલ લાવવાનું અને સજાઓ ફરમાવવાનું શકય થયું.** એક

બીજું વધારાનું પગલું, જેનો ઉપયોગ ઘણી પ્રાંતિક સરકારોએ કર્યો છે. 'કલેકટીવ ફાઇન્સ ઓર્ડિનન્સ' જે પ્રાંતિક સરકારોને માટે જે ક્ષેત્રમાં અમુક પ્રકારના ગુન્હાઓ થયા હોય તેને માટે ત્યાંના રહે-વાસીઓ પર સંયુકત જવાબદારી મૂકવાનું શકય બનાવે છે." ધરી રાજયોના આક્રમણના સમયે લેવાના પગલાં બ્રિટીશ ફાસીઝમ સામે માથું ઉપાડતી પ્રજા સામે લેવામાં આવ્યા. જેનો અપરાધ માત્ર બ્રિટીશ ફાસીઝમમાંથી છૂટા થવાની ઇચ્છા બતાવી તે જ હતો. તે પછી છાપાંઓને મોઢે ડૂચા મારવામાં આવ્યા. અને ગૃહમંત્રીના જ શબ્દોમાં "કાયદેસરની સત્તાઓ જે મેં હમણાં વર્ણવી તે ઉપરાંત તમામ તોફાની ક્ષેત્રોમાં પોલીસનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવ્યો હતો. ઘણા પ્રસંગોમાં જ્યારે તેમને ગોળીબાર કરવો પડતો ત્યારે ખુવારી અતિશય ઓછી થતી પરંતુ એનો સરવાળો સારા પ્રમાણમાં મોટો થઇ ગયો છે. છેલ્લા થોડા દિવસોમાં ભેગા કરેલા આંકડા કહે છે કે ૩૪૦ માર્યા ગયા છે અને ૮૫૦ ઘાયલ થયા છે. પરંતુ બિહારના થોડાક ભાગમાંથી પૂરેપૂરી હકીકતો હજુ મળી નથી......ઘણા પોલીસો ઘાયલ થયા છે અને અત્યાર સુધીમાં ૩૧ જણાએ જાન ગુમાવ્યો છે........પોલીસની સાથે સાથે બ્રિટીશ અને હિંદી લશ્કરનો રાજ્યતંત્રની મદદમાં મોટા પાયા ઉપર ઉપયોગ કરવામાં આવ્યો હતો. ઓછામાં ઓછી ૬૦ જગ્યાએ લશ્કરને બોલાવવામાં આવ્યું હતું જ્યારે પુષ્કળ પ્રસંગોમાં તે પડખે ઊભું રહ્યું હતું. પહેરા અને બચાવના કાર્યમાં પણ તેમનો વિશાળ પાયા પર ઉપયોગ કરવામાં આવ્યો હતો. ઘણી જગ્યાએ લશ્કરને પણ ગોળીબાર કરવાની ફરજ પડી હતી અને ખુવારીની સંખ્યાના આંકડાઓ પ્રમાણે ૩૧૮ માર્યા ગયા છે અને ૧૫૩ ઘાયલ થયા છે. લશ્કરની ખુવારીમાં ૧૧ માર્યા ગયા છે અને ૭ ઘાયલ થયા છે...હવાઇ દળનો પણ ઉપયોગ કરવામાં આવ્યો હતો અને તે લશ્કરી વ્યૂહરચના ગોઠવવામાં અને પહેરો ભરવામાં અતિશય કિંમતી થઇ પડયું હતું." (૧૯૪૨ ના સપ્ટેમ્બ-

રની તા. ૧૫ મીથી ૧૮ મી સુધીની ધારાસભામાં ગૃહમંત્રી મેકસવેલે આપેલા ભાષણમાંથી ).

ચર્ચિલે આમની સભામાં અમસ્તું આશ્વાસન નહોતું આપ્યું કે "હું એટલું ઉમેરીશ કે હિંદમાં ઘણું લશ્કર મોકલવામાં આવ્યું છે અને ત્યાં ગોરા સૈનિકોની સંખ્યા બ્રિટનના હિંદ સાથેના આટલા લાંબા સંબંધમાં કદિ ન હતી એટલી અત્યારે છે, જો કે એની વિશાળતા અને વસ્તીના પ્રમાણમાં એ નાની કહેવાય. એટલા માટે સભાને એવી ખાત્રી આપતાં હું અચકાતો નથી કે અત્યારની આ ઘડીએ હિંદની પરિસ્થિતિ આપણે માટે કોઈ પણ જાતનો ભય કે ચિંતા ઉપજાવે તેવી નથી." (૧૯૪૨નાં સપ્ટેમ્બરની ૧૦ મીએ આમસભામાં આપલા ભાષણમાંથી ).

પંડિત કુંઝરુના સવાલ 'હવાઈ મશીનગનનો પ્રજાના ટોળાંઓ ઉપર ઉપયોગ કરવામાં આવ્યો છે? અને આવ્યો હોય તો તે કયાં કયાં?' ના જવાબમાં ડેપ્યુટી કમાન્ડર-ઈન-ચીફ જનરલ સર એલન હાર્ટલીએ કહ્યું, "હા, નીચેની પાંચ જગ્યાએ: પટના જીલ્લામાં ગીરકની બાજુમાં રેલવે પર-લગભગ બિહાર શરિફથી ૧૨ માઈલ દક્ષિણે; ભાગલપુર જિલ્લામાં ભાગલપુરથી સારિભગંજ સુધીની રેલવે લાઈન પર કુરસેલાથી ૧૫ માઈલ દક્ષિણે; નડીઆ જિલ્લામાં કૃષ્ણનગરથી ૧૬ માઈલ દક્ષિણે; મોંઘીર જિલ્લામાં હાજીપુરથી કલિહાર જતી રેલવે લાઈન પર પસરહા અને મહેશ ખૂંટની વચ્ચેના એક રેલવે મથકે અને તાલ્ચારના દેશી રાજ્યમાં તાલ્ચારની બે કે ત્રણ માઈલ દક્ષિણે." અને જ્યારે આ જ વાતનો ઉલ્લેખ લંડનની આમસભામાં કરવામાં આવ્યો ત્યારે કેટલાક સભ્યો આનંદથી તાળીઓ પાડી નાચી ઉઠયા. જર્મન ફેસીઝમ કરતાં બ્રિટીશ ફેસીઝમ ઉતરતું છે એમ હિંદ ન માને તો એનો વાંક કાઢી શકાય એમ ન હતું. હવે કેટલાક ધારાસભ્યોના શબ્દોમાં સરકારનાં પગલાંઓ જોઈએ:

## રાયબહાદુર શ્રી. નારાયણ માહતા :

"ગ્રામવિભાગમાં પોલીસ અને લશ્કરને નિરંકુશ છૂટા મૂકવામાં આવ્યા હતા. મારા જિલ્લાના 'નેશનલ વોરફ્રન્ટ'ના એક નેતા તરીકે

હું મુસાફરી કરતો હતો ત્યારે પોલીસ અને લશ્કરના ત્રાસના, ગુંડાગીરીના, ખાનગી માલિકીની સંપત્તિના વિનાશ અને લૂંટના, સમગ્ર ગામડાંઓ સળગાવી નાખવાના, ધરપકડની ધમકીથી પૈસા કઢાવવાના અને કેટલાક કિસ્સાઓમાં શારિરીક ત્રાસના અહેવાલો મને મળ્યા છે......બિહારના ગવર્નરના મુખ્ય મંત્રીને આ ગામડાંઓમાં જે મેં નજરોનજર જોયું તે જણાવ્યું છે. બજારની પ્રત્યેક દુકાન લૂંટાઇ છે, આખા ને આખા ગામડાંઓ બાળી મૂકવામાં આવ્યા છે, અને એ કાર્ય જનતાના ટોળાંઓએ નહિ પરંતુ લશ્કરી સૈનિકો અને પોલીસોએ કરેલું છે. બિહારના હિંદીઓને એ પાઠ ભણાવવામાં આવ્યો છે કે એક રખડતા કૂતરાને અને એક રખડતા કાળા માનવને ગોળીએ દેવામાં કોઈ જાતનો ફરક નથી." ( India Unreconciled પા. ૩૭૫ ) ૩૬૦

**પંડિત હૃદયનાથ કુંઝરુ :**

"જે ગામડાંની વાત કરું છું તેનું નામ માંઝા છે અને જમીનદારે એની મુલાકાતમાં જે વાત કહી તે આ પ્રમાણે છે; ૨૪ મી ઓગસ્ટે ચાર યુરોપીઅન સૈનિકોએ—હું માનું છું કે એના મનમાં ઓફિસરો હશે—૧૦૦ થી ૧૫૦ હિંદી સૈનિકો સાથે સઇદપુર તેહસીલના માંઝા ગામમાં પ્રવેશ કર્યો. ગામડાંના તમામ પુરુષ વર્ગને ઘરમાંથી બહાર કાઢી રસ્તાની એક બાજુએ ઊભા રહેવાનો તેમણે હુકમ આપ્યો. પછી તેઓ મકાનોમાં ઘૂસ્યા અને સ્ત્રીઓએ પહેરેલા દાગીના આપી દેવાની ફરજ પાડી. રોકડ, ઝવેરાત અને જે કંઇ કિંમતી વસ્તુ હાથમાં આવી તે લૂંટી લીધી અને કેટલાંય મકાનોને આગ લગાડી. પછી જ્યાં બાળકો સાથે ગામડાંનો પુરુષવર્ગ ઊભો હતો ત્યાં તેઓ ગયા. બાળકોને જતા રહેવાનું કહેવામાં આવ્યું. પછી પ્રત્યેક પુરુષની બન્ને બાજુ એક એક સૈનિકે ઊભા રહી સૌને ફટકા માર્યા (I. U. પા. ૩૮૮)

**શ્રી. એન. એમ. જોશી :**

"આમાંનો એક કિસ્સો ખેડા જિલ્લામાં બન્યો હતો. કેટલાંક વિદ્યાર્થીઓ જેને તેઓ 'સત્યાગ્રહ' કહેતા હતા

તે ઉપદેશવા તેઓ ગામડાંઓમાં પરિભ્રમણ કરી રહ્યા હતા. તેઓ એ પરિભ્રમણ પૂરું કરી ખેડા જિલ્લાના એક રેલવે સ્ટેશનેથી ટ્રેન પકડવા જતા હતા. જે ટ્રેન પકડવા તેઓ જઇ રહ્યા હતા એ જ ટ્રેનમાંથી એક પોલીસ ટુકડી, જે આ વિદ્યાર્થીઓને શિકારીની અદાથી શોધી રહી હતી, તે ઉતરી અને એમની તરફ ધસી. વિદ્યાર્થીઓના નેતાએ પોલીસ ટુકડીના ઉપરીને કહ્યું કે તેઓ સત્યાગ્રહી હતા અને જો તેઓ તેમને પકડવા માગતા હોય તો તેઓ પકડાવા તૈયાર છે. પકડાવા સામે તેમનો કોઇનો વિરોધ નહોતો. આ જાતની પોતાની મેળે શાંતિથી પકડાવાની તૈયારી વિદ્યાર્થીઓએ બતાવ્યા છતાં પોલીસે તેમની પર ગોળી ચલાવી. એમાંના ત્રણ મરી ગયા અને ઘણા ઘાયલ થયા. આટલું જ નહિ, પરંતુ ઘાયલ વિદ્યાર્થીઓને પાણીની મદદ અપાતી પણ અટકાવાઇ. ઘાયલ વિદ્યાર્થીઓ તરસથી પીડાતા હતા. ગામડાંની જનતા પાણી આપવા જતાં તેને અટકાવવામાં આવી. દયાભાવથી પ્રેરાઇને રેલવેના સ્ટાફે પાણી આપવા ઇચ્છા બતાવી પરંતુ તેને પણ અટકાવવામાં આવ્યા." (I. U. પા. ૪૬૧).

શ્રી. એન. એમ. જોશી. ના વકતવ્યમાંથી બીજો એક દાખલો જોઇએ. "મીરત જિલ્લામાં બનેલો એક કિસ્સો મારા ધ્યાનમાં છે. મીરતના ગાંધી આશ્રમના વ્યવસ્થાપક ભાનખોરી નામના ગામડામાં ગયા હતા અને લગભગ ૫૦–૬૦ માણસો એની આસપાસ ભેગા મળ્યા હતા. ગામડામાં એક પોલીસ ટુકડી આવી અને તદ્દન શાંત ટોળાંને બેયોનેટ મારવા લાગી. જ્યારે ટોળામાંથી કેટલાંક એની સામે થયા ત્યારે પોલીસે ગોળીબાર કર્યો. ત્રણ ચાર જણ ઢળી પડ્યા. પરંતુ વાત આટલેથી જ પૂરી નથી થતી. પોલીસે જોયું કે ગાંધી આશ્રમના વ્યવસ્થાપક રામસ્વરૂપ શર્મા મરેલાઓમાં કે ઘાયલ થયેલાઓમાં નથી. એક પોલીસ બોલી ઊઠ્યો કે મુખ્ય ગુન્હેગાર છટકી ગયો છે અને તેને ગોળીએ દેવો

જોઇએ. તે પછી એની પર ત્રણ ગોળીઓ છોડવામાં આવી અને છેવટ એને મારી નાખવામાં આવ્યા." ( p. 356 )

**શ્રી. આર. એન. માંડલિક :**

"મુંબઇ પ્રાંતની ધારાસભાના એક પ્રજાપ્રતિનિધિ તરીકે ૧૨ મી ઓગસ્ટ ૧૯૪૨ ના દિવસે પુનામાં મીલીટરીએ અને ૯ મી સપ્ટેમ્બર ૧૯૪૨ ના દિવસે નંદરબારમાં પોલીસે ફાવે તેમ ગોળીબાર કર્યાનો જે આરોપ મૂકવામાં આવ્યો છે તેની તપાસ કરાવવા માટે મેં બંધારણીય રીતે થઇ શકે તે બધા પ્રયત્નો કર્યા છે. પુનામાં બીજાઓની સાથે, ટોળામાં કે રસ્તાની વચ્ચે નહિ પરંતુ તેમના ઘરમાં ગૃહિણીઓને ગોળીએ દેવામાં આવી હતી........ નંદરબારમાં નિશાળના વિદ્યાર્થીઓના શાંત સરઘસ પર કોઈ પણ જાતની ચેતવણી વિના ગોળીબાર કરવાનો પોલીસ પર આરોપ છે. આ ગોળીબારમાં ૮ થી ૧૫ વરસ વચ્ચેના ચાર છોકરાઓ અને એક ૨૦ વર્ષની ઉંમરનો કોલેજીઅન માર્યા ગયા હતા અને ૧૨ જણ ઘાયલ થયા હતા, જેમાં ૮ વર્ષની એક છોકરી પણ હતી." ( I. U. પા ૪૩૩ ).

ચીમૂર અને મિદનાપુરનો ઉલ્લેખ કર્યા સિવાય ચાલે તેમ નથી. મોટાભાગના પુરુષ વર્ગને ચીમૂરમાંથી પકડી લીધા પછી લશ્કરે લૂંટ ચલાવી અને કેર વર્તાવ્યો. લશ્કરે તે પછી સ્ત્રીઓ પર—પછી તે રજસ્વલા હોય કે ગર્ભવતી હોય, કુમળી કન્યા હોય કે બુઢ્ઢી ડોસી હોય—બળાત્કાર કર્યો. સ્ત્રીઓ ભાગતી, નાસતી અને છૂપાતી. બંદૂકની બેયોનેટની અણીથી તેમને થરથરાવીને તેમની છેડતી અને વ્યભિચાર કરીને બ્રિટીશોએ પોતાનું નામ દુનિયામાં આગળ કર્યું છે. એની તપાસ કરવાની વિનીત હિંદની માગણીને જે રીતે તુચ્છકારવામાં આવી તે રીત ફક્ત કોઇક સરકાર જ અખત્યાર કરી શકે એમ છે. જેની પર બળાત્કાર કરવામાં આવ્યો હતો તેમાંની પ્રત્યેક સ્ત્રી કોઇ

પકડાયેલા પુરુષની મા, બહેન, પુત્રી કે પત્ની હતી અથવા તો તેથીય આગળ જઈ પકડાયેલાઓમાંના કોઈના સગાની પત્ની હતી તે માટે–હા, તે માટે જ એમની ફરિયાદો ખોટી હતી એમ સરકારે જાહેર કર્યું હતું.

મિદનાપુરના ગામડાંઓમાં જે જુલ્મ, અત્યાચાર અને કેર વર્તાં છે એની સત્યકથા પૂરેપૂરી તો ભવિષ્યને કોઇ દિવસે સાંભળવા મળશે. જે લૂંટ, આગ, ગોળીબાર, અનીતિ અને અત્યાચાર પોલીસ અને લશ્કરે આચર્યાં છે તેને વર્ણવવા, પૂરતા શબ્દો નથી. પરંતુ સૌથી વધુ તો પ્રકૃતિએ જ્યારે તાંડવ કર્યું ત્યારની બ્રિટીશ સરકારની રીતભાત વિશ્વઇતિહાસમાં અનોખી ભાત પાડે છે. દરિયો ઉલટતો હતો, ગામડાંઓ ધોવાતા હતા, પાણી પાણી થઈ રહ્યું હતું. સ્ત્રીઓ, પુરુષો અને બાળકો ડૂબતા હતા અને તણાતા હતા. ત્યારે મદદ કરવાનું તો દૂર રહ્યું પરંતુ બીજાઓ તરફથી આવતી મદદ પણ સરકારે અટકાવી. કરફ્યુ ઓર્ડર સરકાર ઉઠાવી નહોતી લેતી, જનતાની હોડીઓ પહેલેથી જ ખૂંચવી લેવામાં આવી હતી અને રહી સહી કોઇ હોડીથી રા. મહાસભાના સ્વયંસેવકો જાનને જોખમે જનતાને બચાવવા પ્રયત્નો કરતા હતા ત્યારે તેમની હોડી આંચકી લેવામાં આવી હતી.

સિંધના બાળકોના માથા પરની માત્ર ખાદી ટોપી કે હાથમાં માત્ર પત્રિકાઓ જોઇ તેમને નાગા કરી ચિત્રવિચિત્ર રીતે ફટકા મારી લોહી કાઢવામાં આવ્યું હતું, બિહારના સેક્રેટરીઅટ પર રાષ્ટ્રધ્વજ ફરકાવવા ચડેલા મહમદ યુનુસને ગોળીએ દેવામાં આવ્યો હતો, અમદાવાદના વિનોદ કિનારીવાળાને અને નંદરબારના શિરીષકુમારને ઠાર કરવામાં આવ્યા હતા. એનું કારણ એ નહોતું કે ગાંધી ટોપી, બુલેટીન કે રાષ્ટ્રધ્વજ સરકારી તંત્રના પાયા ઉખેડી નાખવાના હતા; પરંતુ એ શહીદો અણનમ હતા અને એમનામાં પરદેશી રાજ્યની અસહ્યતાનાં દર્શન થતા હતા એજ આ સરકારને ગાંડી બનાવવા પૂરતું હતું.

અહીં જે કહેવાયું છે તે જે બન્યું છે તેમાંનો અતિશય થોડો ભાગ છે. અનીતિ, અત્યાચાર, જુલ્મ અને ત્રાસનો એક પ્રકાર એવો નહિ હોય જે આ પરદેશી સરકારે આચર્યો ન હોય. જે પગલાં સરકારે લીધા હતા તે બતાવે છે કે પ્રજાની લડત કેટલી ઉગ્ર હતી અને એ ઉગ્રતાએ સરકારને કેવી ઉન્માદિત કરી મૂકી હતી! દોઢસો બસો વર્ષથી પદદલિત એવું રાષ્ટ્ર આજે માથું ઊંચું કરી કહે કે 'હવે અમને ચગદી નહિ શકો' તે આ સરકાર કેમ સાંખે? અને હવે કંઇ માત્ર કહેવાની જ વાત નહોતી પરંતુ જે સરકારનો વડો પ્રધાન 'સામ્રાજ્યને ફડચામાં લઈ જવા માટે' વડો પ્રધાન નહોતો થયો તે સરકારના હાથમાંથી સત્તા ખૂંચવી લેવા સુધી જનતા પહોંચે એ સરકાર કેમ ચલાવી લે? અને હવે ચલાવી લેવાની કે ન ચલાવી લેવાની વાત જ ક્યાં હતી,? એક સત્તા સાચવી રાખવા ઇચ્છતું હતું, બીજું સત્તા ખૂંચવી લેવા માગતું હતું. સત્તાધારી સરકાર અને જાગ્રત રાષ્ટ્ર વચ્ચેનું આ યુદ્ધ હતું તેથીજ ઉપર જે લખ્યું છે તે ફરિયાદ રૂપે નથી લખાયું. એની જ આશા જે તંત્ર તૂટતું હતું અને તૂટતું હતું માટે ગાંડુ બની વિફર્યું હતું તેની પાસેથી રાખી શકાય. પરંતુ એટલું જરૂર ઇચ્છીએ કે તેઓ આઝાદી અને પ્રજાતંત્રની વાતો ન કરે અને માનવતાને પોતાના વકતવ્યમાં વચ્ચે ન લાવે અને આપણા કમ્યુનીસ્ટ બિરાદરોને કહે કે, 'હાથે કરીને મૂરખ અને અંધ બનેલા બિરાદરો, આ જનતાનું યુદ્ધ નથી. આ તો અમારી સત્તા મજબૂત બનાવવાનું અને અમારી લૂંટને વણઅટકી ચાલુ રાખવાનું જ અમારું કારસ્તાન છે.'

## તરી આવતાં કેટલાંક તત્ત્વો

હવે આ લડતમાંથી તરી આવતાં કેટલાંક તત્ત્વો તરફ નજર નાખીએ:

પાંચ પાંચ અને દશ દશ હજારનાં ટોળાંઓ સરકારી સ્થાનો પર દરોડાઓ પાડી એનો કબજો લે, વાહનવ્યવહારના સાધનોની અટકાયત કરી સરકારી તંત્રમાં ભંગાણ પાડે, સ્વતંત્ર સરકારની સ્થાપના કરી

એનું તંત્ર ચલાવે અને આ બધું ઓછામાં ઓછી હિંસાથી પાર પાડે એ વસ્તુથી અહિંસક આક્રમણનો નવો પ્રકાર લડતની વ્યૂહરચનામાં ઉમેરાયો છે. તે ઉપરાંત, હિંદભરના મજૂરો હડતાળ પર ઊતરે, એમાં તાતાનગરના ૨૦,૦૦૦ મજૂરો એક સાથે પ્રજાની સરકાર ન સ્થપાય ત્યાં સુધી કામે ન ચડવાનો નિરધાર જાહેર કરે, અમદાવાદના મજૂરો સાડાત્રણ મહિનાના લાંબા ગાળા સુધી કામ પર ન ચડે અને વિદ્યાર્થીઓ વિદ્યાપીઠો છોડી આમજનતામાં ભળી એમની સાથે તંત્ર ગોઠવવાના કામમાં લાગે એ વસ્તુ હિંદના રાજકારણમાં વિદ્યાર્થીઓ અને મજૂરોને એક ચોક્કસ પ્રકારનું સ્થાન આપે છે. ધરપકડના પ્રથમ આક્રમણમાંથી બચેલા આગેવાનો જેલમાં જવાનો સીધો અને સરળ માર્ગ શોધવાને બદલે જનતાની લડતને માર્ગદર્શન આપવા સરકારની નજરથી દૂર રહે, કાર્યકરોને મળે, સૂચનાઓ આપે, સંગઠન કરે અને જેલમાંથી નાસી છૂટી પ્રજાના આ ભવ્ય પ્રતિકારમાં ભાગ લેવા આગેવાનો દોડી આવે એ એક બીજું નવું તત્ત્વ આપણી અહિંસક લડતની વ્યૂહરચનામાં ઉમેરાયું છે.

સરકાર પક્ષે જોઇએ તો એણે હિંદી પોલીસ કે હિંદી લશ્કરી દળ પર વિશ્વાસ મૂકવાનું છોડી દીધું હતું. દરેક ઠેકાણે ગોરો ઓફિસર આવશ્યક થઈ પડયો હતો. ગોરાઓનું પ્રમાણ પહેલાં કરતાં અતિશય વધુ હતું. અને લશ્કરી બળનો વધુમાં વધુ ઉપયોગ કરવામાં જ પોતાના અસ્તિત્વની સંભાવના રહી હતી એમ એને લાગતું હતું. એની બીજી વસ્તુ જનતામાં પરસ્પર વિખવાદ કરાવવાની હતી. આ લડતમાંથી જો કોમી હુલ્લડો જગાવી શકાય કે કોમ કોમ વચ્ચેની પરસ્પરની લાગણીને દુભાવી શકાય તો તે એને માટે લાભકર્તા હતું. 'સામુદાયિક દંડ'ની નીતિને જે રીતે અમલમાં મૂકવામાં આવી હતી તે રીતનો હેતુ એ જ હતો. એક અગ્રગણ્ય ખાકસારને મોંએથી સાંભળ્યું છે કે જો આંદોલનને કોમી સ્વરૂપ આપવામાં ખાકસારો ભાગ લે તો સરકાર તેમની

પરના કેટલાંક પ્રતિબંધો ઉઠાવી લે, એવી જાતની વાત ખાકસાર–નેતાઓ સમક્ષ ધરવામાં આવી હતી. કોમી વિખવાદ જગાવવામાં સરકારને સંપૂર્ણ નિષ્ફળતા મળી. એની પ્રચારનીતિ એ એનું ત્રીજું મહત્વનું અંગ છે. ગાંધીજીને અને રા. મહાસભાને ધરીરાજ્યોપક્ષી ચીતરવા એમણે ખૂબ મથામણ કરી હતી. અહીંથી થતી લશ્કરી ભરતી તે એમાં જોડાતા સૈનિકોની મરજીનું જ પરિણામ છે એમ પણ વારંવાર જાહેર કર્યું હતું. એની કારોબારીનાં પૂતળાં પ્રધાનોને 'ડાહ્યા અને દેશભક્ત' હોવાનું જાહેર પ્રમાણપત્ર આપ્યું હતું. એ તમામ પ્રચાર નિષ્ફળ ગયો તેનું કારણ એ નહોતું કે સરકારની મહેનત ઓછી હતી કે એ પ્રયત્નો કુશળતાથી કરવામાં નહોતા આવ્યા; પરંતુ આ રાષ્ટ્ર તેમજ પરરાષ્ટ્રની પ્રજા એ બધું માનવા જેટલી મૂર્ખ નહોતી રહી તે જ હતું. પ્રમુખ રૂઝવેલ્ટના અંગત પ્રતિનિધિ શ્રી. ફીલીપ્સે તેમને આપેલા અહેવાલમાં હિંદી લશ્કર એ માત્ર ભાડૂતી લશ્કર છે એમ સ્પષ્ટ કહ્યું છે. આ વાતનો ઇનકાર કરવાની સરકાર પાસે આજે કોઈ બારી નથી રહી.

આ લડતથી હિંદના બીજા પક્ષો ઉઘાડા પડી ગયા હતા. મુસ્લીમ-લીગના નેતાએ મુસ્લીમ પ્રજાને આ લડતથી દૂર રહેવાની સલાહ આપી હતી. આ લડત કે જેથી પરદેશી સરકારના પાયા હચમચી ઉઠયા હતા તે મુસ્લીમ પ્રજાના હિતની વિરુદ્ધ છે એમ કહેવામાં એમણે પોતાનું પ્રત્યાઘાતીપણું દેખાડી આપ્યું હતું. ખોટી ધમકી આપતા પોકળ ઠરાવો ઘડતી હિંદુ મહાસભા લડતથી દૂર રહી અને લડવાનો જરા જેટલોય જુસ્સો એનામાં દેખાયો નહિ. તે છતાંય આ લડતે બંન્ને પક્ષોને લડતની ભાષા વાપરતાં કરી દીધાં હતાં. એકે "ભાગલા પાડી" એ શબ્દો ઉમેરી "હિંદ છોડી ચાલ્યા જાવ." નું સૂત્ર ઉચ્ચાર્યું હતું અને બીજા પક્ષે પૂર્ણ સ્વાતંત્ર્યની માગણી કરી સીધા પગલાં લેવાનું જાહેર કર્યું હતું. પણ એમાં માત્ર પોકળતા હતી. આ સંસ્થાઓ પ્રત્યાઘાતી છે તે તો આપણે

જાણતા હતા. પરંતુ સામ્યવાદી પક્ષ. (Communist Party) માટે આપણો બધાનો એવો મત ન હતો. તેમના સંગઠન, શિસ્ત અને લડવાના જુસ્સા વિષે ઘણું સારું સાંભળ્યું હતું. તેઓ અંતિમમાર્ગી અને આમજનતાના હિત માટે લડનારા હતા એમ મનાતું હતું. એમણે વિશ્વયુદ્ધની શરૂઆતમાં જ આમજનતાની સમૂહ લડતની માગણી કરી હતી. એટલે જ્યારે આ પક્ષે જનતાને એની પોતાની લડતમાં પીઠપાછળ ઘા માર્યો ત્યારે પ્રજાને ઘણું જ દુઃખ થયું. આ સામ્રાજ્યવાદી યુદ્ધ એ લોકયુદ્ધ છે અને તેથી આ પરદેશી સરકારને એ લડવામાં મદદ કરવી એ એમનો ધર્મ છે એમ એમણે સ્વીકાર્યું હતું. એમની એ માન્યતા એમને મુબારક હો! એમણે વિશ્વયુદ્ધમાં કેટલી મદદ કરી તે પણ તેઓ જાણે! અને એ મદદથી વિશ્વનું કે તેમનું પણ શું કલ્યાણ થયું તેની પણ તેમને ખબર! પરંતુ ખોટા પ્રચારસૂત્રો ઉપાડી એમણે પ્રજાને આડે રસ્તે દોરવાના પ્રયત્નો કર્યા હતા. મહાસભા અને મુસ્લીમ લીગની એકતાની ખોટી બાંગ જ્યારે સર્વ ક્રાંતિકારી તત્ત્વો એક થઈ લડતા હતા ત્યારે એમણે પુકારી હતી. બરાબર એ જ બહાનું સ્વરાજ્યની માગણી ન સ્વીકારવા માટે સરકાર કાઢતી હતી. શરૂઆતની હડતાળોમાં બહાર આવેલા મજૂરોને પાછા કામ પર ધકેલવામાં આ બિરાદરોએ ઘણો ભાગ ભજવ્યો હતો. કેમકે હડતાળથી 'તેમનો યુદ્ધપ્રયત્ન' અટકતો હતો. હિંદની પ્રજા પોતાની આઝાદી માટે લડતી હતી તેથી સાચું જનતાનું યુદ્ધ તો તે જ હતું. ભૌગોલિક આક્રમણ કે અન્યના શોષણનો એમાં પ્રશ્ન જ ન હતો. 'જનતાના યુદ્ધ'નો અવાજ ઉઠાવનારાઓ જનતાના આ સાચા અને સ્વયંભૂ યુદ્ધના સૈનિક ન બન્યા તેથી જનતાની નજરમાં એમનું મૂલ્ય અતિશય ઘટી ગયું છે.

'૧૯૪૨–૪૩ ના તોફાનોની રા. મહાસભાની જવાબદારી' નામની સરકારી પુસ્તિકાના પરિશિષ્ટોમાં કેટલીક પત્રિકાઓ, કાર્યક્રમ, નિવેદનો વગેરે આપેલું છે. એ પત્રિકાઓના લેખકોના નામ સરકારે આપણને આપ્યા નથી.

પરંતુ તેઓ આ લડતનું માર્ગદર્શન કરવા પ્રયત્નો કરી રહ્યા હતા તેમ સરકાર માને છે અને પત્રિકાઓ વગેરે જોતાં આપણને પણ તેમજ લાગે છે. તે ઉપરાંત, મહાસભા સમાજવાદી પક્ષના સામાન્ય મંત્રી શ્રી. જયપ્રકાશનું એક નિવેદન એમાં મૂકેલું છે. તેઓ કારાગારમાંથી જનતાના આ વિપ્લવમાં ભાગ લેવા નાસી છૂટયા હતા. ગાંધીજીએ હજુ હમણાં જ એમને માટે કહ્યું છે, "એમની અતૂટ હિંમત અને પોતાના વતન પ્રત્યેના પ્રેમને ખાતર પોતાના સર્વસ્વનું જે બલિદાન એમણે આપ્યું છે તેની પ્રત્યે, મારા એમની સાથેના મતભેદો ગમે તેટલા મોટા હોવા છતાં, મને અંધ નથી બનાવતા. મેં આરોપનામા (સરકારી પુસ્તક)ના પરિશિષ્ટમાં આપેલું તેમનું જાહેરનામું વાંચ્યું છે. એમાં પ્રદર્શિત કરેલા કેટલાક વિચારો સાથે હું સંમત નથી થતો; છતાં એમાંથી માત્ર જ્વલંત દેશભક્તિ અને પરદેશી રાજ્યની અસહ્યતાનાં જ મને દર્શન થાય છે. એ એક એવો સદ્‌ગુણ છે કે જેને માટે કોઈ પણ રાષ્ટ્ર ગૌરવ લઈ શકે."

—(મો. ગાંધી સાથેનો પત્રવ્યવહાર: પાનું ૭૧).

આ નિવેદનના વિચારોમાં ગાંધીજીથી શ્રી. જયપ્રકાશ કયાં જુદા પડે છે એ આ પુસ્તકના પરિશિષ્ટમાં આપેલું એમનું નિવેદન જોવાથી સ્પષ્ટ થશે. તેઓ આ લડતનું માર્ગદર્શન અને સંગઠન કરવામાં આગળ પડતો ભાગ ભજવી રહ્યા હતા. એમ ખુદ સરકાર કહે છે ત્યારે એમના વિચારો જાણવાથી લડતને સ્પષ્ટ સ્વરૂપમાં જોવાનું સહેલું થઇ પડશે. તે ઉપરાંત, સરકારે પ્રસિદ્ધ કરેલી પત્રિકાથી લડતના પ્રકાર વિષેના એક અજાણ્યા નેતાના વિચારો અહીં જોઈએ.

"દરેક વ્યકિત, દરેક ટોળું જુદા જુદા હેતુઓ અને જુદા જુદા આદર્શોથી પ્રેરાઇને પોતે જ સ્વયમ્ કાર્ય કરી રહ્યું છે. આમાં લડતની તાકાત તેમજ કમજોરી બંન્ને સાથે રહેલાં છે. ગાંધીજીએ પ્રત્યેક હિંદીને પોતે આઝાદ છે એમ માનવાનું

કહી આ તાકાત જન્માવી છે. એ ભાવના જ એના હૃદયમાં ઘોળાઈ એને જાગ્રત કરે છે. આ સંબોધન સીધું વ્યક્તિને જ છે અને એનો પ્રત્યુત્તર પણ વ્યક્તિ સીધો જ આપે છે. કોઈપણ પક્ષ કે સંગઠનનું માધ્યમ વધારાનું બની જાય છે. આ લડતનાં કાર્યશીલ તત્ત્વો તે વ્યક્તિઓ જ છે, બહારના આદેશો પર કામ કરતાં પ્રજાના સંગઠન નહિ. આ તત્ત્વ લડતને સ્વયંભૂ, મૃત્યુંજયી અને એના પ્રકારમાં ફેરફારને માટે અવકાશવાળી બનાવે છે. આ એક મૂળભૂત અને સર્વ-વ્યાપી ગુણ છે અને તે રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય શકયતાઓમાં અજોડ છે. ગાંધીજીએ ક્રાંતિની નવી જ વ્યૂહરચના આપણને આપી છે. એમાં સામૂહિક કત્લેઆમને સ્થાન નથી અને એમાં ખૂન ઓછામાં ઓછું રેડાય તેવી શકયતા રહેલી છે તેથી એનું નૈતિક મૂલ્ય બીજી કોઈ પણ વ્યૂહરચના કરતાં વધુ છે. એ પ્રજાના સ્વરક્ષણ, આઝાદી અને પોતાનો અવાજ વ્યકત કરવાનું શસ્ત્ર છે. ભૌગોલિક આક્રમણ કે અન્યના શોષણ માટે એનો ઉપયોગ નથી. એ સાધનોમાં કરકસરવાળું છે કેમકે એમાં દુશ્મનની સામે અતિશય કિંમતી શસ્ત્રાસ્ત્રોથી લડવાનું નથી પરંતુ વ્યકિતગત પ્રતિકારથી એના તંત્રને ખોરવી નાખવાનું છે. એ ખૂબ જ વિશાળ પાયા ઉપર સામૂહિક કેળવણી આપવાની રીત છે કેમકે પ્રત્યેક સૈનિક વ્યકિતને એની છૂપી શકિતઓ વિષે એ જાગ્રત કરે છે અને સહસૈનિકો સાથેના પોતાના હિતનું ઐકય એને સમજાવે છે. આથી એમાં અંતર્ગત રહેલી એની સિદ્ધિની અભંગતાની આપણને ખાત્રી મળે છે......સામાન્ય માનવી પર ભાર મૂકીને અને એની શકિતને જાગ્રત કરીને એને ખાત્રી આપે છે કે એને કેન્દ્રમાં રાખીને જ નવા રાજ્યતંત્રનું ઘડતર થવાનું છે. વ્યકિત ઉપર મૂકવામાં આવતો ભાર એ જેમ એની અપૂર્વ ગુણમત્તા છે તેમ એ નિર્બળતાનું ઉદ્ભવ સ્થાન પણ છે અને તેથી એની ખૂબ સંભાળ લેવી જોઇએ. એમાં વ્યકિતને માત્ર પોતાની વિચારશકિત તેમજ પોતાના કાર્યબળના અવ-

લંબન ઉપર મૂકી દેવામાં આવી હોય છે. દબાયેલી પ્રજામાં આ શકિત કેટલી ઓછી હોય છે તે આપણે જાણીએ છીએ. કેટલાક એવા છે કે એ શકિત ઓછી છે તે માટે જ લડતને અનંત સમય સુધી મોકૂફ રાખે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે લડતથી જ આ સાધનબળ વિકસિત થાય છે. મર્યાદિત કરતું આ તત્ત્વ લડતે લેવા જોઇતા માર્ગનું સૂચન કરે છે......

"હવે આયોજન જોઇએ:.........લડતનું આયોજન ત્રિવિધ છે. પ્રત્યેક તબક્કાએ તે પછીના બીજા તબકકાનું વિચારદર્શન આપવું જોઇએ. કાર્યની દિશા ચીંધતા વિશાળ સિદ્ધાંતો સૂચવવા જોઈએ અને મંડળી તેમજ વ્યકિતઓના કાર્યનો, અંદરોઅંદર સંપર્ક સ્થાપીને, બુદ્ધિબળને વહેંચીને, અને એકબીજાનો કાર્યનો છેદ ઉડાવતી પ્રવૃત્તિઓ કે નકામી પુનરાવૃત્તિઓ થતી અટકાવવાના સૂચનો આપીને, સંબંધ જાળવવો જોઇએ." ('૧૯૪૨–૪૩ના તોફાનોની રા. મહાસભાની જવાબદારી'ના ૭ મા પરિશિષ્ટમાંથી ).

લડતના પ્રકાર વિષે એ અજાણ્યા નેતાના શું વિચારો છે તે આપણે ઉપરના ઉતારા પરથી જોઈ શકીએ છીએ. હવે આપણે લડતના ઊતરતા જુવાળનાં કારણો શ્રી જયપ્રકાશના શબ્દોમાં જોઇએ:

"પ્રથમ તો રાષ્ટ્રીય ક્રાંતિકારી બળોનું કોઇ પણ કાર્યસાધક સંગઠન નહોતું કે જે કાર્ય કરે એને છૂટાં થયેલાં પ્રચંડ બળોને અસરકારક નેતૃત્વ નીચે દોરી શકે.........બીજું વિપ્લવનો પ્રથમ તબકકો પૂરો થઈ ગયા પછી જનતાની સમક્ષ બીજો કંઈ પણ વધુ કાર્યક્રમ મૂકવામાં નહોતો આવ્યો."

આ કારણો આપતાં આપતાં શ્રી જયપ્રકાશ ક્રાંતિનો સ્વભાવ અને તેનું સ્વરૂપ આપણી સમક્ષ રજુ કરે છે અને એમણે આપેલાં કારણોમાં એ વસ્તુ બળ પૂરે છે તે તમે એમનું પરિશિષ્ટિમાં આપેલું નિવેદન વાંચતાં જોઇ શકશો.

## અન્ય બનાવો

બીજા કેટલાક બનાવોને હવે અહીં સ્પર્શી લઇએ. ચીમૂરના અપમાનિત સ્ત્રીત્વનો અવાજ પ્રાધ્યાપક ભણુસાળીજીએ અપવાસ કરી હિંદભરમાં રજૂ કર્યો. વાતાવરણ તંગ બની ગયું. વર્તમાનપત્રોને એમના સમાચાર છાપવાની મના કરવામાં આવી. વર્તમાનપત્રોએ સરકારી ખબરો ન છાપવાનું જાહેર કરીને એનો જવાબ આપ્યો. ૧૯૪૩ના પ્રથમ દિન જાન્યુઆરીની પહેલી તારીખે સરકારે નવાજેલાં માન, ચાંદ અને ખિતાબધારીઓની યાદી વગર વર્તમાનપત્રો બહાર પડયાં. અંતે 'ના, ના' કરતા વાઇસરોયની કાઉન્સીલના સભ્ય શ્રી. અણેએ ચીમૂર જવાનું કબૂલ્યું અને આ પ્રકરણ સંકેલાયું.

બ્રિટનના વડા પ્રધાન ચર્ચિલે આંકડાઓના વિચિત્ર સરવાળા અને બાદબાકી કરી રાષ્ટ્રીય મહાસભાને પ્રતિનિધિત્વહીન દેખાડવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો અને કોઇ પણ હિસાબે સત્તા છોડવા બ્રિટન તૈયાર નથી તે પણ એણે જાહેર કર્યું. એની સામે દેશભરના વિનીતોએ, છાપાંઓએ અને સેંકડો સંસ્થાઓએ વિરોધ પુકાર્યો. સિંધના તે સમયના વડા પ્રધાન શ્રી. અલાબક્ષે એના વિરોધ રૂપે પોતાના ખિતાબો પાછા ઠેલ્યા. આથી છેડાઈ જઇને સિંધના ગવર્નરે તેમને વડાપ્રધાનપદેથી દૂર કર્યા. શ્રી. શ્યામપ્રસાદ મુકરજીએ બંગાળના મંત્રીમંડળમાંથી રાજીનામું આપ્યું. એના એમણે બે કારણો આપ્યાં છે: એક તો બ્રિટીશ સરકાર અને હિંદની સરકારે હિંદના ચાલુ રાજકારણ પરત્વે અખત્યાર કરેલી નીતિ અને બીજું બંગાળના ગવર્નર તરફથી પ્રધાનમંડળના કાર્યમાં કરવામાં આવતી નકામી દખલગીરી. તે ઉપરાંત, પોતાની કારોબારીના સભ્યોને વાઇસરોય જ્યારે પૂછવું હોય ત્યારે જ પૂછે અને પૂછયા સિવાય કોઇ પણ પ્રકારની સલાહ આ 'ડાહ્યા અને દેશભકત' પ્રધાનો ન આપે; એ વસ્તુ ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૪૨ ના દિવસે કાઉન્સીલ

ઓફ સ્ટેટમાં પંડિત કુંઝરુએ પૂછેલા પ્રશ્નના જવાબમાં સર મહમદ ઉસમાને જે કહ્યું હતું તે પરથી સ્પષ્ટ થાય છે.

'સ્ટેટસમેન'ના તે સમયનાં તંત્રી શ્રી. આર્થર મૂરે હિંદના રાષ્ટ્રવાદને સંતોષવાની નીતિ અખત્યાર કરવાનું સૂચન કરતાં કેટલાક લેખો લખ્યા હતા. તે પછી થોડે દિવસે 'સ્ટેટસમેન' ના તંત્રીપદે શ્રી. આથર મૂર ન હતા પરંતુ કોઈ બીજા જ હતા. પંજાબના એક આઈ. સી. એસ. અમલદારનો, નજરકેદીઓની બાબતમાં પોતાના વિચાર દર્શાવતો ખાનગી પત્ર સેન્સર થયો. થોડા દિવસ પછી એમણે 'રાજીનામું' આપ્યાનું જાહેર થયું. તે સમયના બિહારના ગવર્નરને હિંદી સરકારે અખત્યાર કરેલી નીતિમાં મતભેદ છે એવી વાતો આવવા લાગી અને તે પછી ગવર્નરની તબિયત 'બગડવા' લાગી. તબિયત સુધારવા તેઓ ઘેર સિધાવ્યા. સરકારની પોતાના માણસોના વિચારની પણ અસહિષ્ણુતા કેટલી વધી ગઈ હતી તે આ ઉપરથી દેખાઈ આવે છે.

મહાત્માજીના ૨૧ દિવસના અપવાસે હિંદ અને જગતનું ધ્યાન હિંદની મડાગાંઠ તરફ દોર્યું. સરકાર જરા પણ નમતું જોખવા તૈયાર ન હતી તે ત્યારે સ્પષ્ટ થયું. દેશભરમાં પ્રાર્થનાઓ થઇ. મહાત્માજી જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતા હતા. મહાત્માજી બચવા જ જોઇએ, એ હજારોના દિલની વાત સરકારની કાર્યનીતિ પર કોઇ પ્રકારની અસર ન પાડી શકી. ઊલટું, સરકારે આ તકનો લાભ લઇ મહાત્માજી અને રા. મહાસભા સામે એક આરોપનામું બહાર પાડયું. ગાંધીજીએ કહ્યું છે કે તે સમયે જ એ બહાર પાડવામાં તેઓ (ગાંધીજી) એ ઉપવાસમાં મૃત્યુ પામશે એ જાતનું સરકારનું અનુમાન કારણભૂત હતું. એ પરિસ્થિતિ ઊભી થાય તો સરકારની પાસે ચંદનનાં લાકડાં પણ પૂરતાં હતાં. પણ સરકારના દુર્ભાગ્યે એ અનુમાન ખોટું પડયું અને એ પરિસ્થિતિ આવી જ નહિ. વાઇસરોયની કારોબારીના ત્રણ સભ્યોએ રાજીનામા આપ્યાં. પરિસ્થિતિ વચ્ચે વચ્ચે અતિશય બગડી ગઇ હતી તે છતાં

સરકાર એક ડગલું પણ ન ખસી. છેવટે, મહાત્માજીના અપવાસ પૂરા થયા અને પ્રજાએ શાંતિનો શ્વાસ લીધો.

માનવકૃત દુષ્કાળે બંગાળમાં કેર વર્તાવ્યો. દર અઠવાડિયે ૫૦૦ થી ૨૦૦૦ માણસો માત્ર કલકત્તામાં ભૂખમરાથી મરવા લાગ્યા. સારાયે બંગાળમાં એ આંકડો અઠવાડિયાના ૫૦,૦૦૦ સુધી પહોંચ્યો. બંગાળ મૂળ તો ખાધવાળો પ્રાંત છે. બર્મા જતાં ચોખાની આયાત ત્યાંથી બંધ થઈ. તે છતાં બંગાળમાંથી અનાજની નિકાસ કરવામાં આવી. આ મુશ્કેલીઓમાં ખેડૂતો પાસેથી હોડીઓ અને ગાડીઓ વગેરે ખૂંચવી લઈને વધારો કરવામાં આવ્યો. સંઘરાખોરોએ પણ અનાજ સંઘર્યું હતું. સરકાર પાસે પણ અનાજનો ઘણો જથ્થો સંઘરેલો પડયો હતો. બંગાળની જનતા મૃત્યુના મોંમા જઈ રહી હતી, એમાં હિન્દુ અને મુસ્લીમ હતાં, એમાં ખેડૂત અને મજૂર હતાં. એમનામાં કોઈ ભેદભાવ ન હતો. સૌ અકિંચન અને અસહાય હતાં. એમને મરતાં અટકાવવા સંઘરાખોરો અને સરકારનું સંઘરેલું અનાજ છૂટું ન થયું.

વાઈસરોયની કાઉન્સીલના સભ્ય સર અઝીઝુલ હકે કહ્યું છે, "ભૂલો અને ખોટી ગણત્રીઓ થઇ છે, પરંતુ તે જાણી જોઇને નથી કરવામાં આવી." એ જાણી જોઇને કરવામાં આવી હોય કે અજાણતાં થઈ હોય તેથી બંગાળની મરતી જનતાની પરિસ્થિતિમાં કશો જ ફરક નથી પડતો. શ્રી. શ્યામપ્રસાદ મુકરજીએ બંગાળની ધારાસભામાં તાત્કાલિક અનાજ મંગાવવાની માગણી કરી ત્યારે કોઈ યુરોપિયન સભ્યે કહ્યું, "શા માટે તમારા ભાઈબંધ ટોજો પાસે નથી જતા?" "એવા જ જવાબની આશા યુરોપીયન ગ્રુપ તરફથી રાખી શકાય." એમ શ્રી. શ્યામપ્રસાદ મુકરજીએ તરત જ કહ્યું. ટોજો તો આપણો ભાઈબંધ નથી પરંતુ આપણા માબાપ હોવાનો દાવો છેલ્લા દોઢસો–બસો વરસથી જેઓ કરતાં આવ્યા છે તેમનુંજ ફરજંદ આ ભૂખમરો છે, એ વસ્તુ સ્પષ્ટ કરવાની હવે જરૂર છે?

હિંદમાંથી લોર્ડ લીન્લીથગો લાંબા સમયના કારભાર પછી વિદાય લે છે અને સર સેનાપતિ વાવેલ વાઇસરોયનો ઝભ્ભો પહેરી પ્રવેશ કરે છે.

બીજી ત્રણ વસ્તુનો પણ અહીં નિર્દેશ કરી લઇએ. શ્રી. ઝીણાએ જાહેરમાં કહ્યું હતું કે કારાગારમાંથી પણ ગાંધીજીને તેમના (શ્રી ઝીણા) ઉપર પત્ર લખતાં અને એ પત્રને તેમને પહોંચતો અટકાવવાની કોની મગદૂર છે? અને ગાંધીજીએ જ્યારે પત્ર લખ્યો અને સરકારે તે અટકાવ્યો ત્યારે શ્રી ઝીણા સાહેબ એ જોઈ જ રહ્યા. એ પત્ર અટ-કાવ્યો સરકારે પરંતુ એનો દોષ તો શ્રી. ઝીણાએ ગાંધીજી પર જ ઢોળ્યો. બીજું, લડતના એક માર્ગદર્શક શ્રી. જયપ્રકાશ પુનઃ પકડાઇ ગયા હતા. અને ત્રીજું પ્રેસીડન્ટ રૂઝવેલ્ટના અંગત પ્રતિનિધિ શ્રી. ફીલીપ્સને ગાંધીજીની મુલાકાત લેવા દેવાની ના પાડવામાં આવી હતી.

## ગાંધીજીની મુક્તિ અને તે પછી

મહાત્મા ગાંધીજીને માંદગીને કારણે ૬ ઠ્ઠી મે ૧૯૪૪ ના દિવસે મુક્ત કરવામાં આવ્યા. બહાર આવ્યા પછી એમની તબિયત ધીરેધીરે સુધરતી ગઈ. એમણે મેની ૨૦ મીએ શ્રી. જયકર પર લખેલા પત્રમાં ઓગસ્ટ ઠરાવ એમનો જીવનશ્વાસ છે એમ જાહેર કર્યું. એમનો સરકાર સાથેનો લાંબો પત્રવ્યવહાર બહાર પડ્યો. એમાં ગાંધીજીએ સરકારી આરોપનામાનો જવાબ આપતાં પોતે અને રા. મહાસભા ધરીરાજ્યો-પક્ષી નથી એમ પુરવાર કર્યું. એમણે અહિંસા વિષે પોતાની મક્કમતા પુનઃ જાહેર કરી. પોતાની ઓગસ્ટ સુધીની કાર્યનીતિને સાચી અને ન્યાયી ઠરાવી અને તેમાં પુનઃ વિશ્વાસ જાહેર કર્યો. એમાં ગાંધીજીએ આ આંદોલનની કાર્યનીતિ સાથે કેટલાક મતભેદો હોવાનું કહ્યું; પરંતુ એની પર કંઇ પણ ટીકા કરવાની ના પાડી. આથી એમ લાગ્યું કે ગાંધીજી પહેલાં જેટલાં જ મક્કમ છે. દેશભરમાં આનંદનું નવું મોજું ફેલાઇ ગયું. નવા વાઇસરોયે સત્તાવાર રીતે જાહેર કર્યું કે ગાંધીજી

અને રા. મહાસભા ધરીરાજ્યોપક્ષી નથી. પરંતુ રાજકીય મડાગાંઠ ઉકેલવાનું એકે સૂચન વાઇસરોય તરફથી થયું ન હતું. મડાગાંઠ ચાલુ જ હતી અને લડત પણ તેથી અટકી નહોતી. માત્ર આ એનો નવો તબક્કો હતો. ત્યાં ગાંધીજી તરફથી એક એવી જાહેરાત કરવામાં આવી કે તેઓ કારાવાસી થયા ત્યારથી એમનું સેનાપતિપદ ચાલ્યું ગયું છે. ઓગસ્ટ ઠરાવ પ્રત્યેની લોકોની જે ભક્તિ હતી તે મોટે ભાગે લડતને મંજુરી આપતી કલમને લીધે જ હતી તે વસ્તુ ભૂલવા જેવી નથી. એ મંજુરીવાળો ભાગ ગાંધીજી પોતે કારાવાસી થયા ત્યારથી આપોઆપ રદ થઇ જાય છે એવું એમનું કહેવું હતું. સરકારને મન પણ એ જ ડંખ હતો. પ્રજાનું આંદોલન એ જ વસ્તુ સત્તાધારીની આંખમાં ખૂંચે છે. પ્રજાને મન એ પ્રાણસમું હોય છે: સરકારનો એ ડંખ ઠરાવમાંથી દૂર કરવાનો ગાંધીજીએ પ્રયત્ન કર્યો.

એમણે ઇંગ્લેંડના 'ન્યુઝ ક્રોનીકલ'ના ખબરપત્રી શ્રી. સ્ટુઅર્ટ ગેલ્ડરને મુલાકાત આપી. એ મુલાકાતનો અહેવાલ ૧૨મી જુલાઇએ બહાર પડ્યો. તેમાં એમણે નીચેનાં સૂચનો આપ્યાં હતાં.

(૧) સંપૂર્ણ સ્વાધીનતાની સ્પષ્ટ અને તાત્કાલિક જાહેરાત કરવામાં આવે. એ જાહેરાતનો અમલ યુદ્ધસમાપ્તિની સાથે આપોઆપ શરૂ થઇ જાય.

(૨) યુદ્ધકાળ દરમિયાન સંપૂર્ણ અને નિરપવાદ દીવાની (Civil) સત્તા જેના હાથમાં સુપ્રત થએલી હોય એવી રાષ્ટ્રીય સરકાર ઉભી કરવામાં આવે. પ્રધાનમંડળની નિમણૂંક વડી ધારાસભા કરે. એ નિમણૂંક અગત્યના સર્વ રાજદ્વારી પક્ષોમાંથી થાય. બ્રિટિશ કેબીનેટ પરત્વે બ્રિટનના રાજવીની જે સ્થિતિ છે તેવી જ બરાબર વાઇસરોયની સ્થિતિ એ રાષ્ટ્રીય પ્રધાનમંડળ પરત્વે રહે. વટહુકમોનું રાજ્ય બંધ થાય અને જવાબદારીવાળા પ્રધાનમંડળનું રાજ્ય એને સ્થાને આવે. આમાં રક્ષણખાતાંનો પણ સમાવેશ થાય છે.

(૩) હિંદની ધરતી ઉપર જે હિંદી તેમજ સાથી સૈન્યો લડી રહ્યાં હોય તેમની સરદારી વાઇસરોય અને હિંદના સરસેનાધિપતિના હાથમાં રહે. યુદ્ધનું સંચાલન તેઓ કરે પણ રક્ષણખાતું જવાબદાર હિંદી પ્રધાનમંડળને હસ્તક હોઇને યુદ્ધસંચાલનને અંગે રાષ્ટ્રીય સરકાર સૂચનાઓ તેમજ ટીકાઓ કરી શકે.

(૪) યુદ્ધ માટે જરૂરી એવાં હવાઇ મથકો, બંદરો, ખુશ્કી થાણાંઓ, સેતુઓ વગેરેનો ઉપયોગ યુદ્ધકાળ પૂરતો રાષ્ટ્રીય સરકાર સરસેનાધિપતિને કરવા દે એટલે કે યુદ્ધ ખતમ થતાં એ કબજો આપોઆપ વિસર્જન થાય.

(૫) હિંદની ધરતી પર લડતાં સાથી રાજ્યોના યુદ્ધના ખર્ચનો બોજો સાથી રાજ્યો ઉપાડે.

(૬) પ્રાંતોમાં યુદ્ધારંભ પૂર્વે પ્રજાકીય પ્રધાનમંડળો હતાં તેવાં ફરી પાછાં અસ્તિત્વમાં આવે અને આજે ચાલી રહેલાં ગવર્નર રાજ્યોનો અંત આવે.

આ સૂચનાઓ ક્રીપ્સવાટાઘાટો વખતે રાષ્ટ્રપતિ આઝાદે સર સ્ટેફર્ડને આપેલી સૂચનાઓ જેવી છે. ગાંધીજીએ એ જ મુલાકાતમાં સ્પષ્ટ કર્યું, "આજે સવિનય ભંગ આદરવાનો મારો ઇરાદો નથી. હું રાષ્ટ્રને ૧૯૪૨ સુધી પાછું લઇ જઇ શકું નહિ, ઇતિહાસની કદિ પુનરાવૃત્તિ થઇ શકતી નથી." ઉપરની દરખાસ્તો જોતાં એમ લાગે છે કે ૧૯૪૨ ના ઑગસ્ટમાં હતી તે નહિ પરંતુ ૧૯૪૨ ના માર્ચમાં હતી તે સ્થિતિ પર રાષ્ટ્રને લઇ જવાનો જાણે આ પ્રયત્ન હતો. એનાં કારણોમાં આજના પલટાયેલા સંજોગો બતાવવામાં આવ્યા છે. ૧૯૪૨ અને ૧૯૪૪ વચ્ચે શું ફરક છે એ પ્રશ્નનો જવાબ આપતાં ગાંધીજીએ કહ્યું છે, "એક ફરક એ છે કે એ વખતે કોંગ્રેસવાદી અને બીનકોંગ્રેસવાદી લોકો આઝાદીના સંગ્રામમાં કેટલો અને કેવો ફાળો આપશે તેનો

મને પૂરેપૂરો ખ્યાલ નહોતો. અત્યારે આ બાબતનો મને સ્પષ્ટ ખ્યાલ આવ્યો છે. જે લોકોએ આ લડતમાં ભાગ લીધો છે તેમણે બતાવેલી બહાદુરી અને વેઠેલી યાતનાઓ તેમજ આપેલાં બલિદાનોના જેટલાં વખાણ કરવામાં આવે તેટલાં ઓછાં છે. પણ સત્ય અને અહિંસાના ગજથી માપતાં લોકોએ પોતાના આવેગનું જે દર્શન આપ્યું છે તેમાં સ્પષ્ટપણે દેખાય તેવી કેટલીક ત્રુટીઓ હતી અને હું માત્ર એટલું જ કહી શકું કે આ ત્રુટીઓને લીધે જ હિંદુસ્તાન પોતાના લક્ષ્યને સિદ્ધ ન કરી શક્યું......બીજો ફરક એ છે કે દેશમાં ઉત્તરોત્તર વધતો જતો ભયંકર ભૂખમરો ચાલી રહ્યો છે. આ ભૂખમરો ઇશ્વરી કોપને લઇને છે કે સત્તાધીશોના શિથિલ અથવા તો બીન આવડતભર્યા વહીવટને લીધે છે કે વર્તમાન વિશ્વવિગ્રહનું સર્વસામાન્ય પરિણામ છે એ વસ્તુ અહીં અપ્રસ્તુત છે."

જે સંગ્રામ નવમી ઓગસ્ટથી શરૂ થયો હતો તે આઝાદીનો સંગ્રામ હતો એમ ગાંધીજી સ્પષ્ટ કહે છે. એ સંગ્રામમાં નેતાગીરીએ પ્રજા પાસેથી માગવાનાં હતાં માત્ર બલિદાન અને શિસ્ત. બલિદાન આપવામાં પ્રજા પાછી નહોતી પડી એ તો સૌ કોઇ કબૂલ કરે છે. હવે રહ્યો શિસ્તનો પ્રશ્ન. કોઇ અધિકૃત કાર્યક્રમ ન હતો અને સૌએ પોતે જ પોતાના માર્ગદર્શક બનવાનું હતું એટલે પોતપોતાની સમજણ પ્રમાણેની અહિંસાની વ્યાખ્યા કરીને એની મર્યાદામાં રહી કાર્ય કરવાનું હતું. એકધારી અને એક સરખી શિસ્ત આમાં શી રીતે સંભવિત હોઇ શકે ? આમાંય મુખ્ય પ્રશ્ન ઊભો થાય છે સેબોટેજનો—વાહન વ્યવહારના સાધનોમાં ભંગાણ અને અટકાયતનો. ગાંધીજીએ કહ્યું છે, " ભાંગફોડ અને મિલકતના નાશનો જેમાં સમાવેશ થાય છે—એવી સેબોટેજ શબ્દથી સૂચિત થતી–સર્વ પ્રવૃતિઓએ લોકકલ્પના ખૂબ જ ઉત્તેજી છે એમ દર્શાવી શકાય એમ હોય તો પણ આવી પ્રવૃત્તિઓએ ઘણું જ નુકસાન પહોંચાડયું છે એ વિષે મને જરાપણ શંકા નથી."

પરંતુ એમાં જે 'કેવળ હિંસા' ગાંધીજી આજે જુએ છે તે તેઓ પહેલાં નહોતા જોતા. 'મી. ગાંધી સાથેનો પત્ર વ્યવહાર'ના ૬૭ મા પાના પર ગાંધીજી લખે છે. "તેમણે (શ્રી. કિશોરલાલભાઈએ) પૂલ, પાટા અને એના જેવી બીજી ચીજો સાથેની અટકાયતપ્રવૃત્તિને (Interference) અહિંસામાં ગણી શકાય કે કેમ એ વિષે ચર્ચા કરતાં મને સાંભળ્યો હશે. આવી અટકાયતપ્રવૃત્તિ અહિંસક રહી શકે કે કેમ તે પ્રશ્ન મેં હંમેશ ઉઠાવ્યો છે. અને આ જાતની અટકાયતપ્રવૃત્તિ કદાચ અહિંસક રહી શકે એમ માની શકાય—હું માનું છું કે રહી શકે—તો પણ આમ જનતા સમક્ષ—જેની પાસેથી આ કાર્ય અહિંસક રીતે પાર પાડવાની આશા ન રાખી શકાય તેમની સમક્ષ—આ કાર્યક્રમ મૂકવો તે જોખમકારક છે. આંદોલનના હેતુઓ ખાતર બ્રિટિશ અને જાપાનીસ સત્તાઓને સમાન કક્ષામાં મૂકવાની હું આશા ન રાખું."

બ્રિટિશો અને જાપાનીસોને સમાન કક્ષામાં મૂકવા કે નહિ તે મતભેદનો પ્રશ્ન છે. એમાં હિંસા કે અહિંસાનો પ્રશ્ન ઉભો નથી થતો. પરંતુ અટકાયત–પ્રવૃત્તિમાં 'કેવળ હિંસા' નથી એમ ઉપરના ઉતારા પરથી સ્પષ્ટ થાય છે. ઉલટું એ 'કેવળ અહિંસક' પણ બની શકે. આમ જનતા સમક્ષ એ પ્રવૃત્તિઓનો કાર્યક્રમ મૂકવો કે નહિ એ વળી એક બીજો મતભેદનો પ્રશ્ન બને છે. આમાં ગાંધીજીના ભલભલા અને ચૂસ્ત અનુયાયીઓ પણ માનતા હતા અને એ માન્યતાની પાછળ 'હિંસાના ઇરાદા'નો આક્ષેપ લગાડી શકાય તેમ નથી એમ ગાંધીજીને પણ લાગે છે. કોઈપણ નિષ્ફળતાને માત્ર હિંસાને નામે ચડાવી દેવામાં આવે છે તેથી એનાં સાચાં કારણો જનતા સમક્ષ આવતાં નથી અને ભાવિ લડતની રૂપરેખા દોરવામાં એ અસ્પષ્ટતા અને અજ્ઞાન એટલાં ને એટલાં જ અંતરાયરૂપ બની રહે છે. આજે પણ નવેસરથી બીજા કાર્યક્રમની સમજણ આપી શકાય તેમ છે, તેથી ૧૯૪૨ અને ૧૯૪૪ વચ્ચે બતાવવામાં આવેલો પહેલો ફરક, આજની દરખાસ્તોની નીતિ અનુસરવા માટે મહત્વનો નથી લાગતો.

બીજો ફરક છે, ઉત્તરોત્તર વધતો જતો ભયંકર ભૂખમરો. આ ઈશ્વરી કોપ નથી એમ માનવાને આપણી પાસે ઘણાં કારણો છે. પ્રજાને જવાબદાર નહિ એવી સરકારના શિથિલ અને બીન આવડતવાળા કારભારને લીધે જ એ વસ્તુ છે એમ માની શકાય, કેમકે સંઘરાખોરો સામેની જેહાદ બીનજવાબદાર સરકારે માનવતા મરવા માંડી ત્યાં સુધી અને મરતી હતી ત્યારે પણ ઉઠાવી નહોતી. પોતે સંઘરેલું અનાજ પણ છૂટું કર્યું ન હતું કે પરદેશ જતા અનાજની નિકાસ અટકાવી નહોતી. એ ભૂખમરો દૂર કરવા પ્રજાને જવાબદાર એવી રાષ્ટ્રિય સરકાર જોઇએ. એ રાષ્ટ્રિય સરકાર માગી મળે તેમ નથી તે વસ્તુ જેટલી ૧૯૪૨ માં સ્પષ્ટ હતી તેટલી જ આજે પણ સ્પષ્ટ છે. અને જો એ વસ્તુ સ્પષ્ટ જ હોય તો આ બીજો ફરક પણ શું એવો ફરક છે કે જે લડતનો માર્ગ છોડી દરખાસ્તો કરવાના માર્ગ તરફ દોરે ?

ગેલ્ડર–મુલાકાત તરફ ધ્યાન દોરી ગાંધીજીએ વાઇસરોય પાસે, ૧૫ મી જુલાઇએ પત્ર લખી તેમની મુલાકાતની અથવા તો કોંગ્રેસ–કારોબારીને મળવા દેવાની માગણી કરી હતી. આ ગેલ્ડર–મુલાકાતનો સમગ્ર અહેવાલ ૧૨ મી જુલાઇએ બહાર પડી ગયો હોવા છતાં વાઇસરોયે જવાબમાં ગાંધીજી પાસેથી નક્કર રચનાત્મક દરખાસ્તો માગી. એના પ્રત્યુત્તરમાં ગાંધીજીએ ૨૭ મી જુલાઇએ નીચે પ્રમાણેની દરખાસ્તો કરતો પત્ર લખ્યો:

(૧) જો શાહી સરકાર,

(અ) હિંદની આઝાદીની તાત્કાળિક જાહેરાત કરે અને

(બ) હિંદને શિરે જરા પણ આર્થિક બોજો લાદ્યા વિના અત્યારે ચાલે છે તે પ્રમાણે યુદ્ધકાળ દરમ્યાન લશ્કરી પ્રવૃત્તિઓ ચાલુ રહે એવી જોગવાઇ સહિત મધ્યસ્થ ધારાસભાને જવાબદાર એવી રાષ્ટ્રીય સરકાર રચે,

(૨) તો ગાંધીજી

(અ) "૧૯૪૨ ના ઓગસ્ટ ઠરાવમાં રજુ કરવામાં આવ્યો હતો તે સામુદાયિક સવિનય ભંગ પલટાયેલા સંજોગોની દૃષ્ટિએ અમલમાં મૂકી શકાય નહિ એવી" અને

(બ) "મહાસભાએ યુદ્ધ–પ્રયાસમાં સંપૂર્ણ સહકાર આપવો જોઇએ" એવી સલાહ કારોબારીને આપવાનું માથે લેશે.

વાઇસરોયે ૧૫ મી ઓગસ્ટના પત્રમાં કહી દીધું કે આ દરખાસ્તો તેમને અસ્વીકાર્ય છે અને જાહેર કર્યું કે "જ્યાં સુધી દુશ્મનાવટનો અંત ન આવે તેમ જ નવું બંધારણ અમલમાં ન આવે ત્યાં સુધી શાહી સરકારે તથા ગવર્નર જનરલે સમગ્ર જવાબદારીઓ છોડી દેવી ન જોઇએ."

ગાંધીજીએ તે પછીના નિવેદનમાં કહ્યું છે, "દાવા જેવું સ્પષ્ટ છે કે ચાલીસ કરોડ લોકો પરની પોતાની સત્તા બ્રિટિશ સરકાર છોડી દેવા માગતી નથી, સિવાય કે એ ચાલીસ કરોડ લોકો એ સત્તા છીનવી લેવા જેટલી તાકાત કેળવે." દરખાસ્તો કરી તે પહેલાંય. એ એટલું જ સ્પષ્ટ હતું અને આજેય તે એટલું જ સ્પષ્ટ છે.

સેબોટાજ કરનારાઓએ અને સરકારથી છૂપાં રહેનારાઓએ જો તેઓ પોતાના (ગાંધીજીના) વિચારોમાં માનતા હોય તો છૂપી પ્રવૃત્તિઓ અહિંસક નથી એમ સ્વીકારવું જોઇએ અને તેઓએ બહાર આવવું જોઇએ એમ ગાંધીજીએ કહ્યું. કેટલાંક કાર્યકરો તે પછી સરકાર સમક્ષ હાજર થયાં છે, જ્યારે બીજાં કેટલાંક કાર્યકરો હજુ બહાર નથી આવ્યા.

ગેલ્ડર મુલાકાતની લગભગ સાથેસાથ શ્રી. રાજાજીની શ્રી. ઝીણા ઉપર મોકલવામાં આવેલી દરખાસ્તો બહાર પડી. વચગાળાના શ્રી. રાજાજીના અનેક પ્રયત્નો તરફ જનતાએ ધ્યાન આપ્યું ન હતું. ઉલટું, ઉપેક્ષા, ઉપહાસ અને તિરસ્કારથી જોયું હતું. પરંતુ આ વખતે આ દરખાસ્તોએ દેશ-

ભરનું ધ્યાન ખેંચ્યું કેમકે ગાંધીજીની એમાં સંમતિ હતી. એ દરખાસ્તો નીચે પ્રમાણે છે:—

(૧) આઝાદ હિંદના બંધારણ સંબંધમાં નીચે જણાવેલી શરતોને આધિન રહીને મુસ્લીમ લીગ હિંદની આઝાદીની માગણીનું સમર્થન કરે છે અને વચગાળાના સમય દરમિયાન કામચલાઉ સરકારની રચનાના કાર્યમાં રાષ્ટ્રીય મહાસભાને સહકાર આપવાનું કબૂલ કરે છે.

(૨) હિંદની પૂર્વ તથા વાયવ્ય બાજુએ જે જિલ્લાઓની મુસ્લીમ વસ્તી સંપૂર્ણ બહુમતી ધરાવતી હોય તેવા પરસ્પર અડોઅડ રહેલ જિલ્લાઓની સરહદ નક્કી કરવા માટે વર્તમાન વિગ્રહનો અંત આવ્યા બાદ એક સમિતિ નીમવી અને આ રીતે નક્કી કરાયલા પ્રદેશોમાં વસતા રહેવાસીઓના પુખ્ત મતાધિકાર અથવા તો એવા જ કોઈ બીજા વ્યવહારુ ધોરણે તેમણે હિંદુસ્તાનથી જુદા પડવું કે નહિ એ પ્રશ્ન પર સાર્વત્રિક મતગણત્રીની યોજના કરવી. એ મતગણત્રીનું પરિણામ એ છેવટનો નિર્ણય ગણાશે.

(૩) મતગણત્રી થયા પહેલાં દરેક પક્ષને પોતપોતાનાં દ્રષ્ટિબિંદુનો પ્રચાર કરવાની છૂટ રહે.

(૪) જો અલગ થવાનું જ નક્કી થાય તો સ્વરક્ષણ, વ્યાપાર, વ્યવહાર તેમજ અન્ય જરૂરી બાબતો સંબંધમાં પરસ્પર કોલકરારો કરવામાં આવે.

(૫) વસ્તીની કોઇપણ ફેરબદલી પૂર્ણતયા ઐચ્છિક ધોરણે કરવામાં આવે.

(૬) ઉપરની શરતો બ્રિટન, હિંદના રાજ્યતંત્રની સંપૂર્ણ સત્તા અને જવાબદારી હિંદીઓને સુપ્રત કરે તો જ બંધનકર્તા રહેશે.

પરંતુ શ્રી. ઝીણા એટલેથી જ માને તેમ ન હતા. એમને ગાંધીજી તરફથી સત્તાવાર પત્ર જોઇતો હતો. ગાંધીજીએ એમને પત્ર લખ્યો અને એમાં મુલાકાતની માગણી કરી. મુસ્લીમ લીગની કાઉન્સીલ સમક્ષ ઉપરની

દરખાસ્તોની એકે એક કલમની શ્રી. ઝીણાએ ઠેકડી ઉડાવી. એમાં જરાય ગાંભીર્ય દેખાયું નહિ. ગાંધીજીના પત્રના જવાબમાં એમણે પોતે પોતાના મુંબઈના નિવાસસ્થાને મળી શકશે તેમ જણાવ્યું.

ગાંધીજી અને શ્રી. ઝીણાની મુલાકાત ૯મી સપ્ટેમ્બરથી શરૂ થઈ છે. હજુ એનું પરિણામ બહાર આવ્યું નથી.

આ લડત હજુ સંકેલાઈ નથી. આ એનો નવો તબક્કો શરૂ થયો છે. સૈનિકોને મન આ તબક્કાના માર્ગદર્શક સૂત્રો છેઃ સંગઠન અને તૈયારી. શાંતિ સમયના રણજોદ્ધાઓ શ્રી. ભૂલાભાઈ દેસાઈ કે શ્રી. મુનશી જેવાને મન સમાધાન અને બંધારણવાદ એ વસ્તુ આજને તબક્કે મહત્વની લાગે છે. આજની વસ્તુસ્થિતિ આ છે.

અંતે, શ્રી. મહાદેવભાઈ, બેગમ આઝાદ, કસ્તુરબા, રણજીત પંડિત અને બીજા હજારો અણનમ યોદ્ધાઓ જેઓ આ જંગમાં શહીદ થયા છે તેમને અંજલિ આપી આ વર્તમાન લડતની કથા અહીં અટકાવીએ.



# શ્રી જયપ્રકાશનું નિવેદન.

## આઝાદીના તમામ લડવૈયાઓને ક્રાંતિકારી અભિનંદન.

દોસ્તો,

દુશ્મનની સામે અત્યાર સુધીમાં ભવ્ય લડત ચલાવવા માટે સૌથી પ્રથમ તો તમને અને યુદ્ધકેદી બનેલા તમામ દોસ્તોને મારાં હાર્દિક અભિનંદન ! આપણા આ લાંબા કાળથી પીડિત અને કચડાયેલા દેશમાં આવું કંઇ પહેલાં કદિ બન્યું નહોતું કે આવું બનશે એવું કોઇએ ધાર્યું પણ નહોતું. આપણા અનન્ય નેતા મહાત્મા ગાંધીજીએ કલ્પ્યો હતો તેવો જ એ 'ખુલ્લો બળવો' હતો.

નિઃસંશય બળવો આ ક્ષણે દબાઇ ગયો હોય તેમ લાગે છે. પરંતુ ા ક્ષણ પૂરતો જ દબાઇ ગયો છે એમ માનવામાં તમે મારી સાથે સંમત થશો એવી આશા રાખું છું. આથી આશ્ચર્ય પામવાનું કંઇજ કારણ નથી. ઉલટું, આ પ્રથમ હલ્લો જ જો સફળ થયો હોત અને તેણે સામ્રાજ્યવાદને સંપૂર્ણપણે કચડી નાખ્યો હોત તો તે સાચે જ એક આશ્ચર્ય કહેવાત. દુશ્મને પોતે જ કબૂલ કર્યું છે કે આ બળવો તેની સત્તાનો લગભગ નાશ કરવા સુધી જઈ પહોંચ્યો હતો, એ હકીકત જ આપણી રાષ્ટ્રીય ક્રાંતિના પ્રથમ તબક્કાનું સાફલ્ય સૂચવે છે.

અને આ પ્રથમ તબક્કો કેવી રીતે દબાયો હતો ? શું દુશ્મનનાં લશ્કરી શક્તિ, ગુંડાશાહી, લૂંટ, આગ અને હત્યાના ક્રૂર અમલે આ કાર્ય કર્યું છે ? ના. વિપ્લવને દબાવી દેવામાં આવ્યો છે એમ માનવું એ ભૂલભરેલું છે. સર્વ ક્રાંતિઓનો ઇતિહાસ એ બતાવે છે કે ક્રાંતિ એ કંઈ એક છૂટોછવાયો બનાવ નથી, એ તો વિકાસક્રમનું એક પગથિયું છે, એક સામાજિક પ્રક્રિયા છે. અને ક્રાંતિના વિકાસક્રમમાં

ભરતી અને ઓટ તો સ્વાભાવિક છે. આપણી ક્રાંતિ અત્યારે વધુ ને વધુ જોર પકડવાને બદલે અને વિજય પર વિજય મેળવવાને બદલે ઘણી જ ઝડપથી ઓટના સમયમાં આવી ગઈ છે; એનું કારણ સામ્રાજ્યવાદી આક્રમણકારીઓનું ચડિયાતું બળ વચમાં આવ્યું તે નથી. એનાં બીજાં જ બે અગત્યનાં કારણો છે.

પ્રથમ તો રાષ્ટ્રીય ક્રાંતિકારી બળોનું કોઈ પણ કાર્યસાધક સંગઠન ન હતું, કે જે કાર્ય કરે અને છૂટા થયેલાં પ્રચંડ બળોને અસરકારક નેતૃત્વ નીચે દોરી શકે. રાષ્ટ્રીય મહાસભામાં, એ એક મહાન સંસ્થા હોવા છતાં, ક્રાંતિ જે ઉન્નતિશિખરે પહોંચવાની હતી તેને અનુરૂપ તનમનાટભરી મનોદશા પેદા કરવામાં નહોતી આવી. સંગઠનનો અભાવ એટલો બધો હતો કે અગ્રગણ્ય મહાસભાવાદીઓને પણ વિપ્લવના વિકાસનું ભાન નહોતું. વિપ્લવ દરમ્યાન છેક મોડે સુધી પણ લોકો જે કરતા હતા તે સાચે જ મહાસભાના કાર્યક્રમને અનુરૂપ હતું કે કેમ તે વસ્તુ મહાસભાના વર્તુલોમાં ચર્ચાસ્પદ રહી હતી. એક ખેદજનક પણ સાચી વાત કહેવી જોઈએ કે જેમનું જનતામાં વજન હતું તેવા મહાસભાવાદીઓનો ઘણો મોટો ભાગ, જે આતુરતા, તાત્કાળિકતા અને દઢતા મહાત્મા ગાંધીજી, ડૉ રાજેન્દ્રપ્રસાદ અને સરદાર પટેલમાં દેખાઈ આવતી હતી તેને ઝીલવામાં નિષ્ફળ નીવડયો હતો. આ આખરી આઝાદી જંગનાં ભાવના અને જોમને અનુકૂળ તેમની મનોસ્થિતિ ન હતી.

બીજું, વિપ્લવના પ્રથમ તબક્કા પછી જનતાની સમક્ષ કંઈ પણ વધુ કાર્યક્રમ મૂકવામાં આવ્યો ન હતો. પોતપોતાના વિસ્તારમાં બ્રિટિશ રાજ્યનો અંત લાવ્યા પછી લોકોએ પોતાનું કાર્ય પૂરું થયું એમ માન્યું અને સૌ પોતપોતાને ઘેર ગયા. આ કંઈ તેમનો દોષ ન હતો. નિષ્ફળતા આપણી હતી: આપણે તેમને પછીના બીજા તબક્કા માટેનો કાર્યક્રમ આપવો જોઈતો હતો. આ ન કરવામાં આવ્યું ત્યારે વિપ્લવ

સ્થગિત થઈ ગયો અને ઓટનું મોજું શરૂ થયું. વિપ્લવનાં પાછાં વળતાં પાણીને વધુ પાછાં ધકેલવા બ્રિટીશ સૈનિકો પૂરતી સંખ્યામાં આવ્યા તે પહેલાં ઘણાં દિવસથી આ સ્થિતિ પ્રવર્તતી હતી. લોકોની સમક્ષ કયો કાર્યક્રમ આ બીજા તબક્કામાં રજુ થવો જોઈતો હતો? એનો જવાબ ક્રાંતિની વિશિષ્ટતા આપણને આપે છે. ક્રાંતિ એ માત્ર વિનાશક પ્રક્રિયા નથી, તે સાથે સાથે એક મહાન સર્જનાત્મક બળ પણ છે. માત્ર વિનાશક માર્ગને અવલંબવાથી કોઈ પણ ક્રાંતિ સફળ નથી થતી. એના પોતાના જીવન–અસ્તિત્વને ખાતરજ એક વિનાશ પામેલ સત્તાને સ્થાને બીજી નવી સત્તા સ્થાપવી જોઇએ. રાષ્ટ્રના વિશાળ વિસ્તારોમાં વિનાશનું નકારાત્મક કાર્ય સિદ્ધ કર્યા પછી આપણી ક્રાંતિ કોઈ સર્જનાત્મક કાર્યક્રમ માગતી હતી. પરદેશી સત્તાના પ્રતીકો અને વહીવટી સાધનોના વિનાશ પછી અને એના કારભારીઓને દૂર કર્યા પછી લોકોએ પોતપોતાનાં ક્રાંતિકારી અમલનાં સત્તાકેન્દ્રો સ્થાપવા જોઈતા હતા. તેમણે પોતાના જ પોલીસ અને લશ્કરી દળો ઉભાં કરવા જોઇતા હતા. જો આ માર્ગ લેવામાં આવ્યો હોત તો તેથી અભૂતપૂર્વ શકિતના મહાધોધ છૂટા થાત. અને રચનાત્મક કાર્ય માટે એટલું વિશાળ ક્ષેત્ર ખુલ્લું થાત કે ક્રાંતિકારી મોજાંઓ ઊંચે ને ઊંચે ઉછળ્યે જાત અને જો દેશભરમાં વિપ્લવ ફેલાઇ ગયો હોત તો સામ્રાજ્યવાદના શાસનનો વિનાશ કરવામાં આવ્યો હોત અને જનતાએ પોતે જ સર્વોપરી સત્તા હસ્તગત કરી લીધી હોત.

અસરકારક સંગઠનની ખામી અને રાષ્ટ્રીય ક્રાંતિનઃ સંપૂર્ણ કાર્યક્રમનો અભાવ: વર્તમાન ક્રાંતિની પ્રથમ ભરતીનાં ઓસરતા જતા જુવાળનાં આ બે મુખ્ય કારણો હતાં.

ત્યારે અત્યારે આપણી ફરજ શું છે? પ્રથમ તો નિરાશાને ખંખેરી નાખવી અને તેને બદલે વર્તમાન સિદ્ધિ અને ભાવિમાં વિજયની આશા છે તે માટે આનંદનું વાતાવરણ પેદા કરવું.

બીજું, આ ક્રાંતિની વિશિષ્ટતા આપણી અને જનતાની દ્રષ્ટિ સમક્ષ હરહંમેશ રહેવી જોઇએ. આ આપણી આઝાદી માટેની આખરી લડત છે તેથી આપણું ધ્યેય વિજય સિવાય બીજું કંઇજ ન હોઈ શકે. આમાં કોઇ વચલો માર્ગ શકયજ નથી. 'રાષ્ટ્રીય સરકાર' ની સ્થાપના માટે શ્રી. રાજગોપાલાચારી જેવા માણસો જે પ્રયત્ન કરે તે વ્યર્થ છે એટલુંજ નહિ પણ ખરા મુદ્દાઓને ભૂલાવી દઈ લોકોનું ધ્યાન તે બીજે દોરે છે, તેથી તે ખૂબજ નૂકસાનકારક છે. "ચલે જાવ' અને 'રાષ્ટ્રીય સરકાર' નાં સૂત્રો વચ્ચે કોઇ સમાધાન શકય નથી. કોંગ્રેસ–લીગ એકતાનાં સૂત્ર પાછળ જેઓ દોડી રહ્યા છે તેઓ સામ્રાજ્યવાદી પ્રચારના માત્ર હાથા જ બન્યા છે. સામ્રાજ્યવાદની પોતાના અસ્તિત્વને મિટાવી દેવાની સ્વાભાવિક નામરજી અને નહિ કે એકતાનો અભાવ રાષ્ટ્રીય સરકારની સ્થાપનામાં વચ્ચે નડે છે. પોતાના નેતૃત્વ નીચે સામ્રાજ્યવાદની દફનક્રિયા કરવા પોતે શહેનશાહનું પ્રથમ મંત્રીપદ નથી સ્વીકાર્યું એમ ચર્ચિલે થોડા સમય પહેલાં જાહેર કર્યું ત્યારે તેણે આ બાબતમાં કોઈ જાતની શંકાને સ્થાન નથી રહેવા દીધું. સામ્રાજ્યો પોતાનું અસ્તિત્વ મિટાવી દે એવી આશા માનવઇતિહાસ પઢતો કોઈ મૂરખ વિદ્યાર્થીજ રાખી શકે. નમ્ર વિજ્ઞપ્તિઓના સંહારક (!) બળથી હિંદી સામ્રાજ્યનો શાંતિભર્યો અંત આણવા જે લેભાગુ 'ક્રાંતિકારીઓ' પ્રયત્ન કરે છે તેઓ પોતાની દયાજનક મૂર્ખાઈનું જ પ્રદર્શન કરે છે.

સામ્રાજ્યવાદ કહે છે તેમ હિંદના જીવનનાં તમામ 'અગત્ય'ના તત્ત્વોની એકતા નહિ, પરંતુ સાચા ક્રાંતિકારી બળોની એકતા એ આજની તાત્કાળિક જરૂરિયાત છે. અને આ બળો તો મહાસભાનાં ઝંડા નીચે ક્યારનાય એકત્ર થઈ ચૂકયા છે. કોંગ્રેસ–લીગ એકતા આ બળોનો વધુ વિકાસ નથી સૂચવતી પરંતુ તેમની વચ્ચેની એ એકતા માત્ર એકતા ખાતર જ એકતા બને છે કેમકે વિચાર કરતાં લીગ આઝાદી અને ક્રાંતિને માર્ગે ચાલે એ માની શકાતું નથી.

તો પછી, શાહીવાદી સત્તાનો વિનાશ એ આપણું ધ્યેય છે અને આપણી દૃષ્ટિ સમક્ષ તે સતત રહેવું જોઈએ. આ વસ્તુમાં કોઈ સમાધાન ન હોઈ શકે. કાં તો આપણે જીતીએ છીએ અથવા તો આપણે હારીએ છીએ. અને હારવાના તો આપણે નથી જ. કેમકે વિજય માટે અવિરત કાર્ય કરવાનો આપણે નિશ્ચય કર્યો છે, એટલું જ નહિ પરંતુ વિશ્વના પ્રચંડ બળો શાહીવાદ અને ફેસીઝમનો વિનાશ હરરોજ વધુ ને વધુ નજીક લાવી રહ્યા છે. શાંતિ–પરિષદોમાં પરિશ્રમપૂર્વક તૈયાર કરવામાં આવેલાં બાહ્ય નિર્ણયો યુદ્ધોત્તર વિશ્વનું ભાવિ નક્કી કરશે એમ રખે માનતા! યુદ્ધ તો એક અજબ કિમિયાગર છે. એના ગર્ભમાં વિકસતા અને વિખૂટા પડતાં એવાં બળ અને શક્તિ રહેલાં છે કે જે વિજેતા અને પરાજિત બંનેની યોજનાઓના સમાનરીતે ચૂરેચૂરા કરી નાખે છે. ગયા વિશ્વયુદ્ધને અંતે કોઈ શાંતિ–પરિષદે એવો નિર્ણય નહોતો કર્યો કે યુરોપ અને એશિયાના ચાર મહાન સામ્રાજ્યોનો–રશિયા, જર્મની ઓસ્ટ્રીયા અને ઓટોમન સામ્રાજ્યોનો—અંત આવવો જોઈએ; કે રશિયા, જર્મની અને તુર્કસ્તાનની ક્રાંતિઓ લોઇડ જ્યોર્જ, કલીમેન્સ્યો અથવા પ્રેસીડન્ટ વીલ્સનની સંમતિ આપતી રજાથી નહોતી થઈ.

જ્યાં માનવ લડે છે, મરે છે અને પીડાય છે તે સમગ્ર જગત આ કિમિયાગરની પ્રવૃત્તિનું ક્ષેત્ર બની રહ્યું છે. હિંદ પણ એમાંથી મુક્ત નથી. અહીં એક સામાજિક ઉથલપાથલ તો એણે ક્યારનીય મચાવી મૂકી છે! આ યુદ્ધને અંતે દુનિયાનું ભાવિ ચર્ચિલ કે રૂઝવેલ્ટ કે હિટલર કે ટોજોને હાથે ઘડાવાનું નથી. એ તો જે મહાન બળનું આપણામાં પ્રતિબિંબ પડી રહ્યું છે તે બળને હાથે જ એ ભાવિનું ઐતિહાસિક ઘડતર થવાનું છે. આપણે શું એમ માની શકીએ કે લાખો લોકો, જે અકથિત વેદનામાંથી પસાર થઈ રહ્યા છે તેઓના મનમાં ભાવિનો વિચાર સરખો પણ નથી? એમની પર શાસન કરતા રાજકર્તાઓ તરફથી જે જુઠાણાઓ

હરહંમેશ બહાર પડયા કરે છે. તેથી તેઓ સંતોષ પામે છે એમ શું કહી શકાય ? ના, એમ બનવું શકય જ નથી.

તેથી, સંપૂર્ણ વિજયના ધ્યેય પર આપણી દૃષ્ટિ ચોક્કસપણે કેન્દ્રિત કરી આપણે આગેકદમ કરવાનાં છે. કયું નક્કર કાર્ય આપણે હાથમાં લેવાનું છે ? કોઈ સેનાપતિ લડાઈમાં હારે કે જીતે ત્યારે એ શું કરે ? એ પોતાનાં બળોને પુનઃ મજબૂત અને વ્યવસ્થિત બનાવે અને બીજી લડાઈ આપવાની તૈયારી કરે. રોમેલ તેના મહાન વિજય પછી પોતાનાં બળોને ફરી સુવ્યવસ્થિત કરવા અલ અલામીન આગળ થંભ્યો. એલેક-ઝાંડર પણ તૈયારી માટે અટક્યો અને પોતાની ગંભીર હારને મહાન વિજયમાં એણે પલટાવી નાખી. અને આપણો તો આ પરાજય પણ ન કહેવાય. સાચું કહીએ તો લડાઈના પ્રથમ તબક્કામાં આપણે વિજય મેળવ્યો હતો, કેમકે બ્રિટિશ આક્રમણકારની વહીવટી સત્તાને દેશના વિશાળ વિસ્તારોમાંથી જડમૂળથી ઉખેડી નાખવામાં આવી હતી. પોલીસ અને ન્યાયાધીશ અને કાયદાની અદાલતો અને કારાગારોની આ આલી-શાન દેખાતી ઇમારત, જે બ્રિટીશ રાજના નામથી ઓળખાય છે તે તો પોતાનાં એકત્ર બળથી કરવામાં આવેલા પ્રહારો ન ઝીલી શકે એવું એક નિર્જીવ ખોખું માત્ર છે એમ જનતા અનુભવથી શીખી છે. આ અનુભવ ભૂલાઇ જવાની સંભાવના નથી અને અહીં-થી જ બીજા આક્રમણ માટેનું આપણું પ્રસ્થાન થઈ શકે એમ છે.

એટલે અત્યારે આપણું ત્રીજું અને સૌથી મહત્વનું કાર્ય નવા જબ્બર હલ્લા માટેની તૈયારી કરવાનું છે. સંગઠન અને શિસ્ત એ આપણાં આજના માર્ગદર્શક સૂત્રો છે.

હવે પછીનું આક્રમણ ? એ કયારે આવશે ? કયારે આપણે તે કરી શકીએ એમ છીએ ? કેટલાંક માને છે કે જનસમૂહ આવતાં ચાર પાંચ વર્ષો સુધી પાછો ઊભો થશે જ નહિ. શાંતિના સમય પૂરતું આવું અનુ-

માન કદાચ સાચું માની શકાય. પરંતુ ઝંઝાવાત સમા યુદ્ધથી જર્જરિત અને ઝડપી પરિવર્તન પામતા વિશ્વ માટે આ વાત સાચી નથી. બ્રિટિશ ફેસીસ્ટોના–લીન્લીથગો, હેલેટો અને સ્ટુઅર્ટોના અને એના જેવા બીજા અનેક જુલ્મગારોના તેમજ એમનાં અધમ અને ગુલામ હિંદી આશ્રિતોના–જૂલ્મે કદાચ અત્યારે લોકોને થોડું પાછું હઠવાની ફરજ પાડી હશે. પરંતુ તેથી તેઓ પોતાના શોષકોના મિત્રો બની ગયા હોય એવું કયાંય બન્યું નથી. દેશના વિસ્તૃત ગ્રામવિસ્તારોમાં–જ્યાં બ્રિટિશ છાપનું આ નાઝી નરકાગાર છૂટું મૂકવામાં આવ્યું હતું ત્યાં–આજે ઉગ્ર અસંતોષ, રોષ અને વૈરાગ્નિની તીવ્ર ભાવનાથી જનતા ખળભળી રહી છે. લોકોએ માત્ર એટલું જ સમજી લેવાની જરૂર છે કે જોરદાર તૈયારીઓ ચાલી રહી છે અને તેથી ફરી હિંમત ધરી, સંકલિત અને શિસ્તબદ્ધ એવા અમલી કાર્યથી નવા હલ્લા માટેની યોજનાઓમાં ભાગ લેવો જોઇએ. આ સમજણ નવા હલ્લા વખતે ખૂબ જ ઉપયોગી થઇ પડશે. આંતરરાષ્ટ્રિય બનાવો પણ કદાચિત આપણી મદદે આવે. તે ઉપરાંત, ગાંધીજીના તાત્કાળિક સંભવિત એવા આમરણ ઉપવાસ પણ આપણને અને લોકોને આપણા પ્રયત્નો શિથિલ ન કરવાની, ન ડગવાની અને ન થંભવાની સતત યાદ આપતાં રહેશે જ છે.

બીજાં આક્રમણના પ્રશ્નની સાથે જ ક્રાંતિના સર્જનાત્મક કાર્યનો એટલે કે ક્રાંતિકારી અમલના સત્તાકેન્દ્રો સ્થાપવાનો પ્રશ્ન સંકળાયેલ છે. અને આ પ્રશ્ન હિંસા અને સશસ્ત્ર લશ્કર રાખવાના પ્રશ્ન સાથે જોડાયેલો છે. તેથી આ પ્રશ્ન પરના મારા વિચારો રજુ કરવા ઇચ્છુ છું કેમકે ક્રાંતિના ભાવિ પર, મારા માનવા પ્રમાણે એની ઘણી અસર છે.

પહેલાં તો, આ ક્રાંતિ દરમ્યાન થયેલી હિંસા વિષે બ્રિટિશ સત્તાધારીઓએ જે બૂમરાણ મચાવી મૂકી છે તે વિષે મારે થોડુંક કહેવાનું છે. ખૂબ જ ઉશ્કેરણીને પરિણામે થોડીક હિંસા થઇ હતી ખરી, પરંતુ

વિપ્લવની પ્રચંડતા અને વ્યક્તિગત તેમજ સામુદાયિક અહિંસા સ્તબ્ધ કરી દે એવા દ્રશ્યની સરખામણીમાં તો આ અહિંસા નહિવત કહેવાય. કદાચ ઘણાને એ સમજાયું નથી લાગતું કે પરદેશી સત્તા હજારો બ્રિટિશ તેમજ હિંદી નોકરો કેટલાક દિવસો સુધી તો શબ્દશ જનતાની દયા પર જીવતા હતા. જનતાએ એમની પર દયા બતા અને એમની સાધન સંપત્તિને બચાવી. અને જે હજારો આબાલવૃ નરનારીઓએ હાથમાં ક્રાંતિનો ધ્વજ રાખીને 'ઇન્કિલાબ ઝીન્દાબાદ' પોકાર કરતાં કરતાં દુશ્મનની ગોળીઓને પોતાની છાતી પર ઝીલ એમની એ શાંત–સૌમ્ય અને ભવ્ય હિંમતનું શું? એ મહામૂલી હિંમ માટે પ્રશંસાનો એકે શબ્દ બ્રિટિશરો પાસે છે?

ગમે તેમ પણ, જે બ્રિટિશ સત્તા હિંસાથી તરબોળ બની હિંસા પર જ જે જીવે છે, દરરોજ જે હિંસાના નિર્દયમાં નિર્દય કૃત્ કરે છે અને જે પ્રજાના જીવન–રક્તને ચૂસી રહી છે એ બીજાઓ હિંસા વિષે આટલી બધી બૂમરાણ મચાવે એ નવાઇની વાત નથી આપણે કેવા શસ્ત્રોથી એમની સામે લડવું તેની સાથે બ્રિટિશરોને નિસ્બત? જો વિપ્લવના સૈનિકો અહિંસાને વળગી રહે તો સરકા અહિંસાનો જ માર્ગ અખત્યાર કરવાની પ્રતિજ્ઞા લીધી છે? આપણ હજારો અહિંસક સૈનિકોને તેમણે શું વીંધી નથી નાખ્યા? આપ ગમે તે શસ્ત્રો વાપરીએ પરંતુ બ્રિટિશો પાસે તો આપણે માટે મા ગોળીઓ અને બળાત્કાર છે, લૂંટ અને આગ છે. આથી આપણે કે રીતે લડવું તે તેમણે કહેવાની જરૂર નથી અને તેથી તેઓ ચુપકી પકડે. આનો નિર્ણય કરવાનું કામ આપણું છે, એનું નહિ.

હવે આપણને સ્પર્શે છે એ રીતે આ પ્રશ્ન પર આવતાં પહેલ તો, ગાંધીજી અને કારોબારી સમિતિ અને મહાસમિતિના અહિ સાના વિચારો પરના મતભેદની યાદ આપું છું. ગમે તે થા તો પણ ગાંધીજી અહિંસાને છોડવાને તૈયાર નથી. તેમને મન અખ

શ્રદ્ધા અને જીવનસિદ્ધાંતનો એ પ્રશ્ન છે. રા. મહાસભાને મન એમ નથી. રા. મહાસભાએ વારંવાર કહ્યું છે કે જો હિંદ આઝાદ બને અથવા તો રાષ્ટ્રીય સરકાર સ્થપાય તો પણ તે આક્રમણનો સશસ્ત્ર સામનો કરવા તૈયાર રહેશે. અને જો આપણે જાપાન અને જર્મની સામે શસ્ત્રોથી લડવા તૈયાર છીએ તો બ્રિટન સામે પણ એ જ રીતે લડવાની કેવી રીતે ના પાડી શકીએ? આનો માત્ર એક જ શક્ય જવાબ છે. સત્તા પર આવશે ત્યારે રા. મહાસભા પાસે લશ્કર હશે, જ્યારે અત્યારની સત્તાહીન રા. મહાસભા પાસે તે નથી. પણ ધારો કે એક ક્રાંતિકારી લશ્કર ઊભું થયું અથવા તો અત્યારના હિંદી લશ્કરે કે એના અમુક ભાગે બળવો કર્યો, તો? પહેલાં લશ્કરને બળવો કરવાનું કહેવું અને પછી એમને પોતાના હથિયારો હેઠાં મૂકી દઈને ખુલ્લી છાતીએ બ્રિટિશ ગોળીઓ ઝીલવાનું કહેવું એ શું અસંગત નથી?

રા. મહાસભાની—ગાંધીજીની નહિ—અત્યારની સ્થિતિની મારી વ્યાખ્યા સ્પષ્ટ અને નિશ્ચિત છે. જો દેશ આઝાદ બને તો તે લડવા માટે હિંસાનો માર્ગ લેવા તૈયાર છે. ઠીક, આપણે આપણી જાતને આઝાદ જાહેર કરી છે, એટલું જ નહિ પણ બ્રિટનને પણ આક્રમણકારી સત્તા તરીકે જ ગણ્યું છે. તેથી મુંબઈના ઠરાવની મર્યાદામાં જ બ્રિટન સામે પણ શસ્ત્રો વડે લડવામાં વ્યાજબી ઠરીએ છીએ. આ સ્થિતિ જો ગાંધીજીના સિદ્ધાંતોને અનુરૂપ ન હોય તો તેમાં મારો દોષ નથી. ખુદ કારોબારી અને મહાસમિતિએ જ ગાંધીજીથી આ બાબતમાં જુદા પડવાનું અને યુદ્ધ પરત્વેના એમના અહિંસાના ખ્યાલનો અસ્વીકાર કરવાનું પસંદ કર્યું છે. તે ઉપરાંત, બ્રિટિશ સત્તાએ ગાંધીજીને આ ક્રાંતિની દોરવણી કરવાને અને તેનો આકાર આપવાને છૂટા નથી રાખ્યા. એટલે આ વ્યાખ્યાને અનુસરતાં, આપણે ગાંધીજી પ્રત્યે કોઈપણ રીતે બેવફા ન થઈએ. આપણે તો આપણી બુદ્ધિને આધારે આપણી ફરજ બજાવીએ. મને પોતાને લાગે વળગે છે ત્યાં સુધી, પ્રામાણિક મહાસભાવાદી તરીકે—મારા

સમાજવાદને આ પ્રશ્નમાં કોઇપણ રીતે વચમાં લાવ્યા વિના—હું શસ્રોથી બ્રિટિશ આક્રમણને ખાળવાના ઉપાયો લઉં તો તેમાં હું કશું જ ખોટું કરતો નથી એમ મને લાગે છે.

મારે એ ઉમેરવું જોઇએ કે બહાદુરોની અહિંસા જો પૂરતા પ્રમાણમાં મોટા પાયા પર અમલમાં મૂકી શકાય તો હિંસાની જરૂર ન રહે એ કબૂલ કરવામાં હું જરાય અચકાતો નથી. પરંતુ જ્યાં આવી અહિંસા નથી ત્યાં શાસ્રીય શબ્દછળમાં લપેટાયેલી કાયરતા આ ક્રાંતિના વિકાસને અવરોધે અને એને નિષ્ફળ બનાવે એ તો હું ન જ સાંખી શકું.

ક્રાંતિના આવતા તબક્કાનો આ મર્મ બરાબર સમજી લઇ આપણે તૈયાર થવાનું છે, આપણા દળને સંગઠિત બનાવવાનું છે, એને તાકાત અને શિસ્ત આપવાની છે. આપણે જે કાંઇ કરીએ તે દરેકમાં આપણે સતત ધ્યાનમાં રાખવાનું છે કે આપણે કેવળ કાવતરાં જ નથી કરવાના. આપણું ધ્યેય તો જનસમુહનો સર્વાંગીય વિપ્લવ છે. એટલે આપણા ટેકનીકલ કાર્યોની સાથે સાથે આપણે આમજનતામાં, ગામડામાં ખેડૂતોની વચ્ચે અને કારખાનાં, ખાણો, રેલવેઓ અને બીજા ક્ષેત્રોમાંના મજૂરોની વચ્ચે મોટા પાયા ઉપર સખત કામ કરવાનું છે, એમની વચ્ચે અવિરત પ્રચાર કાર્ય કરવાનું છે, અત્યારની મુશ્કેલીઓમાં મદદ કરવાની છે, એમની રોજ-બરોજની માગણીઓ માટે લડવાને એમને સંગઠિત કરવાનાં છે. એમની અંદરથી આપણી જુદી જુદી પ્રવૃત્તિઓના સૈનિકો પસંદ કરવાના છે અને તેમને ટેકનીકલ અને રાજકીય તાલીમ આપવાની છે. જ્યાં પહેલાં હજારો નિષ્ફળ ગયા હોય ત્યાં થોડા પણ તાલીમબદ્ધ માનવીઓ સફળતા મેળવે. પ્રત્યેક ગામમાં, તાલુકામાં અને થાણામાં, એકેએક કારખાનામાં અને ઔદ્યોગિક કેન્દ્રોમાં આપણે એવા લડવૈયાઓની ટુકડીઓ ઊભી કરવી જોઇએ કે જે માનસિક તેમજ સાધનોની દ્રષ્ટિએ, આવતા ઉઠાવ માટે તૈયાર અને સુસજ્જ હોય.

એ પછી હિંદી લશ્કરમાં અને બીજા સરકારી નોકરોની વચ્ચે પણ કામ કરવાનું છે. આંદોલન અને દેખાવોનું કામ પણ છે. શાળાઓ, કોલેજો અને બજારોમાં કામ કરવાનું છે. દેશી રાજ્યોમાં તેમજ હિંદની સરહદો પર કામ કરવાનું છે. આપણી તૈયારીઓને વધુ ચોક્કસ સ્વરૂપમાં મૂકવાનું અહીં માટે શક્ય નથી. એટલું કહેવું જ બસ થઇ પડશે કે પુષ્કળ કામ આપણી સમક્ષ પડયું છે અને આપણામાંના એકેએકને માટે કામ છે. અત્યારે ઘણું કામ થઇ રહ્યું છે પરંતુ ઘણું વધારે કરવાનું બાકી છે.

અને એ જુવાનો સિવાય બીજું કોણ પાર પાડી શકશે? આપણા જે વિદ્યાર્થીઓએ આજ પહેલાં જે જવલંત કામગીરી બજાવી છે તેઓ પોતાની એ સિધ્ધિઓને આગળ ધપાવવાનું ચાલુ રાખશે અને એમણે આપેલાં વચનોનું પાલન કરશે એવી આશા રાખવી શું વધુ પડતી છે? આનો જવાબ વિદ્યાર્થીઓ પોતે જ આપે.

મારે કહેવું જોઇએ કે તૈયારીનો અર્થ એવો નથી કે અત્યારે લડાઈ બંધ છે. ના. 'છમકલાંઓ', 'સરહદી પ્રવૃત્તિઓ', 'નાનકડા હલ્લાઓ', 'ભંગાણુ અને અટકાયત', 'ચોકિયાત પ્રવૃતિઓ'–આ બધું તો ચાલુ જ રહે. આ બધું જાતે જ આક્રમણની તૈયારી છે.

ત્યારે લોકોમાં અતૂટ શ્રદ્ધા અને આદર્શ પ્રત્યેની ભકિત સાથે, ચાલો, આપણે આગળ ધપીએ. હિંદની આઝાદીનો સૂર્ય ક્યારનોય ક્ષિતિજની ઉપર આવી ગયો છે. જોજો, આપણી શંકાઓ અને આપણી તકરારોનાં, આપણી નિષ્ક્રીયતા અને આપણી અશ્રદ્ધાનાં વાદળ આવીને એ સૂરજને ઢાંકી ન દે અને આપણને સ્વસર્જિત અંધકારમાં ડુબાવી ન દે.

અંતમાં, દોસ્તો, હું એટલું કહેવા ઇચ્છું છું કે તમારે ચરણે મારી સેવાઓ ધરવા શકિતમાન થયો છું તેથી મને અનહદ આનંદ

અને ગૌરવ ઊપજે છે. તમારી સેવા કરતાં કરતાં આપણા સરદારના આખરી શબ્દો—'**કરેંગે યા મરેંગે**'—મારો ધ્રૂવતારક બનશે અને તમારો સહકાર મારું બળ બનશે અને તમારું ફરમાન મારો આનંદ બનશે.

(સહી) **જયપ્રકાશ.**

"હિંદમાં કોઈક સ્થળે"

(નવેમ્બર, ૧૯૪૨ની શરૂઆતમાં હજારીબાગની જેલમાંથી શ્રી જયપ્રકાશ નાસી છૂટયા ત્યાર પછી એમણે બહાર પાડેલું આ નિવેદન '૧૯૪૨–૪૩નાં તોફાનોની રા. મહાસભાની જવાબદારી' નામના સરકારી પુસ્તકના ૯મા પરિશિષ્ટમાંથી લેવામાં આવ્યું છે.)



| | |
|---|---|
| વૈશંપાયનની વાણી | ૨—૦—૦ |
| અહો રાયજી સુણીએ | ૨—૮—૦ |
| દેશદેશની લોકકથાઓ ભા. ૧ થી ૬ દરેક | ૧—૦—૦ |
| વિશાલખા (પ્રેમત્રિકોણની નવલકથા) | ૨—૮—૦ |
| સમાજવાદ અને સહકારદ્વારા સર્વોદય | ૨—૦—૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨—૦—૦ |
| શ્રીદેવી (બંકીમબાબુ) | ૩—૦—૦ |
| હું ને મારી બા (સુશીલ) | ૧—૪—૦ |
| પ્રભાતના રંગ (વિજયરાય વૈદ્ય) | ૨—૪—૦ |
| કુળલક્ષ્મી કમળા (બંગાળી નવલકથા) | ૧—૪—૦ |
| સાસુજી (ધનસુખલાલ મહેતા) | ૧—૮—૦ |
| મહાગુજરાતનો મંત્રી | ૨—૮—૦ |
| લાટનો દંડનાયક | ૨—૮—૦ |
| મહામાત્ય | ૨—૮—૦ |
| દ્રષ્ટાંત શતક | ૧—૨—૦ |
| અપ્સરા (ઇન્દુલાલ ગાંધી) | ૧—૦—૦ |
| આલબેલ (કરસનદાસ માણેક) | ૧—૮—૦ |
| મહોબતને માંડવે ,, | ૧—૦—૦ |
| સંસાર વિપ્લવ (કેશવ હ. શેઠ) | ૧—૦—૦ |
| અધુું અંગ | ૦-૧૨-૦ |
| ઇર્ષ્યાની આગ | ૧—૦—૦ |
| ષોડશી | ૧—૦—૦ |
| વીફરેલી ગાય (જાગીરદાર વિ.) | ૧—૦—૦ |
| માલિની | ૨—૮—૦ |
| શૃંગાર ત્રિવેણી | ૧—૪—૦ |
| સ્વાતિ | ૧—૮—૦ |
| મુકુલ | ૧—૦—૦ |
| રસિયો જીવ (સૌજન્ય) | ૩—૮—૦ |
| દીલનાં ડંખ (નવલકથા) | ૨—૮—૦ |
| જિંદગીના ખેલ (પનાલાલ પટેલ) | ૩—૦—૦ |
| ભારતીય સ્વરાજ્ય | ૪—૮—૦ |
| ખેડાની લડત (ગાંધીજી) | ૧—૮—૦ |
| અસહકાર ( ,, ) | ૨—૮—૦ |
| મારો જેલનો અનુભવ (ગાંધીજી) | ૦—૮—૦ |
| અન્ય દેશોમાં અસહકાર | ૦—૬—૦ |
| કારાવાસની કહાણી | ૧—૦—૦ |
| સ્વરાજ્યની શરૂઆત (નવલકથા) | ૨—૮—૦ |
| સંસ્કૃતિના વહેણો (ચંદ્રભાઇ ભટ) | ૧-૧૨-૦ |

**સી. શાંતિલાલની કંપની : બુકસેલર્સ : મુંબઈ ૨**